# બે પરણેતરોનો પ્યાર !

( પારસી સંસારની એક સોટી વાર્તા. )

લખનાર—

## મરહુમ માનેકજી એદલજી વાચ્છા.

પ્રગટ કરનાર—

## દીનશા એ૦ કરકરયા.

તે

"હોંગ-સોંગ" ચોપાન્યાના માલેક અને અધીપતી.




આ વાર્તાનું પુસ્તક મરહુમ મી૦ માનેકજી એદલજી વાચ્છાએ
મુંબઇમાં લખ્યું હતું અને મી૦ દીનશાહ એ. કરકરયા
એ મુંબઇ ગ્રાંટરોડ, બાલીવાલા થીયેટર પાસે
આવેલાં જર પ્રીં. પ્રેસમાં પોતાને માટે છાપી
ત્યાંથીજ પ્રગટ કીધું છે.

# સારાં કામોમાં ખોદાની મદદ છે.

—:o:—

રેહમી બાપનો હાથ સદા લાંબો છે. માણસ માત્ર આ દુનીયામાં જેટલું બને તેટલું ભલું કામ કરવાને માટેજ સરજાયેલા છે અને તે કામ પુરૂં કરી જે માણસ આ દુન્યાની વૃધ્ધી અને આબાદી વધારે છે તે ખુદરતનો ખરો વ્હાલો દોસ્ત છે. સારા કામોમા ખુદાનો હાથ છે એમ આપણે આ દુન્યામાં ચાલતા કારોબાર ઊપરથી આયનાની માફક સ્પષ્ટ જોઇ શકયે છીએ. સારાં કામો કરતાં ઘણી મેહનત અને રંજ પડે છે ત્યારે તેને સઘળાંઓ સંપુર્ણ બજાવી શકતાં નથી, પણ જે કોઇ પોતાનું સારૂં કામ કે જે આ દુન્યાના લોકોને માટે કાંઇ ફાયદાકારક હોય છે તે કામ બજાવતાં તો વધારે ઘણી મુશકેલીઓ નડે છે, છતાં જો ઇનસાન ચાહે છે કે આ કામ આપણે પુરૂં કરવું તો ખોદા તેને જરૂર મદદ કરે છે.

હમોએ હમારા ધંધામાં વારંવાર જોયું છે કે ઘણા મુશકીલ સંજોગો વચ્ચેથી ખોદા હમારી અરજ ઘણી નહી ને થોડીબી વાંચે છે અને હમારાં સાહીત્યના મોટાં કામને કોઇ ફરેસ્તા રૂપે ઇનસાનને મોકલીને હમારાં કામને એવું તો આસાન બનાવી દે છે કે જેથી હમો હમારી મેહનતનું રૂડું ફલ જોવાને ઘણા નશીબવાન થઇએ છીએ. હમો ઘણા આશાવાદી છઇએ કે ગમે તેટલા ખરાબ સંજોગો વચ્ચેથી ધીરજ અને ખંત ગુમાવતા નથી અને તેથી તેનું પરિણામ જે કાંઇ આવવું જોઇએ તે આવે છે.

આ વાર્તા ઘણી લાંબી હોવાના સબબે પ્રીન્ટરોની ભુલથી ચાલુ નંબરો હેરફેર છપાયાં છે, પણ સીલ સીલો અને પ્રકરણો બરાબર છેજી. તેથી દરગુજર ચાહયે છીએ.

આ વાર્તા કાંહાણી કીસ્સાને ભુલાવે તેવી મોટી વાર્તા છે અને એ વાર્તા આપણા મોટા પારસી લેખક મરહુમ શેઠ માનેકજી વાચ્છા નામના લેખકે હમુને આપી હતી, જે આજે ચોપડી રૂપે પ્રગટ થાય છે. શીરીનની કાંહાણી, ગુલી ગરીબ, દુખી દાદીબા જેવી મોટી વાર્તાઓના લેખકો, તે આગલ સસ્તા ટાઇમ ના જમાનામાં ચોપડીઓ છાપીને પ્રગટ કરી શકયા હતા નહી, પણ આ કમતરીન શેવક ને ખોદા તાલાએ જાણે પારસી સાહીત્યને એકઠુ કરવાજ મોકલ્યો હોય તેમ હમો આ ભારે મા ભારે કામ ગમે તે ભોગેબી સેહલું બનાવીને હયાં મુકી જઇશું કે જેથી વાંચનારી આલમને એમના ઘણા મીઠાં ફળો ચાખવાના મલશે.

કાહરૂનનો પોતાનો એકઠો કીધેલો ખજાનો મુકી જતાં કાંઇ થોડો ઘણો સંતાપ થયો હતો નહી, તેમજ રોમના બાદશાહ સીકન્દરને પોતાનું રાજપાત મુકીને મરવા ગમ્યું નહી, કારણ આ દુન્યાની સઘળી મીથ્યા ચીજો હમેશને માંટે તેઓએ એકઠી કરી રાખી હતી કે જે ચીજો હયાં મુકીને જવાનો તેઓને કદી વીચાર પણ આવ્યો હતો નહી. જયારે હમોતો હમારો સઘળો સાહીત્યનો ખજાનો એવા લોકોના હાથમાં આપીને જઇએ છીએ કે મરણને બીછાણે લોભ લાલચનો ગમ કરવા હમુને કારણજ મલવાના નથી, તેથી હમો વધારે ખુશી છઇએ.

આ વાર્તા જુના જમાનામાં લખાયલી વાર્તા છે પણ એના મરહુમ લેખક સાથે જો હમુને આગળનો પરીચય હતે તો ઘણા પુસ્તકો અત્યાર આગમજના હમારા હાથે પ્રગટ થયાં હતે.

મુંબઇ
તા૦ ૧-૧૧-૩૪

લી૦ દુવાગો સેવક,
**દીનશા એમ૦ કેરકરયા.**

---

# બે પરણેતરનો પ્યાર!

## યાને

# ખરી હકદાર કોણ?

—o—

(પારસી સંસારની એક વાર્તા)

---

ઇ. સ. ૧૮૫૭ના વરસના સપ્ટેમ્બર મહીનાની આખેરીએ, એક શનીવારની છેક સાંજના, જમાદાર બેહેરામ, ઇગ્રેજ સરકારની લશકરની એક ટુકડીનો વડો, પોતાના ઠાકીને પસીને ગરકાવ થઇ ગયલા લડાએક ઘોડાને તાપી નદીના કીનારા આગળનાં એક જંગલમાંથી રસ્તો કાપવાને અરજ કરતો હતો.

તેની પછવાડે, થોડીક જગાને તફાવતે, તેનો બુઢ્ઢો પણ નીમકહલાલ ઇરાની ચાકર શેહરીઆર પણ એજ પ્રમાણે ઘણી મહેનતે સવારી કરતો હતો.

જેવા તે લોકો તે જંગલની સરહદ ઉપર આવ્યા કે આથમતા સુર્યનાં સીધાં કીરણોએ તે લોકોના ફીકકા પડી ગયલા ચેહરાપર તાજગી બક્ષી.

આપણા જવાન જમાદારની ઉંમર અઢાર વરસની દીસ્તી હતી.

તેનું શરીર સીધા સરવની મીશાલેનું અને રોનકદાર હતું. તેનો ચેહરો બનાવતી વખતે તે પરવરે પાકનું સર્વ ધ્યાન તેમાંજ હતું. તેનો ચેહરો સઉથી ખુબસુરત ઓરતના જેવો હતો. તેના વળ ખાધેલા બાલ સોનેરી રંગના હતા. વળી આ તદન ખુબસુરત ચેહરાપર નાજુકાઇનો જરાબી છાપ દીસતો ન હતો. તેના દીલમાં તે વખતે મલતા લશકરી અમલદારોને છાજતોજ પોશાક હતો. તથા પોતાના સવારી ઘોડાની ઉપર પોતાનું ખરૂંજ ઇરાની લોહી દેખાડતો બેઠો હતો.

તેનો ઇરાની ચાકર શેહરીઆર જે ખરોજ ઇરાની બચ્ચો હતો તે અઘોર વયનો હતો. તેના બાપદાદાઓએ એના શેઠના કુટુંબમાં અસલ વરાવાઓના વખતથી ચાકરી કીધેલી હોવાના સબબથી આ ચાકર પોતાના હાલના આ જુવાન શેઠ સાથે વધારે અતલગનો સંબંધ ધરાવવાનો હક મેળવ્યો હોય તેમ વરતતો હતો. અને તેની આ ચાલ જે બીજા કોઇ નવા અને જુવાન ચાકરના સંબંધમાં ઘણીજ નુકસાનકારક થઇ પડતે તે તેની જઇફીને લીધેજ માફ થઇ શકતી હતી. બીજી બધી બાબદોમાં શેહરીઆરે પોતાનો જાતી સ્વભાવ રાખ્યો હતો. તે એ કે પોતાને મનથી પોતાને મોટો ગણનારો, ઘણોજ મોઝીલો સ્વભાવ રાખનારો, ઘણુંજ ડહાપણ દેખાડનારો, અને પોતાના શેઠ અને તેના કુટુંબ પરીવારપર જીવ પ્રાણ કાઢી આપનારો તે હતો.

જમાદાર બેહરામ જેવા અંગ્રેજ સરકારની ચાકરીમાંના એક

લશકરી અમલદારનો અને મુંબઇ શહેરના "જમશેદ બાગ' જેવા એક મોટા બાગબગીચા અને હવેલીવાલા શેઠના એક પુરા વારેસના ખાસ ચાકર તરીકે રહેવું એ તેને મનથી મોટું માન મળેલું તે સમજતો હતો. ખરૂં જોતાં તો શેહરીઆર એમજ સમજતો હતો કે તેના પોતાના કરતાં વધારે માન અને મોભાવાલું આ દુન્યામાં ફકત એકજ બીજું માણસ હતું અને તે તેનો પોતાનો શેઠ હતો. શેહરીઆરના દીલમાં પણ તે વખતને છાજતોજ એક લશકરી અમલદારના ચાકર જેવો પોશાક હતો. તથા તેનો ઘોડો જો કે દેખાવલો તો નહીં હતો તોપણ જોરમાં તેના શેઠના ઘોડા કરતાં સરસ હતો.

જેવા તે લોકોએ પોતાના ઘોડા થોભાવ્યા કે જમાદાર બેહરામે પોતાનાં ગજવામાંથી એક નાનું દુરબીન કાઢયું અને તેને માંડીને પોતાની નજર પુર્વ તરફ ફેરવીને લાંબી નજરે જોવા લાગો, તે તરફની જમીનનો દેખાવ મોટો અને ખુલ્લો હનો. તેની જમણી બાજુએ મોટી અને દબદબાભરેલી તાપી માતા પોતાનું પાણી લઇ જતી હતી. અને ડાબી બાજુએ અને સામે જ્યાંવેર નજર ગઇ ત્યાંવેર પાણીથી ધોવાયલાં અને તરતનાંજ કાપણી કીધેલાં અને કાદવ કીચલથી ભરપુર ખેતરો સીવાય બીજું કાંઇએ દેખાતું ન હતું.

જવાન બેહરામે દુરબીનમાંજ નજર રાખીને કહ્યું.

"ત્યાં તો નદીનાં પાણી અને ખેતરો સીવાય બીજું કાંઇએ આપણી નજરે પડતું નથી. એક ઝુપડું કે ઘર કાંઇ દેખાતું નથી.

"ઝુપડાં, જામીદાર સાહેબ, બીરામ, નાલીશેઠ, તમે ઝુપડાં

જોતીતી કે?" શેહરીઆરે પોતાના શેઠની નજદીકમાં આવી-ને પુછ્યું.

"હા, જોઉં છું તો ખરો. પણ હોય તો જોઉંની શેહરી-આર" બેરામે દુરબીન બંધ કરતાં કરતાં કહ્યું.

"એને પાછાં નાનાં નહી કરેચ, સાહીબ બીરામ, પેલા બાજુ ફારીને જોએચ કે પેલા મોટા વાદલ આવીચ તે શું છે?"

બેરામ ફર્યો અને પોતાનું દુરબીન પાછું માંડીને પશ્ચીમ તરફનો દેખાવ જોવા લાગો.

તે તરફનો દેખાવબી પુર્વ તરફના જેવોજ હતો. તે તર-ફબી થોડે થોડે તફાવતે ખેતરો અને વચમાં ઉંચાં જંગલી ઝાડો અને ખજુરાં પુશકળ દીસતાં હતાં. તેઓની ઉપર આથ-મતો સુરજ પોતાનાં લાંબાં સીધાં કીરણો એક અંધારી ઝાળી વાદલીમાંથી ફેંકીને જાણે તે જગા ઉપર બધો આતશ સલ-ગાવ્યો હોય તેવો દેખાવ કરતો હતો.

" યા હુરમજદ, પીઆરી બીરામ, એ શું છે?" શેહરી-આરે જયારે જોયું કે તેના શેઠે પુરતો વખત ત્યાં જોયા કીધું હતુ ત્યારે પુછ્યું.

"હું ધારૂંચ, શેહરીઆર, કે બેશક આપણે રાતના સુવા માટે કંઠે છાપડું શોધી કાઢીએ તે અગાઉ એક મોટું તોફાન થશે."

"એતો આપુને મોટા વધાઇ મલ્યા" જંગલી છરાનીએ તાહુકો પુરયો.

"એમ નહી." જમાદાર બેહરામે હજુર સુધી જોવાનું

જારી રાખીને પાછો જવાબ આપ્યો "એમ નહીં. બધી બાજુએ નજર કરતાં એકબી માણસનો આકાર, કે એકબી છાપરૂં, કે જરા ધુમાડોબી નજર નથી આવતો કે તેથી આપણે જાણીએ કે ફલાની જગાએ માણસનું રહેઠાણ છે."

"એ તો પેલીના કરતાં વધારે સારી વધાઇ આવીચ."

"શેહરીઆર."

શીરીઆર, શીરીઆર, ને રૂજ શીરીઆર, પહેલે જરા વાર થતી કે 'પહેલવાન શીરીઆર' કરીને બોલાવતીતી પણ હવે સરકારી માણસ થઇચ તેથી હવે પોતાના બુઢા ચાકર જે બપાવા જેવી થાએચ તેને 'શીરીઆર' કરીને હાંક મારીચ પણ હવે એની વખત આવીચ, ખરાજ વખત આવીચ. સમજેચ કે પોતે કેવા મોટી શાહજાદી હોએચ તેમ ગરદન લાંબા કરીને 'શીરીઆર, એઇ શીરીઆર' કરેચ ને માથાં ખાઇ જાએચ." બુઢા ધરાનીએ અરધા ઠપકાના અને અરધા પ્યારના આકારમાં પોતાના શેઠને માટે વીચાર બાંધ્યો.

"એ બેહરા, સાંભલેચ કે" શેઠે બુમ પાડી.

"જી આવીજી સાહીબ. હું અહીંઆ ઉભીચજી શેઠ."

"શેહેરીઆર; આપણને અહીંઆ આખી રાત ખુલ્લાં મેદાનમાંજ છાવની નાખવી પડશે."

"હવે તો પરવરદીગાર ખેર કરેચ સાહેબ! કેવી રીતે આપરે તાંબુ વગર છાવની કરેચ, જે એમ બોલેચ. બધા બરસાદ ને બીજલીને પવન થાએચ, તે કેવી રીતે છાવની નાખેચ.

"શું કરીએ હવે કાંઇબી સારી જગા શોધી કાઢવી જોઇએ."

" ને એક છાપરાંની બાદલી ઝાર ને તકીઆને બાદલે કઠણુ પથર લેચ, એબી સારા ! શીરીનબાઇ એવા જોએચ તો શું કેચ તે જાણેચ ? "

શેહરીઆરે ધણી જખાં ચલાવવાના સબબથી બેરામે તેની તરફ ડોલા કકડાવ્યા અને શેહરીઆરે વળી પાછાં ભવાં ચઢાવ્યાં.

" લે ચાલ હવે " બીજાવાઇને બેરામે બુમ પાડી, " હુશીઆર થા. રાત થવા આવી છે માટે સુવાની જગા શોધી કાઢવાની તજવીજ કર, સુરજ્જી અસ્ત પામ્યો છે, અને જો પેલું વાદલું કેવું મોટું અને કાલું થતું જાય છે માટે ઉતાવલ કર, ને નકામી ગડબડ છોડી દે. આપણને જલદી જવું જોઇએ. "

" નાલીશેઠ, સાહીબ, બેરામ, આસ્તે આસ્તે જાએચ, તેમાં આપડી તંદુરસ્તી સુધરેચ, ' ધીરાં કામ તે સાહેબની ' ઉતાવલથી ખરદાએલા અને ટાકેલાં વરને જોએચ તો શીરીનબાઇ શું કેચ ? "

" મુગો મરની હવે ! "

" હું મુગા મરેચ પણ તુફાન નહીં મુગારેચ " ફફડી ચટકીને ઘોડાપરથી ઉતરી તેનો પટો તંગ કરતાં શેહેરીઆર બોલ્યો.

એટલામાં તો વીજલીના કડાકા સાથે વાદલ ગરજ્યું અને તેનો પડઘા ચોમેર પંઠરાઇ રહયો. સોસવાતના જેવા ફુંફારા મારતા પવનની સાથે કાલાં વાંદલાંઓથી આકાશ એટલું તો ભરાઇ આવ્યું હતું કે ચોમેર અંધકાર પથરાઇ રહયો. આપણા મુસાફરોના દીલ આ દેખાવથી વીચારમાં પડયાં અને હજુર તો

આપણો જમાદાર પોતાની નજર આસમાન તરફ ફેંકે છે તેટલામાંજ તેનાં કપાલની ઉપર એક મોહોટું પાણીનું ટીપું પડયું અને જાણે હમેશ સુધીનો તેનાં નસીબ પર છાપ મારયો. પાછું વાદલ ગરજયું અને પાછા તેના પડઘા પડયા.

" શરૂ થઇ ચુકયું. હવે તે આપણી ઉપર પુર જોશમાં આવી પડશે " બીહીને નહી પણ અજાયબ થઇને આપણો જુવાન બોલી ઉઠયો, હજુર તો પેલા બીજા ગગડાતનો પડઘા નરમ નહી પડયો તેટલાં એક બીજો અવાજ માહેલા બેથી તદન જુદોજ પણ તેઓની મરી ગયલી આશા સજીવન કરતો તેઓના કાનપર પડયો. તે અવાજ કોઇ માણસ ત્યાં ચાલતું હોય અને ઘર જવાની ઉતાવલમાં પોતાનાં કુતરાંને પાછું તેડતું હોય તેવો હતો.

શેઠ અને ચાકરે બન્નેએ પોતાના ઘોડા થોભાવ્યા અને પોતાનો દમ બાંધીને તે શું અવાજ હતો તે બરાબર સાંભલવાને ઉભા રહયા.

" હવે આપણુને કાંઇ છાપરૂં મલશે ખરૂં. કોઇ માણસ આખો દીવસ આ જંગલમાં રખડીને હવે પોતાને ઘર, આવતા તોફાનની અગાઉ જવાની ઉતાવલ કરતો દીસે છે. આપણે તેનીજ સાથે જઇશું. જોજો! સામેથી કોઇ છોકરી આવતી જણાય છે.

" હા, મારી સાહેબ, સુખરાના પરવરદીગારના પણ આવા વરસાદના વખતે કોઇબી માણસને પોતાના ઘેરથી છોકરીને બાહાર આવવાના શું ગરજ છે જે તે આહીં આવેચ; " શેહરીઆરના દીલમાં શક ઉપજયો.

" અઠ્ઠાવીસમી સપટેમ્બર ! હા બરાબર છે પણ એ તો આપણે મુંબઇગરાઓ એવા નાજુક છઇએ. ગામડેના લોકના મનમાં એવા વીચારો વતીક આવવા કારણ છે. જોઇએ એ કોણ છે તે તો જોવા દેવો. વાહ ? શું સુંદર શીરીન અવાજ આવે છે " પછી પેલાં માણસના બુમ સાંભલીને બેરામ બોલી ઉઠયો.

વળી પાછી તેટલાં ગરજના થાઇ, અને વીજલી પડી. પવન પણ ખુબ નીકળ્યો, અને ઘોડા જેવાં સુંદર મજબુત જણાવરોબી પોતાના સવારો સાથ ધ્રુજ્યા. પણ જેવો તે ગગડાત નરમ પડયો કે પાછી પેલીજ બુમ પેલા કુતરાને પાછી તેડતી જણાઇ.

" બોગી બોગી બોગી, ચાલ અહીં આવ, બોગી. "

" વાહ ! શું સુંદર અવાજ છે " બેરામ બોલી ઉઠયો.

" એ કોઇ જલદી આવેચ તો કેવા સારા થાએચ. " શેહરીઆરે દુવા માંગી અને જાણે તેની આ અરજ કબુલ થઇ હોય તેમ પેલો અવાજ બંધ પડી ગયો અને કોઇના ચાલવાનાં પગલાં પડવાનો અવાજ આવ્યો.

" એ કોઇ જલદીજ આવે છે હવે આપણે જરૂર કેકે સારી આસાએસની જગા ઉપર પોંહચશું. હા, જો પેલો રહયો તે માણસ. " ઝાડીમાંથી નીકલતા એક માણસાઇ આકારને જોઇને બેરામ બોલ્યો.

હજુર તો તે એમ બોલે છે તેટલાંજ વીજલીનો આંખને આંધલી કરી નાખે એવો એક સપાટો પડયો અને જાણે આંખાં જંગલમાં અને આકાસ ઉપર આગ લાગી હોય તેવો દેખાવ એક પળ સુધી થઇ રહયો. અને પછી જોકે હજુરતો સમી

સાંજનો વખત હતો, તોપણ આવા ભયભીત તોફાની વાદળથી તે જગા ઉપર બધું અંધારૂં ગોર થઇ રહ્યું હતું.

નજદીક એક ઘડીસુધી આપણો જુવાન સીપાઇ તે જગા ઉપર સ્તબ્ધ થઇ ઉભો.

પણ આ તોફાનનાં ટુંકા વખતમાં પેલો માણસાઈ આકાર આવાં ભયભીત તોફાનમાંથી ચાલી આવી તેની નજદીકમાં ઉભો હતો. કારણ કે જેવી વીજલી પવન અને ગગડાનની સાથે અંધકાર નરમ પડયો કે—

જમાદાર બેહરામે જોયું તો તેની અજાએબીનો શું પાર? પેલા ધારવામાં આવેલા મરદને બદલે તો તેની નજર એક જુવાન, ખુબસુરત, જંગલી જેવી દેખાતી છોકરી ઉપર પડી, તેનો પોશાક તે વખતને લાએકનો અસલી પણ તદન સંભાલથી પેહેરેલો હતો અને તેની પછવાડે એક મોહટા ભુરા બાલનો પાળેલો ઝનુની કુતરો ચાલતો હતો.

બે પલ તદન અચરતીમાં ઉભો રહીને તેણે જોયા કીધું.

હા, તે એવી રીતે જોતો હતો. કારણ કે તે આકાર એવો તો ખુબસુરત હતો કે તેનો જોડો બીજો મલવો મુસકેલ હતો.

તેણી પંદર વરસની ઉમરની લાગતી હતી. તેણીનો ચેહરો સફેદ બરફ જેવો, આંખો બલુ સોનેરીને કેસ, કમાન સરીખાં ભવાં, સીધું અણીઆલું નાખ, એ અને બીજી દરેક રીતે તેણી એક મેહેલને શોભાવે એવી દેખાતી હતી, તેણીનું વર્ણન થઇ શકવું એક મુશકેલ કામ છે. તેણીનો પોશાકબી અજાયબી ઉત્પન કરે એવો સ્વચ્છ હતો.

પણ આ બધી ચીજો જમાદાર બેહરામને એકી વખતે તરત દેખાઇ નહી. તેની આંખો તો બસ તેણીના ચેહરા ઉપરજ ઠસી ગઇ હતી. તેના દીલમાં તેણી કયાં મલી હતી અને કેવી રીતે મળી હતી તે કાંઇ આવ્યુંજ નહીં.

એક પલ બેઉની નજર એક થઇ અને બેઉ જણ એકમેકને તગર તગર જોવા લાગ્યાં.

પણ તરતજ પોતાની હાલત યાદ કરીને જવાન બેરામ પેલી અબલાને નમ્યો અને કહયું.

"બાનું, અંગ્રેજ સરકારની નોકરીમાંનો હું જમાદાર છું અને કાનપુરથી ત્યાંના બલવા પછી હું અને આ મારો ચાકર ઘર તરફનો રસ્તો લઇએ છીએ, પણ અમો આ જંગલમાં ભુલા પડયા છઇએ. માટે જો તમો બાઇ અમો ઉપર મેહરબાની કરીને અમોને કોઇ ઉતારાની જગો દેખડાવશો તો તમારો મોટો ઉપકાર થશે."

આ જવાન મરદ તરફ પેલી ઓરતે દમમાંજ બેહરામના ચેહેરા તરફ તીકયું અને થોડોવાર વીચાર કરવા ઉભી.

થોડા વખત પછી પેલી છોકરીએ જવાબ આપ્યો—

"શેઠ આ જંગલની હદ ઉપર મારા બાપનું ઘર છે. ત્યાં જો તમો આવશો તો તેવન તમુને મોટી ખુશીથી ઉતારો આપશે."

"વાહ! કેવા મજાના બોલીચ." પેલો જંગલી શેહરીઆર આ સાંભળીને ખુશી થયો.

બેરામે બીજી સલામ કરી અને પોતાની આંખો જે તેણીના ચહેરાપરથી ખીસાડતોજ ન હતો તે ત્યાંજ રાખીને તેણે જવાબ દીધો.

"હું તમારો ઘણોજ ઉપકાર માનું છું અને મોટી ખુશીથી તમારૂં ઇજન માન્ય કરૂં છું. આગલ્ચાલશો બાનુ, બાઇ.

"મારૂં નામ કાંઇ બાનુબાઇ નથી. મારૂં નામ જો તમોને જાણવાની ખાહેસજ હોય તો તે રતનબાઇ છે. મારા આ કુતરાના પગમાં આજે કાંટા ભોકાયા છે માટે મારે એની સાથે આસ્તેથી જવું પડશે," આપણી જંગલી પણ ખુબસુરત અંજાણી અબલા બોલી.

"ત્યારે શું તમો આવા વરસાદ અને તોફાનમાં હયાંજ રહેવાને રાજી છો!" બેરામે થોડોવાર વીચાર કરીને પુછયું.

"શું? એક શીપાહબચા થઇને તમો વરસાદ અને તોફાનથી બીહો છો?" તેણીએ અજબ થઇને તાનો માર્યો.

તેણીનો દેખાવ અને બોલવાના ઉપરથી શેહેરીઆરને એવાં તો ધુજરાં છુટાં કે તે પોતાના ઘોડાની લગામ મજબુત પકડીને તેની પીઠપર મુંગો બેસી રહયો, અને પોતાનાં મનમાંજ બોલ્યો.

"આરી! બીશમ ઇજદ! આઇતો કોઇ સેથાન છે. એમાં શક નથી, કારણ જ્યારે એ આવેચ ત્યારે બીજલી ને બરસાદ ને તુફાનબી થાયાતા. કંઇ સારા વધાઇ નહીં લાવેચ."

બેરામે જ્યારે તેની ઉપર આ રીતનો હોમલો થએલો જોયો ત્યારે જરા મીજાજથી કહયું "બાઇ, મેં તો તમારીજ તંદરોસ્તીને માટે કહયું હતું, નહીં કે મારાં સુખને માટે."

"છટ કંઇ ફીકર નહીં, પણ હવે આપણે અહીં ઉભાં નહીં રહેવું જોઇએ, કારણ કે જોવો, જેને તમો તોફાન કેહવો છો પણ જે એક અમથો પવનનો સપાટો હતો તે તો પુરો થયો છે. પેલી બાજુ ફરીને જોવો કે વાદલ કેવું ખુલ્લું થઇ ગયું છે."

"ખરેખર, તમારા કહેવા પ્રમાણે વાદલ ખુલ્લું થયું છે માટે તમો ખરાંજ 'બાનુ હોસંગ' છો કે જેના આવ્યાથી સર્વ તોફાન નરમ પડી ગયું છે."

"શેઠ, મેં તમોને કહયું કે મારૂં નામ બાનુબાઇજી નથી ને બાનુ હોશંગ પણ નથી. મારૂં નામ તો રતનબાઇ છે."

"વારૂં, તમારૂં જે નામ હોય તે મોબારક પણ મને બરાબર કહેવો કે તોફાન હવે ખચીતજ નરમ પડયું છે કે નહી."

"તમો અમારા આ જંગલના પવનને પીછાનતા નથી. જરાવારમાં વા તીજોરૂ થઇ આવે છે અને વલી વીજલીની માફક પાછું બધું નરમ પડી જાગ છે જુઓ કે વરસાદની વાદલી કેવી ઉતરી ગઇ છે. હવે જો આપણે જલદી જતે તો જરૂર તે તરફના વરસાદથી ભીંજાઇ જવા વગર રહેતે નહીં. પણ હવે તો તે બધું નરમ પડી ગયું છે. માટે ચાલો હવે આપણે આસ્તે આસ્તે ઘર તરફનો રસ્તો લેઇએ." એમ કહીને પોતે આગલ ચાલીને પેલા બેઉ મુસાફરોને રસ્તો દેખાડયો.

---

# પ્રકરણ ૨ જું.

## છુપું ઘર અને તેનાં વસનારાં.

રસ્તે ચાલતાં હવે રાત થવા આવ્યાના સબબથી ચંદ્રના કીરણોએ તેઓનો રસ્તો વધારે ખુલ્લો કીધો. જમાદાર બેહરામ રતનની પછવાડે પોતાનો ઘોડો ધીમેથી ચલાવતો હતો. પણ તેની નજર તે બધો વખત આવા ખાડા ખમોચીઆવાલા રસ્તા ઉપર હોવાને બદલે તેની આગલ ચલતા પેલા ખુબસુરત આકાર ઉપરજ હતી.

શેહરીઆર તેની પછવાડે થોડે દુરથી ચાલતો હતો, અને દરેક દગલે અને પગલે ઘોડા પાસે ઠેર કરાવતો અને બેરામ ઇજદની મદદ અને સરોસ ઇજદની પાસબાની માંગતો હતો. અને મનમાં એવી દુવા માંગતો હતો કે તે કયારે પેલી અબલા જેને તે તો ડાકણજ સમજતો હતો તેનાં પંજામાંથી છુટે.

નજદીક એક કલાક એમ ચલતાં તેઓ એક નાલાં આગળ આવી પુગાં. આહીંઆં એક નાહનો ખડક નીકલી આવ્યો હતો તેની આગલ આવીને તેઓ અટક્યાં. અને રતન બોલી.—

"હાથી બોરદુએ ફરો" અને પોતે આગળ ચાલવા લાગી.

થોડોવાર ચાલ્યા પછી એક માળના પણ છાંટથી બાંધેલાં પેલા ખડકની પછવાડે આવેલાં એક ઘર આગલ તેઓ આવી પુગાં. એ ઘરની આજુબાજુ પેલાજ ખડકના પથરની બાંધેલી એક ભીંત હતી. આ દેવાલના દરવાજા આગળ આવીને રતને પોતાના સાથીઓને નીચે ઉતરવા કહયું. અને બાણું ઉંધાડીને બુમ પાડી.—

"રસતઇ, રસતઇ."

"આવ્યો, બાઇ સાહેબ" અંદરથી એક વાઘના જેવી ગરજના થઇ. અને તરતજ પછવાડેનું એક બારણું ઉઘાડીને એક ડેંગો અને ઠીંગણો, વેંહતીઆં જેવો શખસ નીકલી આવ્યો. તેનો આકાર ગોલ બરનીના જેવો હતો. અને તે કદમાં એકવારથી વધારે ઉંચો ન હતો.

બેરામ વતીક આ અજાએબી જોઇને ડંગ થઇ ગયો.

શેહરીઆરની તો બચારાની વાતજ નહી! તે તો થોડો વાર ઉભો રહીને પછી ગુટણ મંડીએ પડીને ખોદાની બંદગીજ કરવા પડી ગયો.

"એ મોટા પાખ પરવરદીગાર, અમારા ઉપર ઘણાજ મોટી દયા કરેચ. આએ તો ખરાજ સેથાન સુવાય. પેલા જાદુવાલાએ મને તો સેતાનના હાથમાંજ આપીચ." એવું અને એવું બીજું તે ધીમા અવાજે કોઇને પણ સંભલાવા વગર બોલ્યો.

"કાંએ વળી શું છે રતન? અને વલી આ કોણ છે?" પેલો નવો સેતાન બોલ્યો.

"એ લોકો અજાણ માણસો—"

"તે તો મને ખબર છે" વેંહતીઉં વચ્ચે બોલી ઉઠયું.

"સારૂં ત્યારે—એ લોકો સરકારી અમલદાર અને તેનો ચાકર છે. એ લોકો પાસેનાં જંગલમાં ભુલા પડયા હતા અને આજની રાત આપણે ત્યાં ઉતારો લેશે. મારો તુને ખાસ હોકમ છે કે એ લોકોની તું બરાબર બરદારત લેજે. અને પહેલે

પેલા ચાકરને આપણો તબેલો દેખડાવ કે ત્યાં એ પોતાના ઘોડાઓ બાંધે. ચાલ, વેક, સાંભલેચ કે?"

"હા, આએ દોરયો. ચાલ એઇ ઉઠ," તદન બીહકથી ધ્રુજેલા શેહરીઆરનો હાથ પકડીને તે બોલ્યો.

પણ શેહરીઆર તેના હાથને ઝટકો મારીને તેની આગળથી ખસી ગયો. અને પોતાના શેઠ આગલ ગુટણ મંડીએ પડીને બોલવા લાગ્યો.

"ઓ નાલીશેઠ, ઓ બીગમજી શેઠ મને માફ કરેચ, મને બચાવેચ, મને એને લઇ જવા નહી દેચ, એતો સેતાન છે. અને માગ મરવાના વખત નહીં આવીચ."

"ચકરમ, મુગો મર! તું જોતો નથી કે એતો પેલી જુવાન બાઇનો ચાકર છે."

"જુવાન ભાઇ, ચાકર, અરે એ તો પેલા સેતાન ને ડાકણ છે!"

"રસતઇ, એને અહીંજ રહેવા દે, અને તુંજ એકલો બેઉ ઘોડાઓને લઇ જા, અને પેલા બોગીનેબી જરા કાંઇ ખાવાનું નાખજે અને તેના પગે પાટો બાંધજે." તરતજ રતને હોકમ કીધો.

"આએ ચાલ્યો રતન, હું અઅઅ." બુઢા શેહરીઆર તરફ દોલા કકડાવતો અને તેને વધારે બીહવડાવતો રૂસતમ ગયો.

"મેહરબાની કરીને થોડોવાર બેસીને અહીં આસાએસ લેવો તેટલાં હું તરતજ પાછી આવું છું" રતને પેલા બેઉ જણને એક કોચ દેખાડીને તેપર બેસવા કહયું અને પછી ડાબા હાથપરનું એક બારણું ઉઘાડીને તેમાં દાખલ થઇ.

બીજીજ પલે બેરામે અંદરથી એક ધોધારી અવાજ સાંભળ્યો.

"કેમ રતન, આજે એટલોવાર વેર કયાં હતી?"

"અમેથી જરા ચાંદરણામાં ફરતીતી, બાવાજી."

"ચેરી છોકરી, અત્યાર સુધી તે કાંઇ ફરવાનું હોએ કે?"

"બાવાજી, મને તમો ઠપકો ના આપો."

"હું કોઇબી રીતે તુંને ઠપકો આપવા માંગતોજ નથી, હું જાણું છું કે જેવી રીતે તુંને સુખ, મજા અને મોજ જોઇએ તેવી રીતનું તુંને અહીં કોઇબી મલતું નથી."

"અને હું કાંઇ માંગતીબી નથી, બાવાજી."

"હાઆ! માણસો જ્યારેબી બીજા ખટલામાં, અને રાજદુવારી અને સંસારી બાબદોમાં જીપલાવે અને પોતાનું સરવસ્વ જોખમમાં નાખે તે અગાઉ જે લોકોનો તેઓ ઉપરજ નીભાવ હોય તે લોકોનું શું થશે, ને વીશે પુખ્ત વીચાર કરવો જોઇએ. મારે પોતાને તે માટે તો હવે મને મુદલ દરકાર નથી. પણ જ્યારે તું કોણ છે અને તારૂં હવે પછી શું થશે તે માટેનો વીચાર કરૂં છું ત્યારે—

"મારે માટે? હું!! શું તમો એમ ધારો છો કે હાલ હું જે છઉં તેથી કોઇ જુદીજ હવે પછી થવશ? હું સદાની છુતી, હસ્તી, રમતી, સુખી રતન, જેને તમો આટલા બધા ચાહો છો તે હવે પછી બદલાવશ? હાહાહાહા." તેણી મોટેથી હસી અને બધું ઘર ગજાવી મુકયું.

"તે તો ખરૂં પણ--ચાલો કાંઇ નહીં, તેમાં શું."

"પીતાજી, મને બસ એકજ વખત કહો કે મેં એવું તે શું મોહટું ખોયું છે? દુન્યામાં તમારો ઓધો એવો તે કેવોક મોહટો છે? એવી તે કઇ ચીજ છે કે તમો હંમેશની સુકી છુતા છો, અને જેને માટે તમો હમેશનો વીલાપ કરો છો! અને તે કેવી રીતે ખોહી છે?"

"હમણાં નહી, હમણાં નહીં, પણ એક વખત એવો આવશે કે જ્યારે હું તુંને કહીશ કે શા માટે મારી પુઠે જમની માફક સરકારી માણસો લાગેલાં છે અને શાને માટે હું એક ઘેરાએલા ઉંદરની માફક માણસની વસ્તીથી દુર આવાં દરામણાં જંગલમાં આવી વસ્યો છું, અને જ્યાં હું પોતાને છુટો સમજું છું."

"ખોદા કરે ને તે વખત જલદી આવે! પણ પ્યારા બાવાજી, જ્યારે તમારી સાથે હું આ વાત કરૂં છું ત્યારે એક બીજી વાત હું તદનજ તમોને કહેતાં ભુલી ગઇ છું. બાવાજી, હું આજે મારી સાથે કોઇ બે અંજાણા શખસોને ઘરમાં લાવીછું."

"અંજાણા શખસો? રતન, એ તું શું બોલે છે? તું કાંઇ મારી મશકેરી કરે છે?"

"નહીં બાવાજી, હું જે કહું છું તે ખરૂંજ છે."

"ખોદાને વાસ્તે કેહ કે તેઓ કોણ છે."

"અંગ્રેજ સરકારની નોકરીમાંનો એક લશકરી અમલદાર—"

"લશકરી અમલદાર, અહીં, અને વલી આપણાં ઘરમાંજ. છોકરી તું ખરીજ મગજથી ખીસેલી છે.

"નહીં, બાવાજી, એ એક લશકરી ન્યાય ખાતાંનો અમલદાર, છેલ્લા કાન——"

"ન્યાય ખાતાંનો અમલદાર! કમબખ્તીના પારાવાર! રતઇ, આપણે લોકો ફસી પડયાં છીએ, અને તેં અંજાણપણે શીકારીને તેના શીકારના ગોફામાં દાખલ કીધો છે."

"પીતાજી, પીતાજી, નહીં, એમ નથી. જો કદીબી તમો એક ખરોજ ગ્રહસ્થ માણસ જોવા માંગતા હોવો તો તે આએજ છે. તેના કહેવા પ્રમાણે તે કાનપુરના બલવાની વખતે કતલ થતાં બચી આવેલો એક અમ્લદારજ છે.

"તેને અંદર બોલાવ, હું વધારે વખત શકમંદ રહી નથી શકતો. જે હોય તે જલદી જાણેલું સારૂં."

રતને બારણું ઉંધાડયું અને બેરામ જેણે આ બધી વાત સાંભલી હતી તેને અંદર આવવાને અસારત કીધી.

તે જવાને માટે ઉઠયો.

શેહરીઆર તરતજ કુદીને ઉઠી ઉભો થયો અને પોતાના શેઠનો દગલો પકડીને બોલ્યો "ઓ શીઠ, મને અહીં નહી મુકેચ. હું એકલા મરી જાએચ, પેલા સેચાન મને ખાઇ જાએચ, મનેબી સાથે લેઇ જાએચ."

"મુરખ મુગો રેહ."

રતન જો કે આ વખતે પોતાનું હસવાનું નહીં દબાવી શકી તોપણ હસ્તે મુખડે તેને પણ અંદર આવવાની રજા આપી.

——:o:——

# પ્રકરણ ૩ જું.

## જાગીર તીરંદાજ અને જમાદાર બેરામ વચ્ચેની ગુફતેગો.

તેઓ એક મોટાં ચોરસ કુસાદે દીવાનખાનામાં દાખલ થયાં. તેની સીલીંગ ઘણી નીચી હતી અને ભીંતો લાંબા વખતથી કે ધુમાડાથી કાલી જેવી થઇ ગઇ હતી. આ ઓરડો ઘેરની બાજુએ આવેલો હોવાથી તે પેલી તેકડીની ઘણીજ નજદીકમાં હતો.

આ ઓરડાની વચોવચમાં શીલીંગની નીચે એક ફાનસ જુલાતું હતું. તથા તેની હેઠે એક સાગનાં લાકડાંની તેબલની ઉપર કેટલીક ચોપડીઓ પડેલી હતી. તેની પાસે પેલીજ જુની ઢપની સાગની એક ખુરસીપર એક ઘરડો માણસ બેઠેલો હતો.

તે અધોર ઉમરનો દીસતો હતો. તથા દરેક લડાએક હીલચાલોથી ભરપુર હતો. એક લાંબી દહાડી તેના પેહરવાની ચેહરાને જેબ દેતી હતી, તોપણ તેનો ચેહરો જેહમત અને વીચાર વીચારથી ફીકકો મારી ગયો હતો.

એક પઇસે પુર પારસીને છાંજતો પોશાક તેણે પેહેર્યો હતો.

તે દરવાજા તરફ મોઢું કરીને બેઠો હતો. અને જેવા પેલા મુસાફરો અંદર દાખલ થયા કે ઉભો થઇને તેઓને આવકાર દેવા તે બે પગલાં આગલ વધ્યો.

"પ્યારા પેદર, ભુલા પડેલા જમાદાર બેરામજી તે એવણ છે" રતને ખુલાસો કીધો.

કંઇક અજબ જેવું ઉચું માન આપણા જમાદારના દીલમાં પોતાના મેજબાનને માટે તેને જોતાંજ પેદા થયું અને તે ઘણોજ વાંકો વલી સલામ કરીને ઉભો રહયો.

પેલા બુઢાએ પોતાનો હાથ લંબાવ્યો અને ઘણીજ સભ્યતાથી કહયું—

"મુજ જેવા જંગલવાસી ગરીબના ઘરમાં તમારાં મુબારક પગલાં જોઇને હું ખુશી છું."

"મેં તમો સાહેબને નકામી આટલી બધી તસ્દી આપી છે તે માટે હું માફ માંગું છું" બેરામે મોંહ ખોલ્યું.

"અરે એમાં તસ્દી શું છે મારા સાહેબ!" એમ કહેતાં એક ખુરશી આગલ ખેંચી અને તેને બેસવાની ઇસારત કીધી. "અમોને કયાં ઘડી ઘડી તમો જેવાઓના મુબારક દીદાર જોવાની તક મલે છે."

એક બીજી વખતે નમાને બેરામે પોતાની પાઘડી ટેબલ ઉપર મુકી અને પોતે ખુરસી ઉપર બેઠો. પછી બુઢાજીએ બેસીને વાત આગલ ચલાવી—

"મારી દીકરી મને કહે છે કે તમો જનરલ હયુએટની ફોજ સાથે અહીંથી કાનપુર તરફ કુચ કરી ગયા હતા."

"હાજી—અને મારાં કમનસીબે મેં તે બહાદુર સરદાર અને તેની આખી ફોજને રાતને વખતે કતલ થતી જોઇ છે" પરોણાએ એક હાએ મારીને કહયું.

"અને—અને જો હું ભુલતો નહીં હોઉં તો તમો પણ ઘાએલ થયા છો" પાછો દીલાસાના આકારમાં સવાલ પુછાયો.

"બુઢા શેઠ, એમ કેચ કે એ તો બધા મારીજ ગીઆંતા" એક ખુણામાંથી સાદ આવ્યો.

અને બેઉ મેજબાન અને જજમાને નજર ફેરવીને જોયું તો ઓરડાના એક ખુણામાં એક પુતલાં માફક શેહરીઆર ઉભો હતો.

" એ શું રમકડું છે ? " કરી બીઢાજી પુછતા હોય તેમ બેરામ તરફ જોવા લાગા.

" એ તો, સાહેબ, મારો બુઢો ચાકર છે. " બેરામે ખુલાસો કીધો અને પછી ફરીને શેહરીઆરને પુછ્યું." જંગલી તુંને કોણે પુછ્યું હતું જે તું બોલ્યો."

" પુછેછ, પુછેછ કોણ, કોઇ પુછેચ નહી ને બોલેચ નહીં તેથી હું જવાબ દેચ. તેમાં ગુસે નહી થાએચ, જામી-દાર બીરામ, તું નહીં જાણેચ, તું નહીં જાણેચ તું કેવા ઉતી, તે વખતે તું બોત ખરાબ ઉતી, હુંજ જાણેચ શું થાએચ, તેથી હુંજ કેચ. "

બેરામે તેની ઉપર ડોલા કકલાવ્યા પણ તેટલાં બુઢાજી વચે પડયા અને બોલ્યા,

"શેઠ મારી ઉપર એક મેહરબાની કરશો? આ તમારા ચાકર ને આપણી આગલ બોલાવો અને એને તમારી તથા એની બેઉની વાત કેહવા દેવો કે તેથી કરીને હું બધું બરાબર જાણું અને મને જરા રસ પણ લાગે. કારણ કે હું જાણું છું કે જેટલું એ કહેશે તેમાંનું અરધું પણ તમો કહેશો નહીં. "

બેરામ નમ્યો અને હસીને પોતાના ચાકરને કહ્યું;—

" અહીંઆં તારી ઉપર બધાં ઘણીજ મેહરબાની બતાવે છે, જંગલી, માટે ચાલ, બહાર આવ અને તારી વાત માંડીને કેહ. "

આવી રીતે બોલાવ્યાથી શેહરીઆરની ખાતરી થઇ કે હવે તેને કોઇ ઇજા કરશે નહીં, એવું માનીને તે આગલ આવ્યો અને ખુબ તરેહથી નમીને પછી પોતાનો ઇરાની ફેંતો માથા પરથી ઉતારીને તેબલ પર મુકયો અને પછી પોતાની વાત પોતાની ભાષામાં ચલાવી, પણ તે લાંબી હોવાને લીધે આપણે તુંકામાંજ તે સાધારણ બોલીમાં પતાવશું. બેરામની વાતનો સાર નીચે પ્રમાણે હતો.

" અમો કાનપોરમાં રાતના છાવણી કરીને સુતા કે રાતના નજદીક બે ને શુમારે ઘોંઘાત થતો સંભલાયો અને સુતેલાં માણુસોને સાંમી બોરદુવાલાઓ આવીને કતલ કરવા લાગા, આ વખતે ખુનરેજી ઘણી થઇ અને જોકે ઘણીજ ઝપાઝપી થઇ તોપણ અમારી તરફવાલા સર્વ લોકોનો ઘાણ નીકલી ગયો. અને છેલ્લે અંતે મારો શેઠબી જ્યાં સુતો હતો ત્યાંથી ઉઠીને લડતો લડતો આવીને તંબુની બહાર થોડે દુર ઘાએલ થઇને પડયો. પણ મેં એને તે વખતે પડતાં જોએલો નહીં તેથી ચાર વાગાને સુમારે બધું શાંત થયું ત્યારે હું તેની શોધમાં નીકળ્યો. મેં દરેક લાસ જે એના જેવી જણાઇ તે ઉઠલાવી અને એમ શોધતાં છેક જ્યારે હું તંબુની બહાર આવ્યો ત્યારે દુરથી મને એની લાસ પડેલી જણાઇ. પણ હજુર તો હું તેની આગલ જાઉં તેટલાંમાં એક મુસલમાન આવ્યો અને મારા શેઠનું માથું ઉંચકીને પોતાના ખોલા ઉપર

મુંકયું અને પછી પોતાની ચોટી અને ગજવાં તપાસવા લાગો પાછું તેનું માથું હેઠે મુકીને પાછો પોતાના ગજવાં તપાસવા લાગો. હું ચેતી ગયો કે મારા શેઠનું ગળું કાપી નાખવાને માટે તે છરી શોધતો હતો. માટે મેં મનમાં વીચાર્યું કે મારા શેઠને મારવા અગાઉ તે પોતેજ મરવો જોઇએ. એમ વીચારીને હું આસ્તે આસ્તે તેની આગલ ગયો.

પણ તમો માનતા હોતો માનજો સાહેબ, કે જોકે હું બીલાડીની માફક આસ્તે આસ્તે ગયો તોપણ મારાં પગલાં સાંભળ્યાં અને તરતજ મારી સામણે તે કુદકો મારીને આવી લાગો. મેં તરતજ સાવચેતી વાપડી તેને ગરદનમાંથી પકડયો અને મારી કમરેથી ખંજર કહાડી તેને લાંબો કરી નાખ્યો. પછી મારા શેઠની આગલ જઇ મેં તેનું બદન તપાસ્યું તો આંગ ગરમ લાગ્યું. તેથી તરતજ તંબુ તરફ દોડયો અને મારા ઘોડાનાં જીનની નીચે જે બરાંન્દી મેં છુપાવેલો હતો તે લાવી મેં જેમ તેમ મારા શેઠનાં ગલાંમાં ઉતાર્યો. તેથી તેને હુશીઆરી આવવા માંડી અને બેસવાની જરાપણ તાકાદ આવી કે અમો બન્ને જણુ ઘોડા પર સવાર થયા અને ત્યાંથી નહાસવા માંડયું.

પણ જો એક મુવેલાં મુરદાંને ઘોડાપર બેઠેલુ જોવું હોય તો તે વખતે મારો શેઠ હતો. પણ ખોદાના હોકમથી અમો લોકો એક લાકડાંનાં બાંધેલાં ઝુપડાં આગલ આવી પુગા અને ત્યાંજ તે બેસુધ થઇને તુટી પડયો. આ ઝુપડામાં અમે લોકો એક મહીનો સુધી રહયા અને જેવી મારા શેઠમાં થોડી તાકાત આવી કે હમો મુસાફરી કરતા આહીં આવી પુગા છીએ."

શેહરીઆરે પોતાની વારતા હયાં પુરી કીધી.

પછી પેલા બુઢાએ પુછ્યું "ભાઇ, તારૂં નામ શું ?"

"શેહરીઆર, મારી મીરબાન."

"ત્યારે શેહરીઆર, તું બી એક ખરેખરો શેર બચ્યો છે હું ! " પછી બેરામ તરફ ફરીને પાછું કહયું "ત્યારે હજુર હું ધારૂં છું કે તમારા ઘાહ તો રૂજાયા નહીં હોય."

"જો ખરૂં પુછો તો નહીજ, મેહરબાન પણ મને મારે ઘર જવાની એટલી તો ઉતાવલ હતી કે જેવો હું ઘોડા ઉપર બેસવાને શકતીવાન થયો તેવુંજ મેં ચલુ મુકયું" બેરામે જવાબ આપ્યો.

"અને આવી નાજુક હાલતમાં તમોએ આવા તોફાની પવનમાં ભીંગાવું નહીં જોઇતું હતું. તમારા ભીંગાવાની ગુવાહી પુરે છે, માટે હું ધારૂં છું કે તમો તમારાં કપડાં બદલશો તો ઘણુંજ સારૂં"

એટલું બોલી તે બુઢાજીએ રૂસ્તમને હાંક મારી બોલાવ્યો જે સાંભલીને બટકો રૂસ્તમ દોડી આવ્યો.

"રૂસ્તમ, આ શેઠને મારા ઓરડામાં લઇ જા, અને મારાં કપડાંની એક જોડી કાઢી આપ."

પેલું બટક નમીને પાછું ગયું અને જરા વારમાં બતી લઇને પાછું નજરે પડયું.

બેહરામે તેને જોતાંજ ઉઠીને તેની પછવાડે ચાલવા માંડયું,

શેહરીઆર પેલા બુઢા ગ્રહસ્થ આગલજ રહયો અને પોતાનું પીજન પીજવા લાગો.

રૂસતમ આપણા પરોણાને લઇને માલ પરના એક ઓરડામાં દાખલ થયો. આ ઓરડો નીચેના ઓરડાની બરાબર ઉપરજ આવેલો હતો.

રૂસતમે એક પેટી ઉઘાડી અને તેમાંથી એક જુનો જેવો લેંગો સદરો વગેરે કાઢીને બેહેરામને આપ્યો જે કપડાં બદલી પાછો પેલાં નીચેનાં દીવાનખાનામાં દાખલ થયો અને ત્યાં પાછી પોતાની જગા લીધી.

પણ એક વાત તેને ઘણીજ દલગીર કરતી હતી તે એ કે હજુર સુધી તેને પોતાનાં આવા મેહરબાન મેજબાનનું નામ ખબર નહી હતું; માટે હવે તેણે જાણવાની ખાહેશ કીધી. આસ્તે આસ્તે વાત પરથી વાત લાવીને તેણે ઘણીજ નરમાસથી હસીને કહયું.—

"બેઅદબી માફ છે, શેઠ પણ જો કે મેં આટલો વખત થયો તમારાં ઘરમાં આસરો લીધો છે તોપણ તમારૂં નામ સુદલ ખબર નથી."

પેલા બુઢાએ કોઇએ એક ફતકો મારયો હોય તેમ તે ચમકયો પણ પછી તરતજ તે નરમ પડી જઇને બોલ્યો—

"મને લોકો 'જેહાંગીર તીરંદાજ' ના નામથી ઓળખે છે."

બેહરામ નમ્યો અને બોલ્યો "હું કદી પણ એ નામ વીસરીશ નહી !"

પણ પછી તેનાં મનમાં વીચારો આવવા લાગા "ત્યારે મારી સુંદરીનું નામ તો રતનબાઇ જાંહાંગીરજી તીરંદાઝ છે, નહી ! 'તીરંદાજ,' ઘણીજ અજબ અટક, અને વલી એ

બોલ્યોખી કેમ ? 'મને લોકો જાંગીર તીરંદાજના નામથી ઓળખે છે.' પણ ત્યારે એ કાંઇ એતું ખરૂ નામ નહીં હશે એમાં કાંઇબી ભેદ હોવો જોઇએ. પણ હોશે, તેમાં મારે શું લેવું દેવું છે કે હું એટલી બધી ખણખોડ કરૂ" તે આવા વીચારો કરતો હતો તેટલામાં રૂસતમે બારણાં આગલ આવીને "ખાણું તઇયાર" હોવાની ખબર આપી.

"ચાલો, બેરામજી શેઠ તીરંદાજે ઉઠીને પોતાના જજમાનને તેડું કીધું અને રાંધણી તે ઓરડાની સાંમેજ હોવાથી તેમાં દાખલ થયા.

ત્યાં એક નાધલી સેતરંજીપર તે, રતન, અને બેરામ. ત્રણુડે જણ ખાવા બેઠાં, જમી રહયા પછી જેહાંગીરે બેરામને જલદી સુઇ જવાને કહયું, કારણ કે રસ્તાની થાકથી કદાચ તેના જખમો પાછા જોર કરી આવે માટે તેને આશાએશ લેવાની જરૂરજ હતી.

બેહરામ સુવા ગયો ખરો, પણ રતન તેનાં મનમાં રમીજ રહી હતી.

## પ્રકરણ ૪ થું.

### રતન ! રતન !! રતન !!!

આખી રાત, સારા અને મોટા, સુખ અને દુઃખના સ્વપનાઓ જોઇને બીજે દીને સહવારના બેરામ રતનનુંજ નામ મોહપર લઇને ઉઠયો.

તે ઉઠયો તે વખતે તેના મોહ પરની નુરાંની ઉડી ગઇ હતી; તેની આંખો લાલ લોહીની છારીથી ભરેલી હતી. તેનું માથું દુઃખતું હતું, અને છાતી ધડક ધડક થતી હતી. તેની નસોમાં લોહીનું જોર ઘણુંજ હતું. ખરૂં જોતાં તો તેને રસ-

તાની થાક તાજા ધાહ અને છેલ્લાં છુપા પ્યારના જોસ્સાથી તેને તાપ લાગુ પડી હતી.

તેણે પોતાનું ઓઢવાનું દુર ઉડારી નાખ્યું અને બીછાનાં માંથી ઉઠીને બારીઓ તરફ ગયો ત્યાં તેને પેલી ટેકડી પેહલી નજરે પડી. અને તેને વીચાર આવ્યો કે જે પ્રમાણે પેલી ટેકડીએ તેનાં બલતાં કપાલ ઉપર થંડા પવનની લેહકી આવતી અટકાવી હતી, તેજ પ્રમાણે એવાજ મજબુત પથરના એક ડુંગરે તેનાં જલતાં જીગરની આગ બુઝાવવાને માટે પ્યારના થંડાં પાણીનાં એક પણ ટીપાંને આવતું અટકાવ્યું હતું.

અને તે એવો તે કીઓ મોટો ડુંગર હતો ?

દુનીઆની ટુંકી નજરમાં આવતો શું તે સંસારી તફાવત હતો ? તે મુંબાઇ જેવાં ગુલજાર શાહેરના "જમશેદ બાગ" જેવી સરસ મીલકતનો એકપુરો વારેસ હતો. અને રતન, મુંબા-ઇથી દુર અરાજન જેવાં ગાંમડાંનાં એક જંગલમા રેહતા કોઇ બેગાનાની છોકરી, અરધી જંગલી, બરાબર કેળવણી લીધેલી નહી પણ ખુબસુરત અને વળી એવી કે થોડા કલાકના અરસામાં તેનાં જીગરમાં પ્યારના ઝાડો ઉગાડીને સલગાવી મુકેલાં એવી તે જાદુગરની, તે છોકરીને માટે તેનાં સગાંઓ અને સીખેલા પઢેલા દોસ્ત આસનાવો શું કેહેશે ? તેઓ ગમે તે કહે તેની તે દરકાર કરતો ન હતો. તેને મનસે એવી તકરારો પ્યારના ડુંગર પર ચઢેલાં પશુઓને માટે ઓલંગવાના ઘણાંજ નાંધળાં જેવાં નાળાં હતાં.

પણ ત્યારે એવો તે કયો બીજો ડુંગર હતો કે જે તેના પ્યારની આડે આવતો હતો ? શું તે પોતાની આબરૂને વધારે

ચાહતો હતો ? દુનીઆંમાં તેને સઉથી વધારે પ્યારી ચીજ આબરૂ હતી. દુનીઆમાં આબરૂજ હતી, કે જેનેથી તે વધારે બીહને ચાહતો હતો. તે એક એવી ચીજ તેને મનથી હતી કે જે ચીજને તે શું ઓરત કે શું મરદ કોઇનેબી શકની નજરે જોવા દેતો ન હતો. તે આબરૂને જીવ કરતાં વધારે સંભાલતો હતો અને વખત આવવે આબરૂને માટે જીવ પણ આપવા તઇયાર હતો. એ તેની સુનેરી દોલતને આએ બલવાની વખને કસોટીના પથરપર અજમાવી જોવામાં આવી હતી. અને તે તેણે ખાતરી ભરેલી રીતે છેક તંબુની બહાર લડતો જઇને ખાત્રી કરી આપી હતી.

ત્યારે એ પ્રમાણે તો આબરૂને માટે એક વખતે તેનો જીવ પણ ધાસ્તીમાં હતો અને તેની પણ તેણે દરકાર નહીં કીધી હતી. તો શું હવે પ્યાર જેવી ચીજને માટે પણ આબરૂનેજ વલગી રહેશે ? તે ભયની વખતે આબરૂનેજ વલગી રહયો હતો, હવે લાલચ તેની સાંમે આવીને ઉભી રેહશે તે વખતેબી તે આબરૂનેજ વલગી રેહશે કે ?

શું કરવું તે તેને સુજ પડયું નહી.

રતન જેવી આવી સરસ પુટલીને મુકીને હમેંશ સુધી જતું રેહવું, યા ત્યાંજ રહીને તેને માહત કરવી ? જો તે રેહવા માંગતે તો "મન હોય તો લંકા જવાએ" તે પ્રમાણે તેની પાસે ત્યાં રેહવાને માટે કારણો અને બહાણાં પુશકળ હતાં.

આ પ્રમાણે વીચાર કરતો હતો તેટલાં તેના ઓરડાનું બારનું ઉઘડયું અને શેહરીઆર પોતાના શેઠને માટે મહોડું ધોવાનું પાણી, તુવાલ, સાબુ વગેરે લઇ આવ્યો અને પછી જઇને

શેઠનો લશકરી લેબાસ જે આખી રાતમા સુકાઇ ગયો હતો તે પખોરી ઝાટકીને લઇ આવ્યો.

બેરામે નાહીને પોતાનો પોશાક જેમ તેમ ઉતાવળથી પહેરી લીધો, અને પોતાના મનની રાણીનો ચહેરો એક વખત ફરીથી જોવાના સબબથી જલદીથી નીચે ઉતરયો અને જે ઓરડામાં ગઇ કાલે બેઠો હતો તે ઓરડામાં દાખલ થયો.

ત્યાં જંગલવાસી જાંગીર પોતાની ખુરસી ઉપર બેઠેલો જણાયો. તેણે ઉઠીને તેને આવકાર આપ્યો અને પુછ્યું.—

" હું ધારૂંછ કે તમો રાતના બરાબર સુતા હશો અને હાલમાં સારી પેઠે હશે."

"અલબત અહીંતો જો કે કોઇ ડાકટર છે નહીં. તોપણ હું પોતે થોડું ઘણું વઇદુ જાણું છું, અને તેના અભ્યાસ વગર પણ દુનીઆની ચઢતી પડતીએ મને દરેક વાતે હુશી-આર કીધો છે. નાસ્તો ખાઇ રેહવા પછી આપણે તમારા ઘાહને માટે વધારે ઇલાજો કરશું."

હજીરતો એટલું બોલી નથી રહયો તેટલાં પેલા બટકા રૂસતમે આવીને નાસતાની ખબર આપી. જમવા બેસવાની અગાઉ પાછી જાંગીરે બેરામને રાખવાની પોતાની બોંહસ ચાલું કીધી. બેહરામે પેહલાં જાણે રેહવાથી કેવો દલગીર હોય તેવો ચેહરો કરીને પણ અંદરખાનેથી જે જગાને તે હવે આટલી બધી વહાળી ગણવા લાગો તે જગા છોડી નહીં જવાનો વીચાર હોવાથી તેણે અણગમે ચેહરે તેનું તેડું કબુલ કીધું.

તેટલા વખતના અરસામાં રૂસ્તમે સેતરંજી પાંથરી અને

નાસ્તો તઇયાર કીધો, અને જાંગીર તેની ઉપર બેઠો પણ બેરામ કોઇની વાત જોતો હોય તેમ ઉભો રહયો.

"તમે શું રતનની વાત જોવોછો કે? બેશક તેણી હમણા આવતી હશે. તેટલાં તમો તો બેસો." ખુલ્લાં દીલના જાંગીરે કહયું.

બેરામ બેસવા જતો હતો તેટલાં એક બીજું બારણું ઉઘડયું અને રતન હાથમાં તાજાં બનાવેલાં માખણની એક રકાબી લઇને દાખલ થઇ અને સેતરંજીપર બેઠી.

જ્યારે બેરામને આ છોકરી ગઇ કાલે જંગલમાં ખુબસુરત લાગી હતી ત્યારે હવે તો તે પોતાનાં ઘરમાં પોતાનાં હમેશના સાદા પોશાકમાં કેવીક ખુબસુરત લાગવી જોઇએ.?

તેણીનો પોશાક તદન સાદો અને અસલી હતો. છીતનું ઉભી બોંએનું અસલી રીતનું બદયાન, લાલ ઉંચા અલેચાની ઇજાર, અને મલમલનો સદરો તેની ઉપરની પાલવની ખાખાની કોરની પીલી ધાતની સાડી સાથે શોભી રહયો હતો. એ સીવાએ તેણીના આંગપર બીજું કાંઇબી ઘરેણું હતું નહીં. એરીંગ, કે વીટી, કે સાંકલી, કે બાંગરી જેવું કાંઇએ દીસતું નહી હતું. પણ એવાં ઘરેણાં વગરબી તેણી એવીતો સરસ દીપતી હતી કે નરી જાણે આકાશની હુરી!

ખાવા બેઠા પછી બેરામના બધા વીચારો રતનને વીશેજ હતા. અને ખાવાનું વતીક ભુળી જઇને તે બેસી રહયો હતો. આ પ્રમાણે થોડોક વાર ચાલ્યા પછી જાંગીરે મોહ બોલ્યું:—

"એ એમ કાંએ? તમો જમતા કેમ નથી બેરામજી? શરમાવો છો કે? જો એમ શરમાશો તો તમેજ ભુખા રહેશો."

"અરે નહીરે સાહેબ, સરમાવાનું શાનું?"

"પણ ત્યારે તમો વીચાર શાનો કરો છો?"

"અરે-અરે-નહી રે સાહેબ, હું અમથોજ બેઠોછું? આએ શું જમું છું તે?"

"અંહ, હું સમજયો તમોને ઘેર યાદ આવતું હોશે. પણ ભલા માણુસ સારા થઇને જજોની. તમુને કોણ અટકાવે છે? દીકરી રતન, તુંને ખબર કે, બેરામજી થોડા દીવસ આપણે ત્યાં રહીને પોતાના જખમોની દવા કરવાના છે."

"બાવાજી ખરી વાત કહો છો કે? વાહ ત્યારે તો હું વધારે ખુશી થઇશ, અને એવણને બનતાં સુધી બધી વાતે ખુશી રાખવાને તજવીજ કરીશ."

આ વાત પછી નાસ્તો પુરો થવાથી સર્વે જણ ઉઠયાં અને બેરામજી અને જાંગીર રતનને ત્યાંજ રાખીને પાછા ઓરડામાં ગયા. ને ત્યાં જાંગીરના હોકમથી બેરામ એક કોચપર લાંબો થઇને સુતો અને બુઢાએ તેના ઘાહ તપાસવા માંડયા.

થોડોવાર તપાસ કરીને જાંગીર બોલ્યો, "જેવો ધારયો હતો તેવો કાંઇ ઘાહ ઘણો જોખમ ભરેલો નથી. જો ગોલી તમુને પાંસરીની હાડકીપરજ લાગી હોય અને અંદરજ રહી ગઇ હોય તો તે તેજ જગાએ નથી. વખતસર તમારી સવારીના સબબથી તે નીચે ઉતરી પડી હોય. અને એનાં એ ઉપર ચઢવાથીજ તમુને તાપખી આવે છે. અરે! હા આએ શું જુવો! મેં પાછુ કહયું કે એ નીચે ઉતરી પડી હશે! જોવો તમારો હાથ અહીંઆં પાંસલીની છેક હેઠે મુકી જોવો, તમુને જણાશે.

"આપણા વઈદે પોતાની તપાસ પુરી કરતાં કહયું, અને બેરામે હાથ મુકયો તો તેને ચામડીની નીચે દડી જેવું કાંઇ લાગું.

"દીકરી રતન" જાંગીરે બારણું ઉઘાડીને હાંક માર્યો. "જેરા કાંઇ ફાતેલાં કપડાંની લાંબી ચીપ અને એક તપીલીમાં ગરમ પાણી લાવ."

પછી પાછો બેરામ આગલ આવીને તે બોલ્યો.

"જો કે મારી પાસે કાંઇ નસતર નથી, કે નથી વાહડ-કાપનાં હથીઆરો, તો પણ આપણે તમારા એ જીવલેન પરોણાનો જલદીથીજ નીવેડો લાવશું.

એમ કહીને એક નાધલી છરીનાં પાનવડે ચાંમડીપર એક કાપ મુકયો અને તરતજ પેલી ગોલી તેના હાથમાં નીકલી પડી. તે તેણે બેરામને આપી.

"આટલી જીવ વગરની નાધલી ચીજેબી મોટાં માણસોનો વતીક જીવ લેન દુશમન છે. અંહ!" બેરામે તેને તપાસતાં કહ્યું.

"હા" જાંગીરે જવાબ દીધો. "માણસ જાતનો એ સાથી કતો વેરી છે. એણે તમારો જીવ આજે કે ગઇ કાલનો લઇ લીધો હતે. ધારો કે તમે મારૂં કહયું નહી માનીને તમારી મુસાફરીપર આગલ વધ્યા હતે અને તમારા આંચકાથી એ કાંઇ એવા નાજુક ભાગ પર ઉતરી પડી હતે તો?"

"તો શું? પંછી શું થતે!"

પછી શું થતે? હજુર તો પુછોછ શું યતે! અરે તમો તરતજ તમારાં આએ દુનીઆંમાંના ઘર તરફ જવાને બદલે પેલી દુનીઆં તરફ કુચ કરી જતે. મેં એવા ઘણાક દાખલા જોયા છે. લેવો રતન તમારે માટે મલમની આગરી અને પાણી લાવી છે. લાવ દીકરી, ચાલ, તું જા હવે."

રતને બારણા આગલથીજ લાવેલી ચીજો તેના હાથમાં મુકી અને ચાલી ગઇ.

જાંગીરે પેલો કાપ ધોઇને તેની ઉપર એક નાખલી આગરી મુકી, અને કહયું "જો તમો બે દીવસ સુધી તદન નીરાંતે પડી રેહશો તો ત્રીજે દીવસે આસ્તે આસ્તે ફરવા જવાને શકતીવાન થશો." એટલું બોલીને તેની આગલ પોતાની પાસે જે થોડીક ચોપડીઓ હતી તે વાંચવા મુકી.

એ પછીના બે કલાક ગયા તે આપણાં જુવાનને જમાના જેવા લાગા.

પણ જેવી રતન પોતાનું સીવવાનું—પોતાના બાપને માટે એક જાડી છીંતનું બદયાન લઇને દાખલ થઇ અને જાંગીર આગલ જઇને બેઠી કે બેરામના શરીરમાં મોટો ફેરફાર થયો.

તેને લાગું કે તે હવે રતનની તરફ જોતો અને તેના પ્યારથી ભરેલાં પાણીનાં પ્યાલાંઓ પીતો તે હમેશ સુધી એમ બેસી રેહશે! હવે પછી તે તેના પ્યારથી કેવો ઘેલો અને જાનેખરાબ થશે તેની તેને મુદલ ખબર નહી હતી.

પેહલો દીવસ તો એમ પસાર થયો, અને તેની પછવાડે બીજો ચાલી ગયો, અને ત્રીજે દીવસે આપણા દરદી પેહલવાનને તેના રખેવાલ ડાકટરની તરફથી જો તેની મરજી હોય તો બહાર ફરવા જવાની રજા મળી.

અકતોબર મહીનાની ત્રીજી તારીખનો તે દીવસ હતો, અને રતનના કહેવા પ્રમાણે જાંગીર પોતાના ઓરડામાં લખવામાં ગુંતાએલો હતો.

જમાદાર બેહરામ આ જંગલથી તદન બેખબરો હોવાનું દોલ દેખાડીને પોતાની સાથે રતનને આવવાનું પ્રજન કીધું. જંગલની આ જંગલી અબલાએ તે તેડું મોટી ખુશીથી તરતજ કબુલ કીધું, અને તેઓ ફરવા જવાને બહાર નીકલ્યાં.

જેમ જેમ તેઓ આગલ ચાલ્યાં તેમ તેમ તેઓની પછવાડે પેલી ટેકડીએ પોતાનું સર ઉંચું કીધું. તેઓની આગલ હસ્તી રમતી તાપી માતાનાં પાણી જતાં હતાં. તેની પેલી પાર અને આજુબાજુએ જંગલના જંગલો હીલતાં હોય તેમ ઝાડો પવનથી જેંકા ખાતાં હતાં.

"ફરવાને લાયકની આ કરતાં વધારે સારી જગા મને ખબર નથી. અને આગલ વધતાં રસતો કેટલેક ઠેકાણે એટલો તો સાંકડો થાય છે, અને કેટલેક ઠેકાણે ઠેકાણે નદીનાં પાણીઓ એટલાં તો ટેકડીની નજદીકથી જાય છે કે આગલ વધવા માટે આપણને આપણા પગ ભીંજવ્યા વગર ચાલે નહી. પણ હું ધારૂં છું કે તમો કાંઇ તેની દરકાર કરશો નહી." આપની જંગલની શાહઝાદી રતન બોલી.

બેરામે કોઇ બીજી વખતે પાણીમાં પગ ભીંજાવવાને માટે આંચકો ખાધો હતે, કારણ કે જેકે તે બહાદુર હતો તોપણ જરા સુધરેલા જમાનાનો હોવાથી વધારે આબરૂ દરકારથી ચાલવા માંગતો હતો. પણ આ વખતે આ જંગલની હબસન નજદીક એક હીચકારામાં ખપવા તેને ગમયું નહીં.

જાણે પોતાના પગો ભીંજવવાના વીચારને તે હસી કાઢતો હોય તેમ તે રતનની પછવાડે પછવાડે ચાલવા લાગો.

આ ટુંક વખતના અરસામા તેઓની દોસ્તીનો ગાંઠ વધારે મજબુત થયો.

કાંઇ પણ અણગમતા સવાલો પુછ્યા વીના તેણે રતન અને તેના બાપ વીશેની કેટલીક વીગતો જાણી લીધી.

રતને નીરદોશપણે પોતાનાં ટાહેલાંમાં નીચે પ્રમાણે અગ-ઃયનો પટપટારો કીધો. તેણી બોલી કે જાણે સ્વપનામાં જોયું હોય તેમ યા તો ચોપડીમાં વાંચ્યું હોય તેમ અગાઉ કોઇ બીજા ઘરમાં રેહતી હતી, અને તે વખતે તેણીનું નામબી કાંઇ જુદુંજ હતું.

ત્યાર પછી તેણીને એક વાતની ખાત્રી હતી કે તેણીએ એક વહાણ જેવી કાંઇ ચીજમાં એક લાંબા પાણીના ટબકકા ઉપર ઘણાંક દીવસો સુધી મુસાફ્રી કીધી હતી. અને ત્યાર પછી કેટલાક દીવસો ભટકતી જીંદગીમાં કાઢયા પછી આ જંગલમાં આ ઘર બાંધીને તેમાં વસ્યાં હતાં અને ત્યાં આજ નંજદીક આઠ વરસ થયાં તેઓ રહે છે.

તેણીનો બાપ કદીબી તેઓની આગલી જીંદગી વીશે તેણી સાથે વાત કરતો ન હતો. અને તેથી તેણી કાંઇબી ચીજ વધારે સારી રીતે ચોકસપણે જાણતી ન હતી. તેણીનો બાપ કોઇ કોઇ વખતે લાંબા વખતો સુધી પોતાના ઓરડામાં ભરાઇ રેહતો. તેની ઉપર ઘણાંક કાગજો આવતાં અને તે ઘણાંક લખતો હતો. તેની પાસે તેઓને જોઇતા પૈસા પુરતા હતા. તેનાં બધાં કાગજો રાંદેરને સરનામેનાં આવતાં અને તે રાંદેરમાં જઇનેજ દુભાશીઆની ઓફીસમાં આપી પણ આવતો. દરેક ખાદ્ય ખોરાકીની જોઇતી કરતી જણશો પણ રાંદેરથીજ આ-વતી અને રૂસતમ ત્યાં દર અઠવાડીએ જતો હતો.

તેણી પોતે તો કદીબી શંહેર કે બીજે કેઠે ગઇ ન હતી. તેણીની કોઇ સહીપણીઓ હતી નહીં જાંગીરે તેણીને લખતાં વાંચતાં શીખવી હતી. અને તેણીએ આપણાં શાહનામાં તથા રૂસતમ અને બરજોર નામાંઓ વાંચીને કુચો કરી નાંખ્યો હતો. પણ તેણીને મોહડે તે વાત યાદ ન હતી.

કોઇ કોઇ વખત તેનો બાપ તેની સાથે આ અને બીજી કેટલીક જગાઓપર ફરવા આવતો હતો. પણ છેલ્લા ત્રણ ચાર વરસ થયાં તો તે ઘણું કરીને પોતાને ઘરમાં ગોંધાઇ રેહવાને નહીં ગમવાથી પોતે હવે એકલીજ ફરવા આવતી હતી.

"એખલી? હાઆ, પ્યારી ખુબસુરત રતન, જો તારી આ જંગલી એકાંત ભટકતી જીંદગીમાં કોઇ મને તારા સાથી, તારા દોસ્ત, યા તારા ચાકર, કે ગોલામ તરીકે રેહવા દેવાની રજા આપે તો હું મને કેવો ભાગ્યશાલી સમજું!"

"શુ તમો મારી સાથે રહેવાને ખુશી થશો?" નીરદોશ રતને પુછ્યું, "હું ધારૂં છું કે એવી એકાંત જીંદગી તમોને ના પસંદ—"

"ના પસંદ, અરે સામું તે મને સુખી કરશે."

"ઠીક, પણ તમો તદ્દન સારા થાવો ત્યાં સુધી તો થોભો."

"હા પ્યારી રતન, તેં કેવી મારીપર મેહરબાનગી કીધી છે, તેં મારી પર કેવું મોહટું એહસાન કીધું છે."

"એહસાન!" તેણીએ તદ્દન અંજાણપણામાં પુછ્યું "એહસાન! એમાં એહસાન શાનું! ઉલટું તમોએ તો મારી ઉપર એહશાન કીધું છે, કારણ કે હું જાણું છું કે તમો પોતે મારા

સાથી થવાને અને મારી સાથે રેહવાને રાજી છો અને વળી કેહવો છો કે તેથી તમો ખુશી થશો."

"હા, શું ખુદરતની રચના છે? આ સુંદરી ખોટી વખાન શું છે તે વટીક મુદ્દલ જાણતી નથી." બેરામે મનમાં વમાસન કીધું અને પછી મોહડે બોલ્યો—"ખુબસુરત રતન, શું એમ બની શકે કે સુધરેલી દુનીઆની દરેક વાતચીતોથી અને દરેક રીતભાતોથી તું તદન અંજાણી અને ખાલેશ હોય."

રતને તેની તરફ અજાયબીથી જોયું.

"તમો શું કેહવો છો તે મને મુદ્દલ સમજ પડતું નથી. સુધરેલી દુનીયાની વાતચીત અને રીતભાંત તે હું જાણુતી પણ નથી અને મને કોઇએ કહયું પણ નથી. તમો પોતે મારી સંગતમાં ફરવાને ખુશી છો અને વળી તમોજ શાનો ઉલટો પાડ માનો? હું જાણુ છું કે હું પોતેબી તમારી સાથે ફરવાને રાજી છું."

"ખરેખર તું રાજી છે રતન?"

"હા ખચીતજ! જ્યારે હું એકલી હોઉં છું ત્યારે મને સોહવાતું નથી તે તમો પણ સમજતા હશો"

"ત્યારે તુંને ઘણી વખત સોહવાતું નથી, નહીં રતન?"

"હા મને તે વખતે લાગે છે કે દુનીયામાં મારૂં કોઇ નથી. જો કે હું જાણું છું કે મારો બાપ, અને રૂસતમ બે જણ છે; અને વળી મારો કુતરો બોગી તો જુદો."

"બોગી?"

"હા, બોગી, મારો કુતરો જો કે ચાર પગનું મુગું જાનવર છે તોપણ મારો ઘણોજ માનીતો દોસ્ત છે."

"ત્યારે જ્યારે તું દલગીર હોય છે ત્યારેજ તુંને સોહવાતું નથી, એમ કે?"

"નહીં", હું ખુશી હોઉં છું ત્યારેબી નથી સોહવાતું. એટલું તો ખરૂં કે મને દરેક વખતે સોવહાતું નથી. કારણ કે જ્યારે હું આએ ટેકડીનાં મથાળાં ઊપર જાઉં છું ત્યારે ઉપર અને નીચે, આકાસમાં અને જમીનપર જોઉં છું કે કોઇ આવે તો તેને કહીને મારી ભરાઇ રહેલી છાતી ખુલ્લી કરૂં કે "જુવો આએ કેવો સરસ દેખાવ છે!"

"જંગલમાં ભુલું પડેલું ભુલકું એની મતલબ એજ. આ આવી વાતો મારા જેવા એક બેગાનાને કહે છે એજ એની નીરદોશતા જણાવી આપે છે." બેરામે તેણી તરફ જોઇને વીચાર્યું.

તેઓ આટલા વખતના અરસામાં એક ઝરા આગલ આવી પુગાં જે ઓલંગી જવા તેઓને પથરા અને ખાડા ખબોચીઆપરથી કુદી જવું હતું માટે થોડોવાર મુંગા મુંગા પોતાના કામે વલગ્યાં અને પેલે પાર જવા પછી પાછી વાત ચાલુ કીધી.

હું તમને એક મઝાનો નાધશો ગોફો છે તે બતાવું છું. તે વીશે મનેજ ખબર છે. બાવા તો અહીં કોઇ દહાડે પોતાના પગ ભીજવીને આવતાજ નથી અને રૂસતમથી તો પોતાના ભારી આંગે કુદાએજ નહીં એટલે એ બેઉ જણ એની હસ્તીથી બેખબર છે.

"અને એ તમારો સુંદર ગોફો—કેટલેક દુર છે વારૂ?"

નખરાંથી ઉભી રહીને રતન બોલી "પેલી બાજુએ ફરો, ને ટેકડીની સાંબે તમારૂં મોંહ કરો. જુવો, હવે તમુને કાંઇ દેખાએ છે ?"

તેણે ઉપર નીચે અને ડાબી જમણી સર્વ તરફ જોયું પણ પેલી ટેકડીના પથરો, જંગલી ઘાસ, અને ઝાડી સીવાય કાંઇ બીજું તેને દેખાયું નહીં.

"અંહી તો કાંઇબી દેખાતું નથી, અને હું સોધવાને વધારે ફાંફાંમા નહીં મારતો. આ જંગલી વેલાઓ વચ્ચે તે મને કદીબી મલવાનો નથી."

"તમો જ્યાં ઉભા છો ત્યાંથી ત્રણ પગલાં આગલ વધો અને પછી તમારી સાંમેના પથરને હાથ લગાડો."

તેણે હરતાં હરતાં તેણીનો હોકમ માન્યો.

"કેમ હવે તમુને દેખાયો ?"

"નહીં બાનું"

"પેલો તે તમુને દોલા ગુરકે છે !" એટલું બોલીને રતન આગલ વધી અને એક પથરને પકડીને ગબડાવી પાડયો અને બેરામની સાંમે પેલા ગુફાનો દરવાજો ખુલ્લો મુકયો.

"અંદર દાખલ થાવો" રતને બેરામને વીસમય પાંમેલો જોઇને પોતાનું હસવાનું દાબીને હુકમ કીધો અને તેનો હોકમ માંણીને તે વાંકો વલીને અંદર દાખલ થયો,

તે ગોફા કાંઇ અંદરથી તદન અંધારો નહી હતો. જે પથરો તેની દેવાલ અને છાપડાં તરીકે કામે આવ્યો હતો તેઓમાં કુદરતી ફાટો હોવાથી અંદર પુષકલ અજવાલું પડતુ

હતું અને તેથી તે અંદરથી કેવો હતો તે ખુલ્લું દેખાતું હતું. તેનો વીસતાર ઘણો મોહટો હતો અને ઇંડાંના આકારનો હતો. તેની જમીન, દેવાલો અને છાપરું સરવ તે પથરમાંથીજ કોતરી કાડેલું હતું. તે ગોફા પેલાં અજવાલાંનાં સબબથી એવો તો ચકચક થતો હતો કે જાણે સોના અને હીરાની ખાણ હોય.

બેશમને આ દેખાવથી ઘણીજ અચરતી લાગી, અને રતનને તે જોઇને હસવું આવ્યું, પણ જે ગંભીરતા તેણીએ અત્યાર સુધી દેખાડી હતી તે ગંભીરતાથી તેણી હાલબી બોલી.

"જે 'તલેસમાતી બાગ'નો ખજાનો જોવાને તમારી આંખો આતુર હતી તે બાગ અહીં છે." પણ પછી તરતજ ઘણુંજ હસવું આવી જવાથી તેણી હસીને બોલી. "નહીં, નહીં, તમો કાંઇ અચરત ના થાવો તમારા ધારવા પ્રમાણે કાંઇ એ સોનાની ખાણબી નથી અને 'તલેસમાતી બાગ'બી નથી. પણ જયારે હું હીઆં પેહેલે આવી ત્યારે હુંબી એમજ છેતરાઇ હતી, અને તરતજ અંદરથી એક ઘણોજ ચલકતો પથર લઇને હું ઘર ગઇ અને મારા બાવાને તે કયાંથી મલ્યો હતો તે કહયા વગર પુછયું કે તે સોનુ હતું કે નહી? તેવણે તે તપાસીને જોયા પછી મને હસી કાઢીને કહયું કે તેતો અમથો એક જાતનો પથર હતો."

"ત્યારે શું તું સોનાની એટલી બધી શોકીન છે?"

"હા, તે હું મારા બાપને માટે મેલવવા માગું છું, કારણ કે ચોપડીઓમાં વાંચ્યા પ્રમાણે દુનીયાંમાં આજે સોના જેવી બીજી કાઇ ચીજ નથી. સોનું જો પુશકલ હોય તો સરવ હોય

છે, દુનીયામાં આપણને સોનાથી સર્વે લોકો ઓલખે છે અને ગોળની ઉપર માંખ ભમે તેમ સોનું હોય તો આપણી આસ-પાસ પણ દોસ્તો પુશકલ જમાવ થાય છે. સોનું આજે રાજ કરાવે છે અને વગર સોનાના રાજવંશીઓ છડે ખુણે પડીને સબરે છે. સોનાથી આપણને માન અને મરતબો છે અને વગર સોનાએ ગમે એટલી આબરૂ હોવા છતાં આપણે ફુતી બદામને લાયકના નથી ગણાતા ! માટે સોનું સર્વથી સરસ ચીજ છે. મને તેની કાંઇ પણ ગરજ નથી કારણ કે મારી પાસે જે જરા પણ હોય તો તેનું શું કરવું તે મને મુદલ ખબર નથી મને જેબી ચીજોની ગરજ છે તે બધી મારી પાસે મોજુદ છે. એટલે મને તેની મુદલ દરકાર નથી."

"હા તમારી પાસે સર્વ ચીજો મોજુદ છે પણ કોઇ સાથી નથી."

જવાન બેરામે યાદ આપી.

"હા, સાથી" રતને એક પથરપર બેસતાં હાએ મારી ને કહયું "સાથી ? સાથી તો મારી સાથે હમેશનો નથીજ અને મલશે પણ નહી. મને બીજે કેઠે તો જરાબી સોહવાએ છે પણ જ્યારેબી હું આ ગુફામાં આવું છું ત્યારે તો મને મુદલજ સોહવાતું નથા કારણ કે તે વખતે મારી સાથે બોગી પણ આવતો નથી. તે પાણીથી ઘણોજ બીહે છે. કોઇ કોઇ વખત તો હું કોઇની સાથે વાત કરવાને માટે એટલી તો ઇનતેજાર થાઉં છું કે મારૂં હૈયું ફાતી જાય છે અને મને રડયા વગર ચાલતું નથી. આપણે બેઉ જંગલમાં સાથે મલ્યાં તેથી હું ઘણીજ ખુશી છું અને તમો અમારી સાથે વધારે દહાડા રે

તો હું વધારે ખુશી થઇશ.” આપણી જંગલી અભણ ગામડયન બોલી.

બેરામ આ વખતે તેણીનાં નચીંત અને ભયથી નહી ડરે એવા બેઠેલા આકારપર તીકતો હતો. તેણીનાં હાથો તેણીનાં ગુઠણ ઉપર ટેકવેલા હતા. માથું સીધું ઉંચે કીધું હતું. તેણીના કસબ જેવા કેસ, થોરા અંબોરામાં અને થોડા છુટા, તેણીની શાહસુરગ જેવી પટલી લાંબી ગરદન પરથી થઇને તેણીના રતાશ વાલા ગાલો ઉપર પડયા હતા. તેણીનાં લાલ પરવાલાં જેવા હોઠો મોતી જેવા ઉજલા સરખા દાંતોને બંધ બેસતા આવતા હતા, અને તેણીની માંજરી જેવી આંખો તે ગોફાના મોંઢાની બહાર દેખાતા આસમાનપર તીકેલી હતી.

તેણીની માહાત કરે એવી ખુબસુરતી. પરેજગારને તેની પરહેજગારીમાંથી પાછી ફેરવે એવી તેણીની કાજલ સમ ચશ્મો, નીરદોશ વાંક વગરની વાતચીત, આવી સરસ એકાંત જગા, અને પ્યારનો હવસ, એ બધાં કારણો આપણા આબરૂદાર પણ અવીચારી જવાનને માટે ઘણુંજ હતું. તેની દ્રસ્તીએ એકજ પલ બે મોટા પાણીના મોજાઓ વચ્ચે આંચકા ખાધા. એક હાથપર વફાદારી અને બીજા હાથપર શરમ—એ બે ધોધ વચ્ચે આંચકો ખાધો, અને પછી તેણીની આગલ ધીમેથી ગયો. તેણીની આગલ ઉભો અને તેનો હાથ પોતાના હાથમાં લઇને ધીમે પણ ઉંચા દમે બોલ્યો:—

“રતન, રતન, રતન! જે ચીજને માટે તારૂં હઇયું આટલું બધું દોડે છે તે ચીજ હું આપવા આવ્યો છું. હું તુંને ચાહું છું. મારી સામે જો અને મને જનમનો સુખી કર!”

એક જોરથી ઝટકો મારીને રતને પોતાનો હાથ છોડાવ્યો અને પોતાના પગ પર ઉભી થઇ અને તેની તરફ બીકની નજરથી ગભરાએલી જેવી જોવા લાગી. તેના બોલો, તેનો હાંફો, તેની નજર, તેનો અવાજ અને તેના હાથના લાગવાથી તેણીનાં દીલમાં કાંઇ અજબ ફેરફાર થઇ ગયો—તેણીના શરીરને ધ્રુજરી છુટી.—તેણીનું હઇયું ભય અને ખુશીથી છલકાવા લાગું.

બેરામે પોતાના હાથ ઉંચા કીધા અને ઘણાજ ધીમા અવાજે "રતન, રતન" બોલતો રહયો.

તેણીને જાણે કોઇએ નાહસ્તી જતી અટકાવી હોય તેમ તેણી ઉભી અને તેની તરફ બારી આંખે જોવા લાગી.

"રતન, રતન," તે વધારે આગલ વધીને બોલવા લાગો.

એક તીરની માફક તેણી તેનેથી દુર ઉડી ગઇ અને ગોફાના મોં આગલ તેને ધડકતી છાતીએ બારી આંખે જોતી ઉભી.

આ વખતે તેણીનાં દીલમાં બે વીચારો લડાઇ કરતા હતા. એક તો તેણી તેને તજી જવાને ઘણી દલગીર હતી, બીજુ. તો તેણી તેની જાલમાં ફસવાને ઘણીજ બીહતી હતી.

બેહરામે તેણીના આ ફેરફારો જોઇ લીધા અને ઘેલો જેવો થઇને તેણીની પછવાડે દોડયો.

પણ એક ધનુષ્યમાંથી છુટેલાં બાનની માફક તેણી તે ગોફામાંથી બહાર નીકલી ગઇ અને બીજીજ પલે બેહરામે તેણીને પથરો અને ખાડા ખબોચીઆમાંથી કુદી જતી જોઇ, અને આંખ મીચીને ઉઘાડે તેટલાં તો તેણી તેની નજર આગલથી ગુમ થઇ ગઇ.

જ્યારે બેહરોમ હારેલો, નરમ પડેલો, પણ ગુસ્સે થયેલો, આસ્તે આસ્તે પડતો ખડતો ઘર ગયો ત્યારે રતન, દોડતી, કુદતી, અને અહીંથી તહીં અફ્ડાતી તેની અગાઉ ત્યાં પોંહચી ગઇ અને કોઇને પણ મલ્યા વગર તરતજ પોતાના ઓરડામાં દોડી અને બારણું અંદરથી બંધ કરીને ગભરાએલી, ધ્રુજતી, લાલ હીંગરા જેવી થએલી ઓરડાની વચોવચમાં ઉભી અને બોલી—

હું કેવી બીધી! પણ–પણ–પણ–પણ હું કેવી સુખી થઇ છું!"

રતન અને બેહરામ બેઉ એકમેકને તે દીવસે મલ્યાં નહી અને જો તેઓ તે દીવસ પછી કદીબી પાછાં મલ્યાં ન હતે તો તેઓના પોતાના અને બીજાંઓ જેઓ તેઓને વધારે પ્યાર। અને અતલગનાં હતાં તેઓના હકમાં ફાયદો થતે.

પણ તેઓનાં નસીબના લેખ જુદાજ હતા તે આપણે આગલ ચાલતાં વાંચીશું.

---

## પ્રકરણ ૫ મું.

## કમબખ્તીની શરૂઆત.

અહા! નવી દુનીઆ અને નવું બેહસ્ત! દુનીઆની ખુબસુરતી અને આકાશી તેજ! ખોદાની ખુદરત અને તેની રચણા! શું સુદર દેખાવો અને ઠંડક પમાડનારાં બેહસ્તો! આએ કાંઇ મારી નજરમાં આવેલું નથી કહેતો, વાંચનાર, પણ એતો બેરામ અને રતનની નજરે જ્યારે તેઓની નજદીક પ્યાર જેવી વસ્તુ સાંબે થઇ ત્યારે દેખાયું અને તેઓની નજરમાં આખી સૃષ્ટી કેવી ફેરવાઇ ગઇ હતી તે હું કહું છું.

અરધાં રાજી ખુશીથી અને અરધાં બીકથી, જરા આગલ આવતાં અને જરા પાછલથી હઠતાં, તેઓ છેલ્લે અંતે એક મેકની સાથે પાછાં મલ્યાં અને બેઉના વીચારો એકમેક સમજવા લાગાં.

બેરામ પહેલાં વચનને નીમકહલાલ થવાના વીચારમાં અને રતન શરમની મારી, જેમ જેમ જુદાં રેહતાં ગયાં તેમ તેમ પ્યારનો શોહલો તેઓમાં વધારે વધવા લાગો.

પેલો બુઢો બાપ જયારે રાજદુવારી ખટપટોમાં પોતાનું સર પટકતો હતો ત્યારે કોણને ખબર હતી કે પેલી મા વગરની નાવારેશ બાલકીને બીજાએ લલચાવીને ફાંસામાં ઉતારી હતી.

પેહલાં બેરામ પોતાની આ સુંદરીને ફરીથી નહીં બીહવડાવવાની મતલબે દુરનો દુર રહયો. આ તેની ચાલથી રતનને વધારે ચટપટ થતી અને તે ચટપટ બેરામ જોતો અને મનમાં મગન થતો હતો.

આસ્તે આસ્તે તેણે પાછી પોતાની લાલચો ચાલુ કીધી. શરમાઇને પેહલાં તો તેણી તેને હતકારી કાઢતી ગઇ—પણ સાથે તેને ઉસકેરતીબી ગઇ.

તે પાછું રતનને કહેતો કે તેની સાથે નદીને આંએ પાર કે પેલી પાર કે જંગલમાં, કે નદીમાં હોડકામાં બેશીને ફરવા આવવું.

આહા ! આવી રીતનું ફરવાનું ! જંગલમાં રખડવાનું ! અને બોટમાં સેહેલગાહ કરવાનું ! આહા ! પેલી નદીનો કીનારો ! પેલાં જંગલો ! પેલી ટેકડી ! અને નદીનાં પાણીઓ !

તેઓની વચ્ચે કેવી વાતો થતી હતી. જો તેઓ બોલતાં હને તો લોકોના કાનપર કેવી વાતો આવી હતે:

આપણી જંગલની શાહજાદી કેવી રીતે બીજાની ગોલામડી થઇ હતી, જાદુગરણી કેવી રીતે જાદુમાં ફસી પડી હતી, શીકારી કેવી રીતે શીકાર થઇ પડી હતી, તે તેઓએ કહયું હતે.

જાંહગીર તીરંદાજે—જો પેલા બુઢાનું ખરૂંજ નામ હોય તો—આ કાંઇ જોયું નહીં. જયારેબી તે નીચે ઓરડામાં આવતો ત્યારે રતન કે બેરામ બે માંથી એકજ જણ ઓરડામાં બેઠેલું તેને માલમ પડતું. તેણે કોઇ પણ વખતે તે બેઉ જણને સાથે જોયાં ન હતાં અને બેઉ જણ એકી વખતે ગેરહાજરબી નહીં રહેતાં હતાં. અને તેથીજ તેને ખબર નહીં હતી કે તેઓ બેઉ જણ પોતાનો ઘણો ખરો વખત સાથે ગુજારતાં હતાં.

પણ શેહરીઆરે તે બધું જોયું હતું, ઇરાનીઓ જાતેજ પ્યારની બાબદમાં ઘણા મીલનસાર હોય છે. જો તેઓપર વીશવાસ રાખ્યો હોય તો તે કદીબી તેઓં ભંગ કરતા નથી, અને દરેક બાબદમાં ખરાં જીગરથી ભાગ લે છે. જો તેઓને આપણા વીશવાસમાં નહીં લીધાં હોય તો તેઓ પોતેજ દરેક વાતની છુપી ખબર લે છે અને પછી પોતાની મરજી હોય તો તે છુપાવી રાખેછે, કે નહીં તો ખુલ્લી કરે છે.

આ રીતે, શેહેરીઆરે તેનો શેઠ શું શું કરતો હતો તે પોતેજ શોધી કાઢયું. કેટલોક વખત વેર "શીરીન બાઇ એ વાતને વાસ્તે શું કેચ" તે વીશે ખુબ તરેહથી વીચાર કરીને જાણે તેના શેઠને તેનેથી કાંઇબી વાત છુપી રાખવાનો હક

"મને એક સ્વપના જેવો દેખાવ દેખાયો. ઘણોજ ભયભીત દેખાવ! શું તમોને ખબર નથી કે આપણા કુંટુંબીઓને ભવીશમાં બનવાના બનાવોની આગલથી આગાહી થાએ છે. મેં એક ઘણુંજ મોહટું તોફાન જોયું અને તેમાં એક જુવાન પણ જંગલી જેવી છોકરી મરવા પડી હતી,—એક પારણામાંથી એક નાઘળું કુંમલું બાલક ચોરાએલું જોયું—તેની માએ તે બચ્ચાંને ઘેલી થઇને શોધતી હતી. અને હું—અરે દુ:ખી—ત્યાં હતી, મારા સ્વપનામાં મારો પણ આકાર હતો. અરે! મને ઘણીજ બીક લાગે છે."

"છટ, છટ! એ શું ઘેલાં! ચાલ, નાસ્તો ખાવા ચાલ, એ તો તુંને નબલાઇ થઇ છે, તારા જીવનેજ ઠીક નથી, ચાએ પીને પાછી સુઇ જા સમજી માએ."

તેઓ નાસ્તો ખાવા ગયાં અને આ દેખાવને માટે કાંઇબી બીજી વાત નીકલી નહીં.

શું રતન અને શીરીન વચ્ચે એક સોખના સીવાએ બીજીબી કાંઇ સગાઇ કે મોહબતનું લોહી દોડતું હતું કે જેથી કરીને તેઓના મોહબતનું લોહી દોડતું હતું, કે જેથી કરીને તેઓના આ દેખાવો—તેઓની અગમચેતી—આટલી મલતી આવતી હતી?



## પ્રકરણ ૮ સું.

---

### શીરીનની કેલવણી અને ભીખાઈજીની માંદગી.

ભીખાઈજીએ પોતાનાં ઘરનાં માણુસો સાથે શીરીનને તેઓના શેઠ બેરામજી દાદાભાઇની ધણીઆણી તરીકે ઓળખાણ કરાવી.

"ખોદાયજી ખેર કરેચ, મજીના છોકરી છે." બુઢો શાહેરી-આર—બેહસ્તી દાદાભાઇ મોટા શેઠનો મુખ્ય કારભારી અને તેટલા માટે સર્વનો માનીતો—બોલી ઉઠયો.

"ને વળી કોઇના સોંગમાં હોએચ તેમ કારા સારી પેરીચ," દોલત નામની આપણી વીધવા બાનું ભીખાઇજીની સુજ ગુજની ધરાની આયા બોલી.

"મને એટલા તો ખબર છે કે એ નવા ફારસી લોકમાં નહીં સમજેચ એવા સુજબ રીત છે, પણ મેં એવા નહીં સમજીચ કે કાલા સારીમાં પારનીચ." શેહરીઆરે તાહુકો પુર્યો.

"બધા તો રેચ પણ કોઇ નામણી નહી કેચ" બુઢી દોલતે કહયું.

"એનું નામ શીરીનબાઇ છે, અને એના લગનને દીવસેજ એના બાપ મરણ પામ્યા છે તેના શોગમાં હોવાથી કારી સારી પેહડીચ" તેઓની બાઇ ભીખાઇજીએ મેહરબાનીની રાહે સમજ પાડી.

"ગરીબ બીચારા." શેહરીઆરે દયા ખાધી.

"પણ એનો વર કોં ગઇચ ?" દોલતે પુછયું.

" અલબત, હું તેને પુંણે શીખવા મુકી આવી છું. એ લોકો જયાંવેર પુખ્ત ઉમરે પોંહચે નહી ત્યાંવેર ઘેર ચલાવવા

## પ્રકરણ ૮ મું.

### શીરીનની કેલવણી અને ભીખાઇજીની માંદગી.

ભીખાઇજીએ પોતાનાં ઘરનાં માણસો સાથે શીરીનને તેઓના શેઠ બેરામજી દાદાભાઇની ધણીઆણી તરીકે ઓળખાણ કરાવી.

"ખોદાયજી ખેર કરેચ, મજીના છોકરી છે." બુઢો શહેરીઆર—બેહસ્તી દાદાભાઇ મોટા શેઠનો મુખ્ય કારભારી અને તેટલા માટે સર્વનો માનીતો—બોલી ઉઠયો.

"ને વળી કાંઇના સોગમાં હોએચ તેમ કારા સારી પેરીચ," દોલત નામની આપણી વીધવા બાનુ ભીખાઇજીની સુજ ગુજની ધરાની આયા બોલી.

"મને એટલા તો ખબર છે કે એ નવા ફારસી લોકમાં નહીં સમજેચ એવા મુજબ રીત છે, પણ મેં એવા નહીં સમજીચ કે કાલા સારીમાં પારનીચ." શેહરીઆરે તાહુકો પુર્યો.

"બધા તો રેચ પણ કોઇ નામબી નહી કેચ" બુઢી દોલતે કહયું.

"એનું નામ શીરીનબાઇ છે, અને એના લગનને દીવસેજ એના બાપ મરણ પામ્યા છે તેના શોગમાં હોવાથી કારી સારી પેહડીચ" તેઓની બાઇ ભીખાઇજીએ મેહરબાનીની રાહે સમજ પાડી.

"ગરીબ બીચારા." શેહરીઆરે દયા ખાધી.

"પણ એનો વર કાં ગયચ ?" દોલતે પુછયું.

"અલબત, હું તેને પુણે શીખવા મુકી આવી છું. એ લોકો જયાંવેર પુખ્ત ઉમરે પોંહચે નહી ત્યાંવેર ઘેર ચલાવવાને

શકતીવાન નથી." આપણા સમજુ બાનુ ભીખાઇજીએ હસીને કહયું.

ભીખાઇજીએ પોતાની આ માનીતી વહુને લખવા વાંચવાં ભરવા ગુંઠણો, રાંધવા સીંધવા અને ઘર સંસાર ચલાવવાને લગતું સઘળું શીખવ્યું અને બધી બાબદમાં પોતે જાતે તેણી-ને પુખ્ત કેલવણી આપી.

અંગબલની કસરત પણ તેણીને તદન ભુલાવવામાં આવતી ન હતી. ભીખાઇજી જાણતાં હતા કે એક ઓરતને ખુબસુ-રતીની કેટલી જરૂર છે, અને તંદરોસ્તી વગર ખુબસુરતી મેલવી સકાતી નથી એવા વીચારથી રોજ સવાર સાંજ શીરીનને ખુદા શેહરીઆર સાથ તેવણ ફરવા મોકલતાં હતાં.

આવી રીતે કોઇ કોઇ વખતે જ્યારે શીરીન ફરવા નીક-લતી ત્યારે તેણીને એક ખુબસુરત અને તંદરોસ્ત, બધી વાતે હુશીઆર દેખાતી એક બીજી ગામડીઅન ઓરત મલતી હતી.

આ ગામડીઅનતું નામ કુંવરબાઇ હતું. તેણી છ ભાઇઓ વચ્ચે એક બેહન હતી અને તેણીના ભાઇઓ આસપાસનાં ગામડાંઓમાં છુટક વેપાર કરીને પોતાનું અને પોતાની વ્હાલી બહેનનું ગુજરાન કરતા હતા. આ જંગલની અજાએબ જેવી છોકરીએ—આ જંગલી સેતારાંએ—શીરીનનું મન અરધું હરી લીધું હતું, અને તેથી જ્યારેબી શીરીન તેણીને મલતી ત્યારે વધારે ખુશી અને મધન જણાતી હતી.

આ રીતે આપણી જુવાન નાજનીન પોતાની તંદરોસ્તી અને ખુબસુરતીમાં વધારો કરવા લાગી.

"તારા આવા સરસ દેખાવથી બેરામજી કેવા ખુશી થશે, દીકરી!" ભીખાઇજી તેની તારીફ કરતાં.

ખુદરતી ભાવથીજ આ છોકરી જે જવાનની પોતે બાયડી હતી, જેના સુખને માટે આટલી બધી કાલજીઓ લેવાતી હતી. અને જેને માટે તેણી આટલી બધી મેહનત લેતી તેને વીષે ઘણુંજ ઉંચું મત બાંધવા લાગી, અને કેટલીક વખત તેણી એવુંજ સમજતી હતી કે તેણીને લાયકની ધણીઆણી કદી પણ થઇ શકશે નહીં.

એક વખત તેણીએ પોતાનો આ વીચાર પોતાની સાસુને કહી સંભલાવ્યો અને તેણીને નીચલો જવાબ મલ્યો.

"તું કાંઇબી ધાસ્તી ના કર, દીકરી, જ્યાં વેર તારેથી મેહનત થાય ત્યાંવેર કર, અને પછી જોજે કે બેરામ જેટલો બીહવા લાએક એટલોજ વખાણવા લાએક છે તે કદીબી તારે માટે ફરયાદ કરવાનો નથી. અગર જો તારેથી કાંઇબી વાંક થયો, તો તે તુંને તે વીષે જણાવશે વતીક નહી."

"હા, પણ મને તો એ વાતનો વીચાર કરવાથીજ બીક ઉપજે છે, મેહરબાની કરીને મને શીખવો કે હું કેઇ રીતે તમારી, તમારી વહુ-થવાને લાએક થાઉં." આ પ્રમાણે શીરીન પાછો જવાબ આપતી.

આ રીતે છ મહીના પસાર થઇ ગયા પણ હજુર તેઓની આ વાતચીતના મુળ તરફથી કાંઇબી કાગજ પતરો આવ્યાં નહી.

ભીખાઇજી બાઇએ આ નવા પરણેલા માતીદાજીને પોતાની ઉપર અને મુખ્ય કરીને તેની પરણેતર પર કાગજો લખવાને લખ્યું હતું.

છેલ્લે અંતે નજદીક એક વરસ પુરૂં થવા આવ્યું ત્યારે બે જુદાં જુદાં કાગજો બે બાનુઓને નામનાં આવ્યાં. આ

કાગળો ઘણીજ છટાથી લખેલાં હતાં અને તેઓમાનાં ઘણાક વાક્યો તો નીશાલીઆઓના રેવાજ પ્રમાણે ચોપડીઓમાંથી ઉતારી લીધાં હતાં. પણ તે કાંઇ આ માંએ અને બાએડીની નજરે ખુલ્લુ દીસ્યું નહી! તેઓ તો તે તેનાજ લખેલાં સમજ્યાં અને અજબ થઈને બહુ વખાન કીધી, અને તરતજ તેના જવાબો લખવા બેઠાં.

"મારેથી તો કદીબી આવાં સરસ કાગજનો જવાબ લખાશે નહી." શીરીને નાસીપાસ થઇને કહ્યું.

"હીંમત ધર, દીકરી, બેરામજી જાણે છે કે એક ૧૩ વર સની છોકરી કેવી રીતે કાગજ લખી શકે, અને વલી તુને તારાં કાગજના જવાબમાં કાંઇ લખવું તો જોઇએજ."

"હા, તે હું જાણું છું અને આશા રાખું છું કે બેરામજી મારાં એ કાગજને હસી નહી કાઢશે." શીરીને જતાં જતાં કહયું.

બપોરનો બધો વખત ગુમાવ્યા પછી અને નજદીક એક કુરી કાગળ બગાડયા પછી અંતે તેણી પેલાં કીમતી કાગજના જવાબનો નમુનો આપણાં મોટાંમાએ આગળ લાવી.

તે કાગજ ટુંકું, સાદું, આબરૂથી અને નીરદોશ પ્યાર તથા નીતીના શબ્દોથી ભરેલું હતું.

"તેં લખ્યું છે તો ઠીક—પણ એમ કાંએ? તું તારાં કાગળમાં નીચે સહી કરે છે કે લી૦ તમારી વહાલી ભતરીજી શીરીનબાઇ દીનશાજી."

"ત્યારે માએજી કેમ કરૂં?"

"તેણે કેમ સહી કીધી હતી?"

"માએજી, તમે તો જાણો છો. તમોએ તે કાગળ વાંચ્યું હતું."

"તેમાં શું લખેલું હતું?"

"હા, તે બોલતાં મને શરમ લાગે છે. તેવણુ મારી ઉપર એટલા તો મેહરબાન છે કે તેવણે નીચે લખ્યું હતું કે તારો હંમેશનો પ્યારો બેરામજી દાદાભાઇ, ઘણીજ શરમાઇને શીરીને કહયું.

"અંહ જો એણે કેમ લખ્યું હતું? એજ લખવાની રીતી છે, એ દેખાડી આપે છે કે એ વર જેટલો શીખેલો છે એટલો તુંને ચાહેછે પણ તું કાંઇ હવે એની ભનેરીજી નથી. તું તો એની બૈરી છે. તારૂં નામ કાંઇ હવે શીરીનબાઇ દીનશાજી નથી પણ શીરીનબાઇ બેરામજી છે માટે જા અને પાછું લખીને નીચે પ્રમાણે શહી કર—"

"શું સહી કરૂં માએજી?"

"તમારી હમેશની પ્યારી શીરીન બેરામજી."

"મારી તો એમ લખવાની છાતી નહી ચાલતી."

"ત્યારે તારી છાતી બેરામને ગુસો કરવાનું કારણ આપવા માટે ચાલશે?" ભીખાઇજીબાઇ તનકો કરીને ઉઠતાં ઉઠતાં બોલ્યાં.

"ઓ, નહી, નહી, તેવણુને રાજી રાખવાને તમો જેમ કેહશો તેમ હું કરીશ." શીરીન બચારી બીકની મારી પેલું કાગજ લઇને જતાં જતાં બોલી.

કાગળો આખરે તઇયાર થયાં અને એક બેપ્યા પાસે તરતજ પુણે મોકલવામાં આવ્યાં.

બીજે દહાડે સવારના જ્યારે શીરીન પોતાના બુઢા ચાકર શેહરીઆર સાથ ફરવા ગઇ ત્યારે તેણી થોડેક દુર ચાલ્યા પછી તેણીને પાસેની ગલીમાંથી કોઇ માણસોના પગલાં સંભલાયાં. બીજીજ પળે છ મરદ અને એક ઓરતનું એક તોળું ત્યાં આવી પુગું—અલબત આ ઓરત મરદો કુંવર અને તેણીના છ ભાઇઓ હતા. તે લોકો તેણીની આગળથી એટલાતો ઝડપમાં ચાલી ગયાં કે તેઓનાં મોઢાં જોવાનો પણ શીરીનને અવકાશ મળ્યો નહીં. પણ કુંવરબાઇ જે તેઓની પછવાડે આસ્તે આસ્તે ચાલતી હતી તેણીએ શીરીનને હાંક મારી અને પુછ્યું—

"કેમ છેવો શીરીનબાઇ?"

"સારી પેઠે છેઉં, બેહન પણ પેલા તમારી સાથવાલા ચાલી જશે ને તમે પછવાડે પડી જશોની" શીરીને બુમ પાડી અને પેલા છએ જુવાનો તરફ આગલી દેખાડી.

"જવા દેવો કાંઇ નહીં તેઓની સાથે જવાના કરતાં તમારી સાથે વાત કરવા મને ઘણું ગમે છે. સાસુ સઉ કેમ છે? સારી પડે છેની? મારી દુવા કહેજો ને કહેજો કે કાંએ ગરીબને ત્યાં આવતાંબી નહીં કે? હુંજ એવી છેઉં જે ઘડી ઘડી આવ્યા કરૂં છું. વારૂં તેવણ નહીં આવતાં તેથી તમેબી નહીં આવતાં કે? કોઇ દહાડો ફરતાં ફરતાં આવજોની, માએ બેન વગરનું જીવતરજ બદ્યું પણ તમો લોકો તો મારાં માએ બેન થાવો બોલો આવશો કે નહીં?

"હું મોહટી ખુશીથી આવતે કુંવરબાઇ, પણ મને તમારૂં ઘેર ખબર નથી.

"પેલી ગલી છે તેને છેડે મોટો તલાવ છે તે તલાવની પાસેજ મારૂં ઘેર છે."

"હું જરૂર આવશ, પણ તેટલાં જો તમે અમારી તરફ આવો તો જરૂર મને મલજો બે ઘડી દહાડો વહી જશે."

એટલી વાતચીત પછી શીરીન અને શેહરીઆર પાછાં ફર્યાં.

"કેમ કયાં ફરી આવી, દીકરી, ?" ભીખાઇજી બાઇએ શીરીનને બાગમાં મલતાંજ પુછ્યું.

"હઇઆં બાગની બહારજ ફરતી હતી. ત્યાં આજે કુંવર બાઇ મલ્યાં તે તમુને દુવા કેહેવડાવી છે."

"કીયાં કુંવરબાઇ?" ભીખાઇજીબાઇએ કપાલ પર કરચલી ચહડાવીને પુછ્યું.

"આએ પેલી ગલીમાં પેલા તલાવની પાસે જેવણું રહે છે અને જેવણુના છ ભાઇઓ છે તેવણ!" શીરીને ઉતર વાલ્યો.

"હં હં! તે કુમલી, હવે તેને ઓલખી—તેં તેની સાથે દોસ્તી માંડીછ કે?"

"ફરવા જતાં રસ્તાંમાં તેવણુ સાથ ઓલખાણુ પડી."

ભીખાઇજીએ જરા તોરમાંજ કહયું. "વારૂં ઠીક" અને દોલત તરફ ફરીને કહયું "ચાલ દોલત, નાસતો તઇયાર કર."

નાસનો ખાઇને ઉઠવા પછી જ્યારે આ સાસુ વહુ આગલા ઓરડામાં પોતાના સીવવા ભરવામાં ગુંહાયલીઓ હતી ત્યારે

વાત કાઢીને શીરીને. પોતાને થયલું કુંવરનું ઇજન, કહી સંભલાવ્યું અને પોતાની જવાની મરજી દેખાડીને સાસુની મરજી પુછી.

"હું તને હમણા તો જવાબ નથી આપી શકતી, દીકરી, પછી વીચાર કરીને કહીશ."

"પણ તેની કોઇ પણ ચાલચલન એવી તો નથી કે જેથી તમોને તીરસકાર ઉપજે અને તમો તેને ધીક્કારો."

"કોણની, કુંવરની? નહી-નહી એટલુંજ કે તેણી સારા મોભાવાલા લોકોમાં ફરેલી, અને ઉંચી કેલવણી વાલી નથી."

"નસીબ બચારીનું—પણ તે તેનો વાંક કે ખામી નહી કેહવાય."

"તે તો ખરી વાત. પણ એવી અભણ હાલતમાં આપણાં લોકો કાંઇબી ભુલાવો ખાએ એ અવશય છે. કુંવરબાઇનું કુટુંબ પણ સારૂં ખાનદાની હતું પણ જયારે તેણી ચાર વરસની હતી ત્યારે તેની માએ તેને અને તેના છ ભાઇઓને તેઓના બાપની સંભાળ હેઠલ મુકીને મરી ગઇ."

"તેઓનો બાપ ઉડાઉ, મોજીલો, અને દુલ્લા સ્વભાવનો હતો. તેણે લગભગ પોતાની બધી દોલત ઉડાવી દીધી અને છેક ગરીબીમાં મરણ પામ્યો. તેનાં છોકરાંઓનાં હાથમાં એક જુનું ભાગાં ભસતા જેવું ઘર, એક નાંધલું ખેતર, થોડાંક તારનાં અને આબાંના ઝાડો અને બાકી રહેલી થોડીક માયા પુંજી જેમાંથી તેનો ખરચજ થઇ રહયો તે આવી, અને એ રીતે કુંવર પોતાના ભાઇઓના હાથ તલે વગર કેલવણીએ ઉછરી છે."

"ગરીબ બચારી કુંવર, તેણીને તેણીના જેવીજ એક સખીની ગરજ છે અને તેથીજ તેણી મને પોતાને ઘર બોલાવે છે."

"હા, તે ખરૂં, પણ મને તેની દોસ્તી પસંદ નથી. મને કુંવર સાથે કાંઇબી વાંધો નથી, તેણીબી ચઉદ વરસનીજ છે. પણ મને અડચણ તેણીના ભાઇઓની છે—તે ગામડયા જેવા અભણ જંગલી સ્વભાવના જુવાનો, જેઓની ઉમર ૧૮ થી તે ૨૬ વરસ સુધીની છે તેઓની દોસતી હું તારા જેવી એક છોકરીને માટે પસંદ નથી કરતી."

"પણ પ્યારાં માતાજી મેં કુંવરને જઇને મલી આવવાનું વચન આપ્યું છે અને તમારાજ કેહવા મુજબ આપેલું વચન તો બોલે બોલ ખરૂં પાડવુંજ જોઇએ. તેટલા માટે બસ એકજ વખત જઇને તેણીને મલી આવવાની મને રજા આપો." શીરીને જરા હઠ લીધી.

બીખાઇજીબાઇ શીરીનના નરમ પણ ઠેડાવથી ભરેલા ચેહરા તરફ જોઇને મનમાં બોલ્યાં "મેં જેવી ધારીતી તેવી પોચાં હઇયાંની નથી તો." પછી મોટેથી બોલ્યાં, "ઠીક છે. દીકરી, તારે ગમેતો જજે. પણ જો એકજ વખત જઇ આવજે અને હવે ફરીથી વચન આપે તેની અગાઉ ખુબ વીચાર કરી મને પુછીને પછી આપજે."

બીજેજ દહાડે સવારના શીરીન પોતાના બુઢા ચાકર શેહ-રીઆર સાથે પોતાની સહીને ત્યાં મલવા ગઇ.

તેઓ નજદીક અરધો કલાક ચાલવા પછી પેલી મહોલ્લી માંથી પસાર થયાં અને એક મોટા તલાવ આગલ આવી પુગાં.

આ તલાવમાં પાણીની એટલી તો પુર હતી કે આજુબાજુએ પાણી નીકલી આવવાથી બારે માસ ત્યાં કાદવ થતો હતો. આ કાદવ ઓલંગી જવાને એક લાકડાનો નાંખેલો પુલ નાખેલો હતો આ પુલની પેલીમેર એક જુનું ઇંતનું બાંધેલું ઘર હતું અને તેની આસપાસ ઝાડપાનોથી ભરાએલી થોડીક જમીન હતી શીરીન અને તેણીનો ચાકર આ પુલ ઓલંગીને એક ભાગાં જુના દરવાજામાંથી અંદરના ચોકમાં દાખલ થયાં.

ત્યાં તેઓને એક બુઢી ઇરાંનીની બૈરી મલી, જેણે મેલાં અને ઠીંગરાંથી ભરેલાં કપડાં પહેરેલાં હતાં અને તે એવી તો સોહરાઇ ગએલી હતી કે તદન એક મુવેલાં મુરડાંને મલતી આવતી હતી. તે સુકા લાકડાના કટકા અને ઝાવલીઓ એકઠી કરતી હતી તેંણીને શીરીને પુછયું.

"ડોસાં, કુંવરબાઇ ઘરમાં છે કે?"

"શું કેચ બાઇ?"

"તમારાં બાઇ ઘરમાં છે કે?"

"નહીજી બાઇ, બાઇતો પેલા લુચ્છા લોક સાથે ફરવા ગેઇચ."

"ત્યારે તેણી આવે ત્યારે મારી દુવા કેહજો અને કેહજો કે ઘણી દલગીર છું કે હું આવી પણ તમો મલ્યાં નહી." એમ કહીને શીરીને પાછું ઘર તરફ ચાલવા માંડયું.

જયારે તેઓ ઘર પોહચ્યાં ત્યારે બાનું ભીખાઇજી સાંભલીને ખુશી થયાં કે તેઓની મેહનત બરબાદ ગઇ હતી.

એ દીવસ પછી શીરીન અને કુંવર ફરીથી ફરતી વખતે રસ્તા ઉપર મલવા શીવાય બીજા કોઇ વખતે મલતાં નહી હતાં,

તો પણ આ બેઉ ખાતુંનાં નસીબમાં આગલ ચાલતાં સાથેજ મલવાનું અને રેહવાનું સરજ્યું હતું માટે નસીબની આડે કોણ આવી શકે છે?

આપણી જુવાન શીરીન પોતાની માતા સમાન સાસુ બીખાઈજીનાં હેત, લાડ, અને સુખથી દહાડે દહાડે ખુબસુરતીમાં. રૂપમાં, અને અકલ હુશયારીમાં વધારોજ કરતી ગઈ. બેરામની તરફથી હવે દર મહીને કાગજો આવવા લાગ્યાં અને આપણા આ શેઠ હવે કાગજોમાં લખાણો તફરમચીમ યજમેદ કરવાને બદલે પોતાનાંજ હાથે લખ્યાં હતાં. તેનાં કાગજો શીરીનને ઘણીજ સરસ એબાદતમાં લખેલાં લાગતાં હતાં અને હવે તેણી પોતે પણ તેની ઉપર કાગલો લખવાને હીંમતી થઇ હતી.

અગર જો બેરામ તેણીની સાથે બેજ મહીના રહયો હતે તો તેની ચાલ ચલન એવી હતી કે તેટલા ટુંકા વખતના અરસામાંજ શીરીન તેને ધીકારતે.

પણ આ જોડાં વચે ફકત એકજ મહીનાની ઓલખ અને તેબી વલી દુરનીજ હોવાથી તેણી તેનો ખવાસ જાણુતી નહી હતી, અને તેમાં વલી અધુરામાં પુરૂં બીખાઇજી તેની ચાલ ચલણુની એકજ ચલકતી બાજુ હમેશાં ચીતારતાં હોવાથી શીરીન તેની ખામીઓથી તદનજ અંધારામાં રહી હતી.

આ પ્રમાણે તેણી બસ બેરામનોજ વીચાર હમેશાં કરતી હતી, અને તેથી તેણીને એક રીતે ફાયદો તેમજ બીજી રીતે ગેરફાયદો થયો હતો. ફાયદો એ કે જેમ જેમ તેનો ખ્યાલ તેણીને આવતો તેમ તેમ પોતે સુધરવાની તજવીજ કરતી અને ગેર ફાયદો એ કે બેરામના વીચારમાં ને વીચારમાં તેણી

ખોદાનો વીચાર કરવાને તદનજ ભુલી ગઇ. આ તેણીની ભુલથી તે હમેશ સુધીની દુઃખી થઇ.

જયારે શીરીન સોલ વરસની થઇ ત્યારે ભીખાઈજીથી તેણીને વધારે નહીં શીખવી શકાયાને લીધે તેણીને મુંબઇમાંજ પોતાની એક સગીને ત્યાં શીખવા મોકલી, જયાંથી શીરીન દર સનીવારે પોતાની સાસુને મલવા આવતી અને દર સોમ વારે પાછી જતી હતી.

શીરીન આ પ્રમાણે કોતમાં શીખતી હતી તે વખતે બેરામ પોતાનું શીખવાનું પુરૂં કરીને પરીક્ષામાં જવાની અગાઉ પુણેથી મુંબઇ પોતાની વહાલી માને મલવાને અચાનક આવી ઉભો.

બેરામજી કવખતે આવી પુગા.

આ વખતે કાનપુરમાં બલવો થયો. તે બલવો દબાવી દેવાને જેમ બીજા શેહરોમાંથી તેમજ મુંબઇની ગાયરીનસ માંથી પણ બસો માણસની એક ટુકડી જનરલ હયુલેટના હાથ નીચે જવાને તઇયાર કરવામાં આવી. આ લશકરમાં જવાને જાત પરજાતે અને ઘરડા જુવાન સરવેએ ભાગ લીધો હતો.

દરેક સારાં સારાં માણસો એમાં જોડાયાં હતા.

કુંવારા છએ ભાઇઓએ પણ પોતાના નામો કુંવરની રાજી ખુશીથી નોધાવ્યાં અને પોતાની બેહનને પેલી બુઢી ઇરાની દાસીના હવાલામાં આપીને છુટા પડયા.

જુવાન બેરામ યાતો લશકરી હીલચાલથી કે યાતો માન મેલવવાના લોભથી કરીને જનરલ હયુલેટના લશકરમાં જોડાવા તઇયાર થયો.

ભીખાઇજી જેવી લાડકી અને મગરૂબ માએ પોતાના આ બેટાને કીરતીના પાણીમાં ડુબકી મારતો અટકાવ્યો નહી અને સામું તેને જોડાવાને ઉતેજન આપ્યું.

તેને લશકરમાં જમાદારની પદવી મલી અને તેના જોડાવાની બીજેજ દીવસે અને પુણેથી આવવાની ચોથેજ દીવસે તેના લશકરની ટુકડીને ઉપડી જવાનો હોકમ થયો.

આ વાંતથી તેની માતા દલગીર થઇ ગઇ. તેણીનો એવો વીચાર હતો કે બેરામે શીરીનને કોતમાં જઇને મલી આવવું.

હવે ભીખાઇજીએ શીરીનને કોતમાંથી તેડાવી નહીં તેનું કારણ એ કે તે જયારે આવ્યો ત્યારે તેણીને એવી ખબર નહીં હતી કે બેરામ બે પાંચ દીવસમાં પાછો જવાનો છે. અંતની ઘડીએ તેણીએ બેરામને કહ્યું કે શીરીનને કોટમાં જઇને મલી આવવું. પણ બેરામને શરમ લાગવાથી તેણે તદનજ તે વાતના અખાડા કરવા માંડયા અને તેથી શીરીનને પોતાના પ્યારા સાથ મલવાની તથા તેનો ચેહરો જોવાની ટક વતીક મલી નહી અને બેરામ પોતાની માનેજ ભેટીને પાછો છુટો પડયો.

આ કમબખ્ત અને એનાજ જેવી બીજી કમબખ્ત લશકરી ટુકડીઓ ઉપર શું મુસીબત ગુજરી તે સર્વ કોઇને સારી રીતે રોશન છે અને તેની માહેતમના બોલો લોહીથી લખાએલા હજુર સર્વના દીલમાં તાજા છે.

સપટેમબર મહીનાની શરૂઆતમાં જનરલ હયુલેટનાં મરણથી તેના લશકરનાં કટલ થવાની વાતો ચોમેર ફેલાવા લાગી, અને દરેક ઠેકાણે માહેતમ, ગભરાન, અને નાસભાગનો પવન ફુંકી રહયો. 31,192

"કોણ કોણ મુવા" "કોણ કોણ બચ્યા" એવા તરેહવાર સવાલો દરેક માતાઓ, બેહનો અને બૈરીઓ, પોતાના બેટા, ભાઇ, અને ભરથારો, જેઓ તે ટુકડીમાં જોડાયા હતા, તેઓને માટે પુછતી અને તેના જવાબને લાએકની માહેતમ પોશી કે ખુશાલી જાહેર કરતી.

બહાદુર કુંવર કોઇનીબી દરકાર કરયા વગર અને કોઇ નેબી ઉપલા અણઘટતા સવાળો પુછવા વગર, કોઇનેબી ચેતા વયા વગર શીરીનને મલી તેને તેના ખાવીંદ વીશે પુરતો સધ્યારો આપી અને જો તેને વીષે કાંઇ ખબર પડશે તો તરતજ તેણીને લખીને જણાવવાનું વચન આપીને પોતાની એકજ બલદયાની ગાડીમાં બેસી અને જે રસ્તો લશકરે લીધો હતો તેજ રસ્તો પોતાના ભાઇઓની તજવીજ અને શોધમાં નીકળી પડી.

બાનું ભીખાઇજી તો દુખથી તદન ઘેલી જેવી થઇ ગઇ હતી.

બેરામનું શું થયું હતું? શું તેને પેલા કાફ્રોએં મારી નાખ્યો હતો? તેનો કાચગરો જાન આ દુનીઆની મોજ મજાહો ભોગવ્યા વગર અઢાર વરસની કાચી વયમાંજ આ જીહાંનથી કુચ કરી ગયો હતો? કે શું તેબી બીજાઓ સાથે બચયો હતો?

ઘણાક બચેલાઓ પોતાનાં વહાલાંઓને આવીને મલ્યા હતા, પણ બેરામ પાછો ફરયો નહી.

ઘણાહોની ખબર મલી કે તેઓ જીવતા છે પણ બેરામની તો નશલજ નાબુદ થઇ ગઇ હતી.

અંતે ભીખાઇજીને ઘણીજ ઇંતેજારીને લીધે ભેજાંની તાપ આવી અને તેવણની જીંદગીનો મામલો ઘણોજ બારીક થઇ

પડવાથી ડાકટરની ભલામણ ઉપરથી તેવણુની વહુને કોતમાથી તેડાવાની ફરજ પડી અને તેણીને પોતાની સાસુ આગલજ રેહવું પડયું.

ગરીબ બીચારી શીરીન! તેણીને કાંઇ થોડું દુખ નહીં ઉપજ્યું હતું. પણ તે દુખ કોણ આગલ તેણી રડે? તેણીની સુજ ગુજની સાથી કુંવર તો ગઇ હતી, અને સાસુ તો બચારી તેજ દુખના બોજથી ભેજાંની તાપે પડી હતી, માટે તેણી પોતાની છાતી પોતાના ઓરડામાં ભરાઇને કે ખુંણે ખંટોલે ઉભી રહી ડુશકે ડુશકે રડીને ખાલી કરતી હતી. અને પોતાની મા સમાન સાસુને એક પેટની દીકરીના વહાલથી હસાવતી અને તેણીના દુખમાં દીલાસો દેતી હતી.

એવી બેટીઓ ને જનમ આપતી માતાઓ પર આફરીન છે! પણ બધીજ માતાઓ એવી બેટીઓ, અને સાસુઓ એવી વહુઓ ભોગવવાને નસીબવાન નથી હોતી. જો દુન્યામાં અરધીબી બેટીઓ અને વહુઓ શીરીનના જેવી હોય તો માતાઓ બેટીઓને બલાને નામે અને સાસુઓ વહુઓને વંત્રીઓ નામે શું કરવાને બોલાવે? જો દરેક દસ કુટુંબે એવી એકજ વહુ હોય તો કેટલા સાસુ વહુના કજીઆ નાબુદ થાય? અને દુન્યા કેટલી સુખી થાય?

તેણીએ ઠેરાવ કીધો કે કદી જો ખુદા કરે ને બેરામના હક થવાના સમાચારબી આવે તો તેણીએ તેના પ્યારના બદલામાં હંમેશ સુધી એક કુમારી વીધવાનોજ અવતાર લઇને પોતાનો ભવ બાલવો અને તેને બદલે તેની માતા

ભીખાઇજીની તાપ રફતે રફતે ઉતરતી ચાલી, પણ આગલની માફક તે પછી તનદરોસતી મેલવી શકી નહી. તેની દેહ લથડતીજ ચાલી.

આ રીતે અકટોબર મહીનો નજદીક અરધો પુરો થયો હતો તે વખતે તેઓને કુંવર તરફથી એક કાગજ મલ્યું કે જમાદાર બેરામ છેલ્લી કાપા કાપીમાં માત્ર જખમીજ થયો હતો પણ હાલમાં એક ગરીબ ખેડુતનાં ઘરમાં રાંદેરની નજદીકમાં તેણે ઉતારો લીધો હતો.

આ ખુસ ખબર સાંભળીને આ બેઉ સાસુ વહુનાં જીગરમાં ઠંડક પડી અને તેઓનાં આસું સુકાયાં.

મુંબઇથી સનજાન અને સુરતની આસપાસનાં ગામડાંઓમાં કાસદો દોડાવવામાં આવ્યા પણ હજીુરતો તે કાસદો પોતાની ઠરાવેલી જગાએ પુગા નહી હશે તેટલાં તો આ બન્ને અધીરી અબલાઓને તદન નચીંત થવાનું કારણ મલ્યું, કારણ કે સંનજાનથી લખાયલું બેરામને હાથનું એક કાગજ ભીખાઇજીને નામનું આવ્યું, અને તેમાં તેની માતાને તેને વીષે ફીકર નહી કરવાને અરજ કરવામાં આવી હતી. તેણે લખ્યું હતું કે તે હાલમાં કોઇ જાંગીરજી તીરંદાજના ઘરમાં રાંદેરમાં રેહતો હતો.

તેણે રતન વીશે એક બોલ પણ લખ્યો ન હતો અને પોતાનું ખરૂં ઠેકાણું પણ છુપાવ્યું હતું.

તેજ કાગજમાં શીરીન વીષે કાંઇ પણ શંદેસો હતો નહી.

પેહલાં તો શીરીનને આ વાતનો વીચાર વટીક આવ્યો નહી. પણ પછી તે વાત ધ્યાન પર લેતા તેણી થોડીક દલગીર

જેવી જણાઇ, પણ વલી પાછો પોતાનેજ તે ઠપકો આપવા લાગી.

"મારે શું કામ એટલી બધી ખટપટ કરવી જોઇએ! વખતસર એવણ એમ સમજ્યા હોય કે હું ઘરમાં નહી હોઇશ તેથી લખ્યું નહી હશે!"

બીખાઇજીએ પોતાના ડાકટરને બેરામ પર એક કાગલ લખીને જણાવવા કહ્યું કે તે પોતે ઘણીજ મરવા કાંઠે આવેલી હોવાના સબબથી તેણે જલદીથી ઘર તરફ નીકલી પડવું અને પોતાની વહાલી માવતરને આવી મલવું.

આ કાગજ પર માત્ર રાંદેરનુંજ સરનામું કરવામાં આવ્યું હતું.

---

## પ્રકરણ ૯ મું.

---

### રતન વીનાનું જીવતર બળીયું.

બેરામજી દાદાભાઇ મોટા શેઠનાએ પોતાની પીઠ જંગલ તરફ ફેરવીને ઘર તરફની મુસાફરી પાછી ચાલુ કીધી.

તે રતનની નજર સાંમેથી દુર ફર્યો કે વલી તેના મનમાં વીચારો ભમવા લાગ્યા. તેની યાદદાસ્ત શકતી પાછી તાજી થઇ. તે યાદદાસ્ત શકતી દુખી વીચારોથી ભરેલી હતી. છુટા પડયા પછીની દરેક પલો દુખ અને નીરાશીથી ભરેલી હતી.

પેહલાં તો પોતાની આ માશુકથી છુટા પડતી વેલાનું દુખ તેને પાછું યાદ આવ્યું.

બીજું પોતાની માતા જે તેને ઘણોજ ભોસો, અને નીતીમાન સમજતી હતી તેને જલદીથી મલવાની ઉતાવલથી તેને દુખ ઉપજતું હતું.

ત્રિજું અને છેલ્લું દુખ આ બેઉ દુખથી તદનજ જુદું અને તદન ખાના ખરાબીથી ભરેલું હતું. "તેણે શું કીધું હતું ?"

પ્યારે અને ખાલી બેઆશોએ તેને કેવાં ઉંડાં દોજખના ગારમાં ઉતરયો હતો તે વીશે વીચારો કરીને તે કપાલ કુટીને બોલતો, કે "પ્યારથી આંધલો થઇને મેં આ શું કીધું !"

તે પોતેજ પોતાના આ સવાલનો જવાબ આપી શકયો નહીં. દુન્યાના લોકો તેણે જે પાપ કરયું હતું તેને માટે શું કેહશે તે વાતનો વીચાર વટીક કરવાને તે અશકત હતો.

જ્યારે શેઠ આ પ્રમાણે પોતાના વીચારમાં ચાલતો હતો ત્યારે પેલો બુઢો શેહરીઆર પોતાનું મોઢું બંધ રેહવાથી વાસ મારી આવશે એવી એવી ફરયાદો વારે ઘડીએ કરતો હતો, અને આ તેની ફરયાદોનો જવાબ બેરામ તેને મુગો મરવા કહીને આપતો, અને જ્યારે તેને ઘણીજ બકબક કરવા માંડી અને વાતમાં રતનનું નામ લેવા લાગો ત્યારે બેરામે પોતાના ઘોડાને ફેરવીને તેના આંગ પર એટલો તો જોસમાં ધસી ગયો કે જો શેહરીઆર ઘોડાપરજ સુધ નહીં ગયો હતે તો બેરામ જરૂર જતુનમાં તેને મારી નાખતે.

"જો હવે ફરીથી તું મારી આગલ કે કોઇનીબી આગલ એ છોકરીનું નામ તારી જંબાન પર લેશે અથવા જો એને વીશેનો એક તુંકારોબી બહાર આવ્યો તો હું એમજ સમજીસ કે તે વાત તેંજ બહાર પાડી છે અને પછી જોઇ લેજે તારો હાલ એમજ સમજજે કે તું તેજ ઘડીએ મરી જશે."

શેહરીઆર આ દમથી ઘણોજ બીધો અને મનમાં બબડયો "હું જે એના બાપ જેવા બુઢા લાગેચ તેને એ નાલા છોકરી જેવો દમ દેચ ?"

આ પ્રમાણે તેઓએ થોડા દીવસ ખટકે ખટકે વીસામો લેતાં મુસાફ્રરી કીધી. આ વખતના અરસામાં તેઓ વચ્ચે રોજ બરોજ આગ લાગતી હતી.

અંતે જ્યારે તેઓની મુસાફ્રરી ખટમ થઇ અને એક દીવસે છેક રાતના દશ વાગા પછી જ્યારે તેઓ પરેશ ખાતે આવી પુગા ત્યારે શેહરીઆરે પુછ્યું:—

"શીદ, તું બોલવાની રજા આપેચ?"

"વલી શું માથું ખાએ છે?"

"હું ધારેચ કે છેક આરધા રાત થયાચ તેથી બધી લોક સુઇ ગીઆ હોશે. હવે આપરે શું કરેચ?"

"હું શું જાણું. હું કાંઇ જાણતો નથી અને મને જાણુવાની ગરજ પણ નથી. મને તો એવું થાયછ કે જો પેલા મુસલમીન કાફ્રરોએ મારો જીવ લીધો હતે તો ઠીક."

"નહીં, નહીં, મારા નાલી શીદ, નહી, તું હજી નાદાન છે, એવા નહી બોલેચ. જો આપરે એમ કરેચ. મને દુલતના ઓરડા ખબર છે. હું તે ઓરડા ઠોકેચ, તેને ઉઠારેચ, ને આપણે કોઇને ઉઠાડવા વગર અંદર જાયચ."

"ઠીક, ઠીક, તારે ગમે તે કર.

હજુરતો તેઓ વાડીમાં દાખલ થયા ન હતા તેટલાં તો એટલા બધા કુતરાઓએ તેઓનાં આંગપર ભોંસીને વધારો કીધો કે દરવાજા પરનો રામોશી જાગી ઉઠયો અને દરવાજા આગલ ગયો, ત્યાં તેણે શેહરીઆરને ઓળખ્યો, અને આપણા બેઉ મુશાફ્રરોને અંદર લીધા.

ત્રિજું અને છેલ્લું દુખ આ બેઉ દુખથી તદનજ જુદું અને તદન ખાના ખરાબીથી ભરેલું હતું. "તેણે શું કીધું હતું?"

પ્યારે અને ખાલી ખેઆલોએ તેને કેવાં ઉંડાં દોજખના ગારમાં ઉતરયો હતો તે વીશે વીચારો કરીને તે કપાલ કુટીને બોલતો, કે "પ્યારથી આંધલો થઇને મેં આ શું કીધું!"

તે પોતેજ પોતાના આ સવાલનો જવાબ આપી શકયો નહીં. દુન્યાના લોકો તેણે જે પાપ કરયું હતું તેને માટે શું કેહશે તે વાતનો વીચાર વટીક કરવાને તે અશકત હતો.

જ્યારે શેઠ આ પ્રમાણે પોતાના વીચારમાં ચાલતો હતો ત્યારે પેલો બુઢો શેહરીઆર પોતાનું મોહું બંધ રેહવાથી વાસ મારી આવશે એવી એવી ફરયાદો વારે ઘડીએ કરતો હતો, અને આ તેની ફરયાદોનો જવાબ બેરામ તેને મુગો મરવા કહીને આપતો, અને જ્યારે તેને ઘણીજ બકબક કરવા માંડી અને વાતમાં રતનનું નામ લેવા લાગો ત્યારે બેરામે પોતાના ઘોડાને ફેરવીને તેના આંગ પર એટલો તો જોસમાં ધસી ગયો કે જો શેહરીઆર ઘોડાપરજ સુઇ નહીં ગયો હતે તો બેરામ જરૂર જનુનમાં તેને મારી નાખતે.

"જો હવે ફરીથી તું મારી આગલ કે કોઇનીબી આગલ એ છોકરીનું નામ તારી જબાન પર લેશે અથવા જો એને વીશેનો એક તુંકારોબી બહાર આવ્યો તો હું એમજ સમજીસ કે તે વાત તેંજ બહાર પાડી છે અને પછી જોઇ લેજે તારો હાલ એમજ સમજજે કે તું તેજ ઘડીએ મરી જશે."

શેહરીઆર આ દમથી ઘણોજ બીધો અને મનમાં બબડયો "હું જે એના બાપ જેવા બુઢા લાગેચ તેને એ નાલા છોકરી જેવો દમ દેચ?"

આ પ્રમાણે તેઓએ થોડા દીવસ ખટકે ખટકે વીસામો લેતાં મુસાફરી કીધી. આ વખતના અરસામાં તેઓ વચ્ચે રોજ બરોજ આગ લાગતી હતી.

અંતે જ્યારે તેઓની મુસાફરી ખટમ થઇ અને એક દીવસે છેક રાતના દશ વાગા પછી જ્યારે તેઓ પરેલ ખાતે આવી પુગા ત્યારે શેહરીઆરે પુછ્યું:—

"શીઠ, તું બોલવાની રજા આપેચ?"

"વલી શું માથું ખાએ છે?"

"હું ધારેચ કે છેક આરધા રાત થયાચ તેથી બધી લોક સુઇ ગીઆ હોશે. હવે આપરે શું કરેચ?"

"હું શું જાણું. હું કાંઇ જાણુતો નથી અને મને જાણુવાની ગરજ પણ નથી. મને તો એવું થાયછ કે જો પેલા મુસલમીન કાફરોએ મારો જીવ લીધો હતે તો ઠીક."

"નહીં, નહીં, મારા નાલી શીઠ, નહી, તું હજી નાદાન છે, એવા નહી બોલેચ. જો આપરે એમ કરેચ. મને દુલતના ઓરડા ખબર છે. હું તે ઓરડા ઠોકેચ, તેને ઉઠારેચ, ને આપણે કોઇને ઉઠાડવા વગર અંદર જાયચ."

"ઠીક, ઠીક, તારે ગમે તે કર.

હજીુરતો તેઓ વાડીમાં દાખલ થયા ન હતા તેટલાં તો એટલા બધા કુતરાઓએ તેઓનાં આંગપર ભોંસીને વધારો કીધો કે દરવાજા પરનો રામોશી જાગી ઉઠયો અને દરવાજા આગલ ગયો, ત્યાં તેણે શેહરીઆરને ઓળખ્યો, અને આપણા બેઉ મુસાફરોને અંદર લીધા.

જેમ જેમ તેઓ અંદર દાખલ થતા ગયા તેમ તેમ પેલાં કુતરાંઓ એટલાં જોરથી ભોંસવા લાગ્યાં કે બેહરામ ચીરડાઇ ગયો અને બોલ્યો.

"વાહ! કેવો આવકાર મલે છે? જાણે એક ચોરી કરતાં ચાલતાં ચોરને અટકાવતાં હોય તેમ દીસે છે.

"ચપ મુગા રહેચ, ચંપેલી, તીપુ, આરી, એ એ શું ભોંસેચ? મને ઓરખેચબી નહી?" શેહરીઆરે ઘોડા પરથી ઉતરી પડી પેલાં છેરાંએલાં જાણુવરોને પસવાડી નરમ પાડીને બોલ્યો. આ પછી તેઓ તબેલા તરફ ગયા અને ઘોડાવાલાને ઉઠાડી ઘોડાઓ તેને સોંપીને દોલતના ઓરડાની બારી તરફનો રસ્તો લીધો.

ત્યાં જઇને એક નાંધલો પથર લઇને શેહરીઆરે એક કાચની બારીપર મારયો અને ધીમે અવાજે પુછ્યું:—

"દોલત, તું આંદર હોયચ કે?"

"એ કોણ છેરે મુવા?" અંદરથી સાદ આવ્યો.

"અરે, એ હું છેહું."

"ચોર, ચોર, આગ, ખુન," અંદરથી બુમ આવી.

"ચુરબી નહીં, આગબી નહી, ને ખુનબી નહીં. એ તો હું, શેહરીઆર, તારા નાંની શેઠ, મારા મોટી શેઠ, અરે નહીં મારા નાની શેઠ, તારા નાની, અરે નહીં, તારા મોટી શેઠ બીરામ જમાદાર, બીરામ છે, વાસ્તે બારણાં ઉંઘાડેચ, ને અમુને અંદર આવવા દેચ."

"એ કોણ? મુવા શેહરૂ કે? ઓ તું મરેરે? મને કેવા બીવરાવીચ, હું બારી આગલ સુવેચ. હું જાણેચ કોણ આવેચ.

પણ તારી ખાત્રી છેની કે એ તું, શીરૂં અને તારા શીઠ બીરામજ છે. તું કોઇ બીજા તો નહી હોએચ?"

"અરી એનો હુંજ,બારણા ઉઘારેચ, નહી તો માથાં ભાંજી નાખીચ."

જરા વારમાં પછવાડેનું એક બારણું ઉઘડયું અને બેરામ તથા શેહરીયાર અંદર દાખલ થયા.

"કેમછે, દોલત, હું ધારૂછ કે મોટા બાઇ સારી પેઠે હશે." બેરામે પુછયું.

"બધા સારી કાશી છે. મોટી શેઠ તું ઉપર જાએચ હું બધાને ઉઠારેચ."

"નહીં, કાંઇ હમણાં ગરજ નથી, હમણા તો મારે માટે કાંઇ ખાવાનું લાવ, ને મારા ઓરડામાં બતી સલગાવ, હું ત્યાં જઇને સૂઇ જઇશ." બેરામે હોકમ કીધો.

તેના હોકમ પ્રમાણે તેના ઓરડામાં તેને પુગાડયા પછી દોલત તેને માટે એક સારૂં જેવું ભોજન કરી લાવી.

ખાતાં બેરામે વીચાર કીધો "રતનને હાથના પકાવેલાં અને સેતરંજી પર બેસીને ખાવાના કરતાં આ સો દરજજે સરસ છે."

અરધો કલાક પછી તે ખાઇ ઉઠીને પોતાના સુવાના ઓરડામાં ગયો ત્યાં તેને ભોંયપર ગાલીચો અને બીછાનાપર રેશમી ગલેપના તકીઆ તથા બારીએ પર લાલ કુરતાની નાખેલી જણાઇ જે જોઇને તે બોલ્યો, "હા આ! જંગલમાંનાં ઝુપડાં કરતાં આ કેવું સરસ લાગે છે?"

"તમુને બીજા કાંઇ જોઇએચ શીઠ?" દોલતે ત્યાં આવીને પુછ્યું.

"નહી, દોલત, તું સુઇ જા. પણ સવારના બીખાઇજી બાઇ ઉઠીને ચાએ નાસતો કરે ત્યાર પછીજ તેવણુને મારા આવવાની ખબર કરજે. તે અગાઉ ના કરતી.

"વારૂંજી" કરતી કે દોલતે પાછાં પગલાં તીરવા માંડયાં.

"બસ, એકજ ચીજ સીવાએ હયાં દરેક ચીજ સરવથી ઉતમ છે. રતન વગર જાણે મને મારૂં પ્યારૂં ધર કડવા આવે છે. રતન વગરતું આજતું ન્યામતનું ખાનું ખાક મીસાલ લાગું અને રતન વગરજ આ ઓરડો જાણે ચાંદ વગરની કાલી રાતના જેવો કદર બીહામણો લાગે છે. હા! રતન, રતન, તુંજ વગર આ સુખ ચેનનો ઓરડો મારે મનથી ઉંડું દોજ ખખાનું છે. તારા વગરની આ મારી જીંદગી મને અકારી છે. હાઆ! ખુબસુરત પણ ઝનુની રતન, આપણે કદીપણ સાથે મલ્યાં ન હતે તો કેવું સારૂં થતે? અને જો આપણાં નસીબમાં મલવાનુંજ હતું તો જુદા પડવાનું નહીં હતે તો કેવું સારૂં? મને કયા દોજખી દેવે તારી સાથે લગન કરવાને ઉસકેરીઓ? હું કોણને ઠપકો દેઉં? આ કામમાં મને ખુદાની મદદ મલી હતી કે સેહતાનની? એ લગન સુખદાએક નીવડશે કે દુઃખદાએક? જે વખતે હું તારી સાથે હંમેશનો જોડાયો તે વખતને હું દુવા દેઉં કે કદુવા? હું તારી સાથે કેવે વખતે પરણ્યો? હા, રતન, રતન, કોણ જાણે છે કે એનો છેડો કેવો આવશે." તેણે બીછાનાપર પડયા પછી વીચાર કીધો.

હવ તેની ઉપર ઉધે ગલબો કીધો અને તે એક વગર સ્વપનાની ઉંઘે છેક સવાર સુધી ઉંઘાઇ રહયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## બેરામની પોતાના બાપીકા ઘરમાં પેહલી મુલાકાત.

જ્યારે બેરામે બીજે દીને આંખ ઉઘાડી ત્યારે તેના ઓરડામાં સુરજના કીરણો પુર તેજમાં પ્રકાશતાં હતાં.

તે પોતાની છાતી પર નહીં સમજ પડી શકે એવો દુખનો ભાર લઇને ઉઠયો, અને પાસે તેબલ પર એક ઘંટ પડયો હતો તે લઇને વજાડયો.

દોલતે આવીને તેનો જવાબ આપ્યો.

'શેહરીઆર કયાં છે.?" બેરામે પુછ્યું.

"શેઠ, શીરીઆર ઘણાજ થાકી ગેઅચ તેથી ઉંઘાએચ. કંઇ જોઇએચ મને કેહચ."

"બરાબર છે. આજે બાઇ કેમ છે?"

"આજે તો ઘણાજ સારાં છે, ને કેમ કે બેરામજી શેઠ આજે રાતના આંવેચ તેથી તાયારરેચ, પણ ખબર નહીં હોયચ કે બેરામજી શીઠ તો આયાચ."

"હંઅ, હવે તું જા, મને કાંઇ કામ પડશે તો તેડીશ."

દોલતે બારણું બંધ કીધું પણ જતાં જતાં મનમાં વીચાર્યું "શેઠ શીરીનબાઇને વારે કાંઇ પુછેચ નહી. અમના બીનાહી ને રાતનાબી નહીં પુછ્યા. પણ હું ધારેચ તે મને પુછતા સરમાએચ."

થોડોવાર રહીને બેરામ નીચે ઉતરયો અને પેહલે માળના જમની બાજુના આગલા ઓરડામાં દાખલ થયો.

જોકે સવારના સાત વાગાનો વખત હતો તોપણ આ ઓરડો સાફ દીસતો હતો. તેની બારીના પરદાઓ ખસેડી

નાખવામાં આવ્યા હતા અને તેની અંદરના કાચમાંથી સુરજના કીરણો ઝાખાં અંદર આવતાં હતા. તેની એક બોારડુએ એક સ્ટેનડપર ચોપડીઓ ગોઠવેલી હતી. એક ખુનામાં એક સુંદર પિયાનો મુકેલો હતો અને તેના ઉપર થોડાંક ગીતની ચોપડીનાં પાનાં પડેલા હતાં. તેની સામેની બોારડુએ એક મોટી આરસીનો તખતો ઓાલવેલો હતો. તથા આજુબાજુએ ઉંચી બનાવટની ખુરસીઓ તથા કોચો ગોઠવેલાં હતાં. વચ્ચે એક ટેબલની ઉપર એક કાચના ફુલાવર પાટમાં સુંદર ગુલાબી ફુલોની તાજી કલીઓ ઘણીજ સીફારસથી ગોઠવીને મુકી હતી તેની નીચે ઉંચી ભરત ભરેલો એક ગાલીચો તે ફુલોને વધારે શોભા આપતો હતો.

બેરામ આ સઘલું એક જંગલી માણસ જંગલમાંથી આવ્યા પછી અજાએબીથી જોય તેમ જોતો હતો. તે આસ્તે આસ્તે આ સર્વ ચીજો જોતો આગલ ચાલ્યો. બાજુએ એક ટીપાઇ ઉપર એક ચીનાઇ ડસકોટરી ઉઘાડી પડેલી જણાઇ આ ડસકોટરીમાં ગાટપોટનાં કપડાં પર રંગબેરંગી ઉનનાં ભરતથી ભરેલી એક કોર પડેલી હતી. તેની અંદર સુંદર કોતર કામની નાઘલાં કદની એક રૂપાંની અંગોટી હતી. આ સર્વ ચીજો બેરામે હરખાઇને જોતો. તેટલા તેની નજર તેબલ પર પડેલા એક નાઘલા રેશમી રોમાંલ પર પડી. આ રોમાલ પર ભરત કામ હોવાથી તેણે બેરામજીનું ધ્યાન ખેંચ્યું, બેરામ આગલ ગયો અને તે વધારે ખુલી રીતે જોવાંને માટે હાથમાં લીધો. તે પેલો રોમાલ જોતો હતો તેટલાં જાણે તેમાંથી એક વીછુએ નીકલી આવીને દંખ દીધો હોય તેમ ચમકીને તેણે રોમાલ નાખી દીધો.

આ તે કેવો વીછું હશે વારૂં ?

જે રોમાલ તેણે ભરત કામ જોવા ઉંચક્યો તેની ઉપર "શીરીનબાઇ બેરામજી"—કરીને લાલ રેશમે ભરેલું આખું નામ તેણે વાંચ્યું.

તેણે એક મોટી હાય મારી અને પોતાનો હાથો પોતાના મોંહાંપર ધાંક્યા. હૈયઆં એક જીવતી બબ્બરી તેને નામનાં કપડાં વાપડતી હતી, તેને નામની વીંટી તેણીના હાથપર હતી. અને તેના હાથનો દાવો તેણી કરતી. પણ તે તેણે શું કીધું હતું ?

તે આવા વીચારમાં પડયો હતો, તેટલા ઓરડામાં એકદમ ઉજરેહું થયું અને બાગનાં ઠંડા પવનની મીઠી લેહકીએ તેનાં બલતાં જીગરની આગને નરમ પાડી. તેણે પોતાની આંખો ખોલી અને પોતાની સાંબે એક ફરેસતાંઇ આકાર બાગની બાજુની મોટી બારી ઉંઘાડીને અંદર દાખલ થતો જોયો.

આ ફરેસતાઇ આકાર જે થંડા પવન અને રૂબાબ સાથ દાખલ થયો હતો તે કોણ હતો તે પુછવાનું બેરામને મન થયું. પણ તરતજ તે ઉઠયો, નમયો, અને આ સુંદર બાનું જે વાંચનાર બેશક સમજ્યો હશે કે જેવન શીરીનબાઇ હતાં તેવનને બેસવાને એક ખુરસી આપી.

પણ બેસવાને બદલે આ શુંદરીએ ઉભાં ઉભાંજ જવાબ આપ્યો.

"હું શીરીનબાઇ છું, બેરામજી, અને આશા રાખું છું કે તમો તમારી લાબી મુસાફરી પછી તંદન સારી પેઠે હશો."

"બેરામને હવે જણાયું જે આ ઓરત તો તેના

સાથ પોતાનું નામ જોડી રાખનારી, તેની સબી હમેશાં પોતાના ગલાંમાં ઓલવી ફરનારી, હમેશાં તેને નામની વીતી પોતાનાં આગલામાં પેઢનારી, અને પોતાને તેની હકદાર ઓરત સમજ નારી શીરીન આવી હતી.

બેરામે પોતાને પુછાયલા સવાલનો કાંઇ પણ જવાબ તેણીને આપ્યો નહીં પણ તેના ખુબસુરત નાજુક ચેહરા તર ફજ તીકતો ઉભો રહયો.

તેની નજરમાં તેણી તદન ખુબસુરત પરી જેવી દીસ્તી હતી. તેના લાલ ગુલાબ જેવા ગાલો, સુંદર મોતી જેવા દાંતો, લાલ પરવાલાં જેવા હોઠ, નાનું અણીઆલું નાક, કમાનદાર ભવા, સુંદર આંખો, ખુબસુરત નાનાં રમકડાં જેવા હાથ, એ સર્વ તેણે કદી નહી જોયલું એવું લાગ્યું.

"આ નાજુક બદનની નહીં વરણવી શકાએ એવી ખુબ સુરતી છે." બેરામે પોતાની આંખો સભ્યતાની રીતે પાછી ખેંચી લેતાં વીચાર્યું".

શીરીન તેના વીચારો પામી ગઇ હોય તેમ શરમાઇને પોતાનાં નેણ નીચે ફેંકીને બોલી—

"બેરામજી, તમોને તમારાં માતાજીએ તેડવાને માટે મને મોકલી છે, માટે મહેરબાની કરી મારી સાથે આવશો ?"

ફરીથી એક વખત નમીને બેરામે તેણીની સાથે જવાની પોતાની મરજી દેખાડી.

તેણી તેને પાસેનાજ ઓરડામાં લઇ ગઇ અને બારણાનાં ઉંબર ઉપર ઉભી રહી બોલી માયજી, "બેરામજી આવ્યા છે."

એટલું કહી બેરામને અંદર જવાનો તેણીએ રસ્તો આપ્યો. અને પોતે પાછી પોતાના ઓરડામાં જઇને પેલા બાગ આગલની બારીએ ઉભી.

"પોતાનાં રાંદેરના કાગલમાં એણે મારૂ નામ વતીક લખ્યું નથી, કે નથી એ આવ્યા પછી મારી સાથે એક બોલ બોલ્યો કે નથી મારે માટે કોઇને પૂછ્યું. એ બધાંનો અરથ શું? હું એટલું તો જાણું છું કે હું એની નજરમાં હલકી છું પણ તેથી શું થયું? હા. હવે હું સમજી એના મનમાં એક મારા જેવી નાદાન છોકરી વીશે વીચાર કરવાના કરતાં બીજી વધારે અગતની બાબતોનો વીચાર હશે, અને તેથી એ મારી એટલી દરકાર નથી કરતો." આવા આવા વીચારો નીરદોશ બીચારી શીરીન પોતાના મનમાં લાવતી હતી.

બેરામ પોતાની માતાના ઓરડામાં દાખલ થયો. તેણી એક મોટી અઢેલવાની ખુરસીપર બેઠી, અને તેણીના જમના હાથમાં એક કાફીનું પ્યાલું જે તેણીએ અરધું પુરૂ કીધું હતું તે હતું, તથા પાસેજ એક નાની તેબલ પર એક રકાબીમાં પાઉં માખણ હતું.

જેવો બેરામ પોતાની માતાની નજદીક ગયો કે તેણીએ પોતાનું પ્યાલું મુકી દઇ, ઉઠીને પોતાના ઘણે વખતે આવેલા બેટાને વલગી પડી.

"મારા વહાલા માયજી!"

"મારા પ્યારા, પ્યારા દીકરા! શુગરાના તે બારે હકતાલાના કે તુને જીવતો પાછો અમુને લાવી બખસયો છે."

આ રીતે બેઉ માય દીકરાં એક મેકને ભેટમાં,

ભીખાઇજી આ પછી પોતાની ખુરસી પર બેઠાં અને થોડો વાર બેરામ તરફ ટીકી ટીકીને જોઇને બોલ્યાં—

"વાહ! નથી તું કોઇ પણ રીતે શીકો પડેલો કે નથી તારામાં કાંઇ પણ ફેરફાર થયો, પ્યારા દીકરા, પણ શું તું ઘણોજ જખમી થયો હતો કે? મને તારીપર વીટેલી વીપટી બધી માંડીને કેહ, હાઆ! મને તારે માટે એટલી તો ફીકરતે ધાસ્તી હતી કે હવે હું ફરીથી કોઇબી દીવસે તુને મારી નજર સામેથી ખસાડીશ નહીં. પણ હજુર તેં નાસ્તો નહીં ખાધો હશે માટે ચાલ, આવ, મારી સાથે બેસ, અને નાસ્તો ખા. અને પછી તારી વાત મારી આગલ કેહ."

એમ કહીને તરતજ દોલતને હાંક મારયો અને બેરામજી શેઠને માટે નાસ્તો લાવવાને હોકમ કીધો.

જ્યારે આ બેઉં મા દીકરા નાસ્તો ખાતાં હતાં ત્યારે બેરામે પોતાની વીટેલી વાત માએની આગલ કહી સંભલાવી.

પણ તેણે રતન વીષે જરાપણ એસારો કીધો નહીં.

તેની વારતા ખલાસ થવા પછી અને નાસ્તાના વાસણો લઇ જવામાં આવ્યા પછી ભીખાઇજીએ બેરામને પોતાની આમલ આવવા કહયું અને ધીમે રહીને બોલ્યાં—

"તેં શીરીનને જોઇ કે?"

"હાજી."

"તેને માટે તારો શું વીચાર છે?"

આપણો જુવાન થોડો વાર અચકીને બોલ્યો—

"મેં એના જેવી ખુબસુરત, સોહામણી, અને મનહરણ કરનારી મોહેની કદી જોઇ નથી. તેણી એક ફરેસ્તા જેવા

દેખાવનીા છે અને તોપણુ તેણીની ખુબસુરતીનું વર્ણન મારેથી થઇ શકતું નથી."

જ્યારે તે આ પ્રમાણે બોલતો હતો ત્યારે બીખાઇજીની છાતી ખુશીના ઉભારાથી ઉભાઇ જતી હતી.

" ખરૂં પુછો તો તેણી દેખાવમાં ઠીક છે. " જાણે તેણી વીષે તેને ઝાઝી દરકાર નહી હોય તેમ તે બોલ્યો.

" હા, અને હજુરતો તું તેણીનો સ્વભાવ પીછાણતો નથી, તેણી એવીતો માયાળુ, સંતોશી, હીમતવાલી, અને જીવ પ્રાણ કાઢી આપનાર છે કે તું તેણીની સાથે વધારે સારી રીતે ભેલાયા વગર જાણી શકેજ નહી. "

બેરામે પોતાની આંખો ફેરવી નાખી. આ વખતે તેના મનમાં બીજાજ વીચારો ભમતા પણ સારાં નસીબે તેની આ હીલચાલ બીખાઇજીના જોવામાં આવી નહીં.

" હવે વીચાર કર, બેરામ, કે એવી ઓરત અને એવી વહુ કોણને નહી ગમે, તેણી તારી બઇરી થવાને માટે હવે તદન લાએક થઇ છે. "

બેરામે પાછી નજર ફેરવી અને પોતાનાં બદનનાં બતન સાથે ચેડાં કરવા લાગ્યો.

" અને હવે, બેરામ, મને એટલુંજ કહેવાનું બાકી રહયું છે કે તું તેણીને તારી છાતીમા વાસો આપશે. તું તેણીને હવે સુખી કરશે અને તારાં સુખ દુખમાં તેણીને ભામયન બનાવશે. "

બેરામ પોતાની ખુરસી પરથી ઉઠયો અને ઓરડામાં અહીંથી તહીં ચાલવા લાગ્યો, પછી પોતાની મા તરફ ફરીને બોલ્યો—

"માએજી, હું જો ભુલતો નહીં હોઉં તો તમારો વીચારતો મારો અભ્યાસ આગલ વધારવાનો હતોની?"

"હા. મને એક વખત એવો વીચાર સુજ પડયો હતો, પણ પછી તે મેં ફેરવી નાખ્યો છે, અને વલી તુને કાંઇ થોડુ ચાકરી કરવા જેવું છે કે તું વધારે શીખે, અને વલી હું તદન ઘરડી થવા આવી છું માટે મારી મરજી છે કે તું મારી આગલજ રહે."

"ચાલીસ વરસની ટુંક ઉમરમાં ઘરડાં? માએજી, એવું ઘેલું ઘેલું શું બોલો છો?"

"હું ઘરડી નથી થઇ તોપણ હવે મારી જીંદગી લટકી છે. મને એખલીને ચેન પડતું નથી અને વલી હમણાં તું જઇ આવ્યા પછી હવે તુંને મારી નજર આગલથી પાછાં દુર કરવાનું મન થતું નથી. માટે હવે તો તું મારી આગલજ રહે અને વલી તુંને શીખવાનું મન નથી માટે નકામો વખત શા માટે ગુમાવવો જોઇએ?"

કેવો સમાગમ! જ્યારે બેરામને શીખવાનું મન નહતું ત્યારે તેને તેની આએજ માતા શીખવાને બોહંસ કરતી હતી. હવે જ્યારે તેને ફરજનું મારયું શીખવાનું બહાનું કાઢીને પોતાની પરણેતરથી તથા ઘરબારથી દુર જવા ગમતું હતું ત્યારે તેની એજ માતા તેને ઘરમાં રાખવા માંગતી હતી.

" હાજી, પણ તમો એક વાત વીસરી જાઓ છો "
બેરામે જરા વીચારીને કહયું.

" તે શું વારૂ ! "

" શીરીનબાઇ દીનશાજી અને હું જ્યારે અદરાયાં ત્યારે ઘણાજ નાંધલી વયના—"

" તમારાં લોકોના હક વાજબી લગન થયાં હતાં, કાંઇ અદરાઇનેજ નહી બેઠાં હતાં. "

" વારૂ પરણ્યાં હતાં. તોપણ શીરીનબાઇ દીનશાજી અને—

" તું ભુલેચ. શીરીનબાઇ બેરામજી બોલ. " બેરામને કાંઇ પણ વાંધો છે એવી સમજ પડવાથી હવે ભીખાઇજી બોલ્યાં.

" વારૂ, તમારાં કેહવા પ્રમાણે શીરીનબાઇ અને હું જ્યારે પરણ્યાં હતાં ત્યારે એવી વયમાં હતાં કે તે વખતે અમો શું કરતા હતાં તે હમને મુદલ ખબર ન હતી, લગન શું તે હમો બીલકુલ સમજતાં નહીં હતાં. માટે એ ટુંક ઉમરે આપેલા કોલથી કાંઇ અમો એકમેક સાથ બંધાયા નથી. "

" બંધાયા નથી. ! એ તું શું બોલેચ ? " બેરામ.

" હું કહું છું તે બરાબર છે. પંદર વરસના એક છોકરીનાં થયલાં લગન કોઇ પણ રીતે તેઓને પોતાની જીંદગી સુધી બાંધી નહીં શકશે. કદાચ શીરીનબાઇને પોતાને પણ આ લગન ગમતાં નહીં હશે. "

"એમ ધારો કે તું કહેચ તેમ નાંધલી ઉમરે થએલાં એક લગન કબુલ નહીં થઇ શકે પણ તે કયારે, કે જ્યારે તે કોઇ પણ ઉમરે પુગેલાં વાલીઓની પરવાનગી વગર થયાં હોય. તો. તમારાં બેઉનાં લગનતો તમારા લોકોના વાલીઓની મરજી અને પરવાનગીથી થયલાં છે. એ લગન પવીત્ર કાએદાના ગાંઠથી એવાં તો મજબુત સંધાએલાં છે કે કોઇ પણ તે તોડી શકશે નહીં. એ લગન ખોદાઇ તેમજ માણુસાઇ ધારા અને અક્કલ પ્રમાણે તદન ખરાં અને હકવાજબી ગણાંય. એ લગન સરકારને વતીક તોડવાનો હક નથી. અને તે ખરેખરોજ મુજી કમબખત નાદાન હોવો જોઇએ જે આ હક વાજબી લગનને ખોટાં પાડી શકે, પણ તું શાને માટે એટલો બધો બીહે છે. શીરીન મારા પોતાના હાથ હેઠલ કેલવાયલી છે અને મારી ખાતરી છે કે તે તુંને કોઇબી રીતે દુઃખી કે દલગીર કરનાર નથી."

બેરામને આ વખતે શીરીનનો ખ્યાલ વટીક ન હતો. તે તો તેના આંગલા પ્યારે તેને કેવા ભુલાવામાં, કેવાં મોટાં, સંકટ અને તોફાનનાં સાગરમાં હોમાવ્યો હતો તે વીષે-વીચારમાં હતો.

જો તેના શીરીન સાથનાં લગન ખરાં હક વાજબી હતાં તો રતન સાથના તેનાં લગન કેવાં હતાં વારૂં?

"દીકરા, તું જવાબ નથી દેતો." ભીખાંઇજીએ જરા ચોબીને કહયું

"માતાજી, મને એ વાતપર વીચાર કરવાને થોડા વખતની મહેતલ આપો." એટલું કહી નમીને તે ઓરડામાંથી

બહાર નીકલી ગયો, નીચે ઉતરી પડયો. અને મનમાંજ ગુચવાતો નીચેના ઓરડામાં આંતા ખાવા લાગો.

ત્યાં તેની નજરે એક એવો દેખાવ પડયો કે જેથી તે વધારે અને વધારે દુખી થયો.

તેજ ઓરડામાં સુંદર નકસીની એક ગોલ ટેબલપર, જોકે હાલ છેક ૧૦ વાગાનો વખત થયો હતો તોપણ નાસ્તાની જણસો એમની એમ હાથ લગાડયા વીના પડી રહી હતી. અને શીરીન નખરાબાજ સુંદર હરણી, પણ નસીબે કમ શીરીન, હાથમાં ભરવાનું લઇને પોતાનો વખત ગાલવા ત્યાંજ બેઠી હતી.

તેણીએ બેરામને જેવો અંદર આવતાં દીઠો કે તરતજ દોલતને હાંક મારીને નાસ્તો લાવવા કહ્યું.

" બીરામ શેઠે તો મોટાં બાઇ સાથ નાસતા ખાધી " દોલતે જવાબ આપ્યો.

શીરીન બેરામ તરફ ફરીને પુછતી હોય તેમ જોવા લાગી.

" હાજી, મેં મારાં માએજી સાથે નાસ્તો ખાધો છે અને હું ધારતો હતો કે તે વીષે તમુને ખબર પણ પડી ચુકી હશે. હું ઘણોજ દલગીર છું, કે તમોને મારે માટે બોટી થવું પડયું."

" અરે એમાં દલગીર શું થવાનું ? ચાલ ત્યારે, દોલત આ પાછું લઇ જા. "

" નહીં, નહીં, જરા સબર કરો. મેં નાસ્તો ખાધાને નજદીક બે કલાક થયા છે અને વળી તે પણ ઘણોજ થોડો ખાધો છે, માટે જો હું તમો સાથ ખાવા બેસીશ તો તમો મને એઢી તો નહી કહેશોની ? "

થઇશ તેવોજ તરત તારી ગોદમાં આવી ભરાઇશ. તેટલાં પ્યારી રતન, તું કાંઇ પણ મારે માટે ફીકર કરતી ના. મારીપર પુરતો ભરોસો રાખજે, અને કદાચ આએ ખરાબ વખતમાં જો તુંને મારાં કાગજો કાસદોની ભુલે કે રસ્તાના દુખે નહી મલે તો તું મુદલ ફીકર કરતી ના. મારી ઉપર પુરતો ભરોશો રાખીને તારા મનમાં કાંઇપણ ઓછું લાવતી ના. અને હમેશ સુધી જ્યાંવેર જીંદગી છે ત્યાંવેર મને તારોજ બેરામગણજે."

આ કાગજ બીડીને તેની ઉપર સીલ કરી સનજાનને સરનામે તે એક ખેપીઆની મારફતે તેણે રવાના કીધું.

"મને સમજણ નહીં પડતી કે એનો છેડો કેમ આવશે." બેરામ પાછો વીચાર કરવા લાગ્યો. બપોર સુધી શીરીન તેની નજરે પડી નહીં પણ જ્યારે દાસતે આવીને તેને ખાવાનું તઇયાર હોવાની ખબર આપી ત્યારે તે ઉઠીને ખાવાના ઓરડામાં ગયો, જ્યાં તે જોઇને ખુશી થયો કે તેની માતા ટેબલ આગલ એક મોટી ખુરશીપર બીરાજી હતી.

"હા દીકરા, તારા ઘર આવ્યાથી મને એટલો તો સંતોશ અને હરખ ઉપજ્યો છે કે મને હવે દાકતરની દવાની પણ ગરજ નથી. આવ, અહીં બેસ. શીરીન એએ આવતી હશે."

બેરામે પોતાની ખુરસી આગલ ખેંચી અને જરાવારમાં શીરીન સફેદ ધાતની પોતાની સુંદર સારીમાં દીપી નીકલી. તેણી આ વખતે વધારે સુંદર દીસવા લાગી અને તેણીના આવવાથી બેઉ માએ દીકરાં ખુશી થયાં. તેણીએ પોતાની

સાસુ સાથે એવી તો સાલેસાઇથી વાતચીત કીધી કે તેથી બેરામ થોડો વખત પોતાનું દુખ વીસરી ગયો.

ખાવાનું પુરૂં થયું અને તેઓ ઉઠીને પાછાં મોટા હાલમાં ગયાં. જ્યાં એક નાનો પ્યાનો મુકેલો હતો.

ભીખાઇજીબાઇએ તે ગાઇને વજાડવાને માટે શીરીનને કહયું.

" તમુને કયું ગીત બહુ ગમે છે બેરામજી " શીરીને પુછ્યું.

"તમુને જે વધારે પ્યારૂં હોય તે ગાવો, બેરામે જવાબ દીધો."

શીરીને પોતાની જગા પ્યાના આગલ લીધી અને ખોદાઇ ભજનનું એક સુંદર ગીત મધુર હલકે ગાઇ સંભલાવ્યું.

"આહો સખી સુધરેલો સ્વામી."
જેનામાં હોય ના કાંઇ ખામી

આ ગીત એવી તો સરસ રીતે ગાવા તથા વજાડવામાં આવ્યું હતું કે તેની ખુબીથી થોડોક વખત તેનાં સાંભલનારા ઓ એક બોલબી બોલ્યા વગર મુગાં બેસી રહયાં. આ ગીતથી બેરામની ઉપર ઘણીજ અસર થઇ અને તેની છાતીમાં બાનો વાગતા હોય તેવું લાગ્યું. આ પછી કેટલાંક રમુજી ગાયનો શીરીને ગાઇ સંભલાવ્યાં. એમ કરતાં નજદીક ત્રણ વાગવા આવ્યા હતા, તેથી ભીખાઇજી બોલ્યાં.

" બસ કર, દીકરી, હવે તું થાકીબી ગઇ છે અને તારો ફરવા જવાનો વખતબી થયો છે માટે તું ઉઠીને ગાડી જોડવાની વરદી કર. હું માગ એ આમાં ન્યુસપેપર વાંચવા

જાઉં છું. બેરામજીને ગમે તેમ એવણુ એટલો વખત ગાલશે" એટલું બોલી તેવણે પોતાની આયાને તેડી અને તેની સાથે પોતાના ઓરડામાં ગયાં.

" તમો ફરવા જાઓ છો કે, શીરીનબાઇ ? બેરામે તરતજ શીરીન સાથે ઓખલો પડતાં પુછ્યું.

" હાજી હું રોજ સાંજના ફરવા જાઉં છું. "

" મને તમો સાથે આવવાની રજા આપશો? "

" મોટી ખુશી સાથે, સામો હું તમારો ઉપકાર માનીશ."

બેરામ પોતાના ઓરડામાં ગયો અને કપડાં પેહરીને નીચે ઉતર્યો. શીરીન નીચેના ઓરડામાં તઇયાર થઇને ઉભેલી તેને મલી.

આ વખતે શીરીન પોતાના સાદા પણ સરસ પોશાકમાં વધારે ખીલી નીકલી હતી. તેણીએ સુંદર ગુલાબી રંગની સાડી અને બ્લાઉસ આજ કાલની જુવાન અબલાઓ પેહડતી ઠીંગરા ઠાંગરી પોલકાઓથી તદન જુદુંજ સાદું પણ વધારે કીમતી ઉંચી ચીનાઇ ગાજનું સાદું પહેડ્યું હતું, તેણીનાં પગમાં આ વખતની નાજુક બેહનીઓમાં પેહડાતાં બુત નહીં પણ ઉંચી ચીનાઇ મખમલની સપાટ હતી. જો કે તેણી પાસે સોના તથા હીરા માણેકનાં ઘરેણાની કાંઇ પણ ખોટ નહતી તોપણુ તે તેણી કોઇ દીવસ પેહડતી નહતી.

" આજે તમો કએ રસ્તે ફરવા જાઓ છો, પ્યારાં શીરીનબાઇ ? " બેરામે પુછ્યું.

" તે કાંઇ નકી નથી. હું તો ગમે ત્યાં ફરૂં છું. પણ આજે જઇને પેહલાં કુંવરબાઇને ત્યાં ખબર કાઢવી છે કે

તેવનની પોતાની કાંઇબી ખબર મલી કે નહીં."

"સારૂં ત્યારે ચાલો ત્યાં જઇએ."

તેઓની ગાડી આગલ ચાલી અને નજદીક અરધો કલાક હાંકવા પછી તેઓ પેલી ગલીમાં પેલા કુવા આગલ આવી પુગ અને ત્યાં ઉતરીયાં.

"ઘણીજ એકાંત જગા છે." શીરીને કહયું.

"હા, અને વલી રસ્તો પણ તેવોજ એકાંત છે. સાથે ખારા ખબોચ્યાથી ભરપુર છે." બેરામે જવાબ આપ્યો.

"તેનું કારણ એ છે કે આ વરસે હજુર સુધી પેલા લોકોએ રસ્તો સરખો કીધો નથી. હું દુવા માગું છું કે કુંવર અને તેણીના ગામડયા ગમારોને કાંઇ પણ ઇજા પોંહચી નહીં હશે."

"કુંવર અને તેણીના ગામડયા ગમારો" બેરામ જે? પોતે પાપી હતો તે પોતે આ બોલોનો અર્થ બરાબર નહીં સમજયાથી મનમાં વેહેમ લાવીને બોલ્યો.

"હા. કાંએ? તેમાં શું છે? હું ફરીથી કહું છું કે કુંવર અને તેણીના ગામડયાઓ એટલે કે કુંવરના છ ભાઇઓ. તેણી આ છ ભાઇઓ વચ્ચે એકજ બેહન છે. પણ તમે તે લોકોને ઓલખતા નથી. તેઓ પોતાની આ એક પુરી બેહનને ઘણીજ ચાહે છે, અને જો લશકરી નોકરીમાં તેણીને દાખલ કરવામાં આવતે તો તેણી જરૂર તેઓ સાથ જતે."

તેઓ કુંવરના ઘર આગલ આવી પુગાં અને પેલા દરવાજામાંથી અંદર દાખલ થયાં. કોઇ તેઓની નજરે પડયું

નહીં. પેલું ઘર જાણે કેટલીક સદીનું ખાલી પડ્યું હોય તેમ
સુમસાન દીસતું હતું. જરાવારમાં તેઓએ પેલી કમરમાંથી
વાંકી વળેલી બુઢી ઇરાનીને પોતાનું ખાવાનું રાંધવાને માટે
લાકડાં એકઠાં કરતી જોઇ.

" કેમ છેવો, દીની દોસાં, સારી કાંણી છેવોની ? "
શીરીને પુછ્યું.

" પગે નગરા આવીચ, દીકરા, પગે નગરા આવીચ. "
દોસાંએ જેમ તેમ પોતાના પગભર થતાં કહયું

" એ શું બકે છે? " બેરામે શીરીનને પુછ્યું.

" નજળો કહે છે. દોસાં ઘણોજ દલગીર છું. પણ કાંઇ
નહીં, ઘેર જઇને જરા દવા મોકલું તે દોસત પાસેજ
લગરાવજો એટલે સારૂં થશે. પણ તમોએ કાંઇક કુંવર વીશે
સાંભળ્યું છે? "

" નાઇજી. આજુર સુધી એ લોક આવીચ નહીં. "
સવારનાં સાંજ થવા આવીચ પણ આજુર ખાવા નહીં
આવીચ. હું ધારેચ છેક રાતના સાથે આવીચ. "

શીરીને તદન દલગીરી સાથે પહેલાં બેહરામ તરફ જોયું
અને પછી પાછી ફરીને પોતાની ખાતરી કરવા ફરીથી પુછ્યું.

"એ લોકો અહીંથી કયારે ગયાં વારૂં, દીની દોસાં."

"આજે સવારના કે કોઇ વખત ગીઆંચ મને તે ખબર
નથી. પણ હું તેઓને માટે રાંધેચ ને ખાવાના તઇયાર કરેચ.

"ગરીબ બીચારી. તે તેઓપર શું શું વીત્યું છે. તે થોડુજ
જાણે છે. અને વળી પોતેબી તેઓની ગેરહાજરીથી તદન

સાવજ થઇ ગઇ છે. માટે મારી ફરજ છે કે એની સંભાળ લેવી." એટલું મનમાં બોલી શીરીન પાછી જવા નીકળી અને દોશાંની રજા લીધી.

બેરામે અને તેણીએ રસતે ચાલતાં કાંઇ વાતચીત કીધી નહીં, તેથી ગાડીમાં બેઠા પછી બેરામ બોલ્યો:—

"વહાલી શીરીન, તમો મુગાં કેમ બેઠાં છો?"

"મને કુંવર પીછે ઘણુંજ લાગે છે, બીચારી ગરીબ, સંતોષી, હીંમતી કુંવર," તેણી બોલી,

"પણ તેણીને એટલું બધુ તે શું થયું છે જે."

જોવો કેહેવો તોફાની પવન ફુંકે છે. એવા તોફાની પવનમાં વાગેબાન એખલી કોઇનાબી આસરા વગર જંગલોની વચે કુંવર શું કરતી હશે?

"પણ તેણી જંગલોમાં ગઇજ શા માટે?

"પોતાના ભાઇઓની જુદાઇ ન ખમવાથી અને તેઓની કાંઇ પણ ખબર ન મળવાથી તેણી ગઇ, અને હવે કોણ જાણે જંગલોમાં જંગલી જનાવરો અને ઘાતકી માણસો વચ્ચે તેણી બેઠી શું કરતી હશે"

"હવે હું સમજ્યો, પણ પ્યારી શીરીન, જો તેણી ગઇ છે અને હવે તમો જાણતાં નથી કે તેણી ક્યાં છે ત્યારે તેણીનો ખ્યાલ પણ છોડી દેવો."

"હા બોલવું તો સહેલ છે પણ બજાવવું બહુ કઠણ છે." શીરીન જેને આ બોલો જો કે ખરા લાગા પણ તે પ્રમાણે તેણી અમલ નહી કરી શકી.

તેઓ છેક અંધાર થવા આવ્યું ત્યારે ઘર પોહચ્યાં અને

બીખાઇજીનાજ ઓરડામાં ખાવાનું લાવવામાં આવ્યું, જ્યાં તેઓ જમવા બેઠાં. ખાઇ ઉઠયા પછી બેરામ પોતાના ઓરડામાં નજદીક નવ વાગે સુવા ગયો અને શીરીન બીખાઇજી સાથે થોડો વખત વાતચીત કરી પોતાના ઓરડામાં ગઇ.

બેરામ પોતાના એકાંત ઓરડામાં પ્યાલી પ્યાલોમાં મોજ મારતો બેઠો. એક ઇજીચેરપર લાંબા તાંટીયા કરીને પડયો પડયો તે વીચારતો હતો.

તેની જમણી બાજુએ એક નાહનું બારણું હતું. આ બારણું પાસેના ઓરડામાં ઉઘડતું હતું. આ ઓરડો એક બેહસતખાનું હતું. તેમાં એક ગુલાબી ફુલ પમરતું હતું. એ ઓરડામાં નીરદોશ ખુબસુરતીએ વાસો કીધો હતો. એ બાગે બેહસ્તનું મકાન તેની ના કબુલેલી પરણેતર શીરીનબાઇનું હતું.

સેહતાન જેમ બેહસ્તના દરવાજા જોઇને અદેખાઇ કરે તેમ તે આ દરવાજા તરફ જોવા લાગ્યો અને મનમાં વીચાર કરવા લાગો કે—

",કેવી ઉંધી વાત! આ મારી પોતાની પરણેતરનો ઓરડો છે, હું જાણું છું, મારી માએ પોતે એમ કહે છે, અને તેણી તે ઓરડામાં દાખલ થવાની મને રજા આપે છે. તેણી સમજે છે કે હું તેમાં દાખલ થઇશ. મારો અંદર દાખલ થવાનો હક છે. અને મારી મરજીબી છે કે હું દાખલ થાઊં. પણ જે વાત હું જાણું છું અને જે મને ડંખે છે તે વાતને લીધે હું કેમ જઇ શકું? હાઆ—" અને અહીં તે પેલા દરવાજા તરફ નજર રાખીને બેસી રહયો. થોડો વાર ગયો કે તેને કોઇ બે માણસોના પગલાં વાગતાં સંભલાયાં,

અને બીજીજ પળે પેલા પાસેના ઓરડાનું આગલું બારણું ઉંઘડયું અને આસ્તે રહીને જવા કહયું.

"દોલત, તું આસ્તેથી બારણું ઢાંકજે નહી તો નકામા બેરામજી ઉંઘમાંથી જાગશે." દોલત આસ્તે રહીને ગઇ અને વળી બધું શાંત થઇ ગયું. આવા શાંત વખતે તેણે પાસેના ઓરડામાં શીરીનનો દરેક અવાજ અને હીલચાલ સાંભલી. પેહલાં તેણીએ પોતાના પેહડી સુવાના કપડાં બદલી બીજે સાદો પોશાક પહેર્યો અને ત્યાર પછી તે પાક પરવરદેગારની મોનાજાત પઢીને આસ્તે રહીને સુવા ગઇ.

આવા ગંભીર વખતમાં કાંઇ ખખડાત નહી કરવાના ઇરાદાથી બેરાંમ તે ખુરસીપરજ સુઇ રહગો અને ત્યાં તેની ઉપર ઉંઘે ગલબો કીધો. તેણે સુતાં એક સ્વપનું જોયું કે જાણે તે વધારેવાર શીરીનથી દુર નહી રેહવાના સબબથી પેલાં બારણાં આગલ ધીમે કદમે જાએ છે અને તેની સાંકલ પર હાથ નાંખીને તે બારણું આસ્તે રહીને ઉંઘાડે છે પણ જેવો તે પોતાનો પગ ઉંચકીને ઉંબર ઓલંગવા જાએ છે કે તરતજ તેની બાંહ ઉપર પછવાડેથી કોઇ હાથ નાંખે છે. અને તેને એક ધકેલો મારીને પાછો તેના ઓરડામાં લઇ જાએ છે, અને જેવો તે પાછો ફરીને જોય છે કે તેને પેલાં જંગલમાનો પ્યારો આકાર, તેની વહાલી રતનનો આકાર જણાય છે.

આ સ્વપનાથી ને તરતજ એક ચીચારી પાડીને ભડકી ઉઠયો અને પોતાની આસપાસ જોવા લાગો પણ તેને કાંઇ જણાયું નહી. તેના ઓરડામાંની બતી જેવીને તેવી તેબલ પર બલતી હતી. આં સ્વપનું તેને એવું તો ખરૂં લાગું અને

અસર તેની ઉપર એવી તો થઇ કે તેની પાપથી ભરેલી છાતી માંથી હાએ અફસોસ નીકલવા લાગી અને જો તેને શીરીનના જાગી ઉઠવાની ધાસ્તી નહી હતે તો તે મોટે સાદે રડી પણ પડતે. તે ઉઠીને પોતાના બીછાના પર સુવા ગયો અને કેટલોક વાર અહીંથી તહી આલોટયાં મારયા પછી છેક રાત્રે બે વાગે સુઇ ગયો.

આ પ્રમાણે તેણે પોતાનો પેહલો દીવસ પોતાના ઘરમાં પુરો કીધો.

---

## પ્રકરણ ૧૧ મું

---

### " માય એતો મારી વહુ શીરીનબાઈ, બેરામજીની ધણીઆણી.

બીજો દીવસ પણ બેરામે એજ પ્રમાણે પસાર કીધો.

તેને ઘણું ખરૂં, જ્યારે શીરીન નજદીક હોય ત્યારે વધારે સોહવાતું હતું. જેટલો તે તેણીની ખુબસુરતીથી, બોલવા ચાલવાની ઘબછબથી કે તેણીના ફરેસતાઇ ખસલતના સ્વભાવથી ખુશી થતો હતો તેનાં કરતાં વધારે તે એક બીજી વાતથી ખુશી થતો હતો.

અને તે વાત શું હતી ?

આ મોહબતવંતી નાર તેની પોતાની બઇરી અને ઘરની ધણીઆણી થતી હતી.

આ સરમાલુ, ગરીબ મગરૂરી વગરની ઓરત, વીસારી મુકેલી બઇરી, એવીતો પદવી ધરાવતી હતી કે જે પદવી

કોઇ પણ આદમ જાત તેણીની પાસથી છીનવી લેવાને શકતી માન નહતું, પોતાની પાછળ શું થવાનું છે તે જાણ્યા વગર આ નીરદોશ છોકરીએ એ પદવી લીધી હતી. તેણી પેહલાં તો પોતાની સાસુની માંદગીમાં તેણીની કારભારણનો ઓધો ચલાવતી, ત્યાર પછી તેણીની સાસુ સાગી થવા છતાં પણ ટેવ પડી ગયાને લીધે તેજ પ્રમાણે ઘરના માણસોપર હોકમ કરતી હતી. અને આ કામ તેણી એવાતો ધીરજ, સમજ, અને સફાઇથી બજાવતી કે તેણીની જગાએ બીજાં કોઇ માણસને રાખવાનો કોઇને વીચાર વતીક થયો નહી.

શીરીનના કામથી ભીખાઇજી પણ એટલાંતો ખુશી હવાં કે જો કોઇ વખતે કોઇ ચાકર ભુલથી તેણીની આગલ કાંઇ પણ વરદીને માટે આવતો તો તરતજ તેણી કેહતી—

"હવે હું કાંઇ આ ઘરની શેઠાણી નથી. તમારી બાઇ તો શીરીન બાઇ છે. માટે ત્યાં જઇને તેવણ પાસથી હોકમ મેલવો."

આ પ્રમાંણે દરેક ચાકર નકરોને ખબર પડી કે ભીખાઇજીએ પોતાનો ઓધો છોડયો છે, અને જયારેબી તેઓ કાંઇ વાત કરતાં ત્યારે શીરીનને માટે "નવાં બાઇ" અને ભીખાઇજીને માટે "મોટાં બાઇ" કરીને બોલતાં.

પણ આ વાત બેહરામને ગમી નહીં. એક દીવસે તે એકાંતે પોતાની મા પાસે ગયો અને બોલ્યો.

"માએજી, તમારો આ ઘેરના વડાં બાઇ તરીકેનો ઓધો છોડીને મને નકામો કાંએ હેરાંન કરો છો?"

તેનું કારણ એ કે હકવાજબી જોતાં હવે એ ઓધો મારો પોતાનો નથી, બેરામ."

"પણ નથી તેનું કારણ શું ?"

"કારણ કે ઘર કાંઇ હવે મારૂં નહીં પણ તારૂં છે."

"અગરજો એ ઘર મારૂં છે તો મારી મરજી છે કે તમો પોતે ઘરનાં વડાં તરીકે ગણાવો.

"પણ તે કાંઇ હક વાજબી નહીં ગણાય. એ ઓધો ખરૂં જોતાં એજ છોકરીને મેં કેલવીને દરેક રીતે પાહવરડી કીધી છે અને જેને તું એ તારી બઇરી કીધી છે તે ઓર તનેજ છાજે છે. તે દરેક રીતે હુશીઆર છે અને હું જોઇને ખુશી છું કે તે ઘરનો કારભાર ઘણીજ સારી રીતે ચલાવે છે."

'અને તમે, માએજી ?"

હું ફરીથી કહું છું કે એ કામ તારી બઇરીને સોંપવામાં હું ઘણીજ સુખી છું."

"મારી બઇરી ! યા ખોદા ! !" બેરામ તદન નીરાસ થઇને મનમાં બોલ્યો અને પછી ઓરડામાથી બહાર નીકલી પડયો.

ભીખાઇજીને જયારે પણ કોઇ મલવા આવતું ત્યારે ભીખાઇજી શીરીનને ઓલખાવતાં કે—

"એતો મારી વહુ શીરીનબાઇ, બેરામજીની ધણી આણી થાય !"

એક દીવસે તેઓને મલવા આવનારાંઓમાં તેઓને ઘરના મોટા પંઠકી સાહેબ એદલજી નવરોજી બાદશાહ મલવા આવ્યા અને બેરામને મલીને પોતાના આશીરવાદ દઇને બોલ્યા.

"તમારી પસંદ કરેલી ઓરત માટે હું તમોને મુબારક બાદી આપું છું. ઘણું જીવજો, અને બહુ બહુ સુખ જોજો. અને આ તમારાં લગન જેવાં શુભ તાંકણાને હું કાંઇ લોકની માફક સાધારણ મુબારકબાદી નથી આપતો, પણ ખરાં અંતઃકરણથી કહું છું કે આ ખુબસુરત બાનુ જેનો સ્વભાવ ફરે સતાઇ છે તે, ઓરતના તમો ખાવીંદ છો એ ખરૂંજ સુખ છે. માટે બેરામજી તેને તમો ખુદની બક્ષેલી એક ખરીજ અમુલ્ય બક્ષેસ સમજજો અને તેનું સદા રક્ષણ કરજો."

પણ બેરામ બચારો શું કરે ? તે તો સુડી વચે સોપારી થઇ પડયો હતો. તેણે પેલા પંથકાનો માત્ર નમીને ઉપકાર વાળ્યો.

આ પ્રમાણે આ સુંદર શીરીન લોકોમાં બેરામની બાઇડી તરીકે વધારે અને વધારે ઓળખાતી ગઇ. દરરોજ બેરામને પણ તેને વાસ્તે વધારે સારા વચારો આવવા લાગ્યા, અને તે દરરોજ તેણીની સાથ વધારે અને વધારે પરોતાવા લાગ્યો.

બેરામને લાગયું કે હવે તો તે પોતાના નસીબનેજ તાબે થાય અને તેનું નસીબ જેમ તેને દોરાવે તેમ તે દોરે તો સારૂં.

આ જુવાન સુંદરી તરફની તેની ચાલચલણ આબરૂ દરકારથી ભરેલી, માયાળુ અને સારી હતી, પણ કોઇબી રીતે તે તેણીના ઉપર પ્યાર કરવાથી તો અલગોજ રેહતો હતો.

શીરીનબાઇ પોતે પણ જ્યાં સુધી તે તેણીની તરફ માયાળુ રેહતો હતો એટલે બીજાં કસાંની પણ ગરજ કરતી નહતી. તેણી પોતે પોતાને ઘરનું કામ કરવામાં, એક વહુ, દીકરી

ઓરત અને સોબતન તરીકેની પોતાની દરેક ફરજો અદા કરવામાં, અને ઘરનો કારોબાર ચલાવવામાંજ ફક્ત સુખ સમજતી હતી, સુખ તેણીને મનસે, પોતાના જુવાન ધણીની ચાકરી કરવામાં, તેનાં કપડાં લતા હમેશ તઇયાર કરવામાં, તેને લાએકનું અને ગમતું ખાનુ પકાવવામાં, અને તેની ઉપર જીવ પ્રાણ કાઢી આપવામાંજ સમાયલું હતું. સઉથી સરસ સુખ તેણીને મનસે તેની સાથ દરીએ કીનારે, કે વાલકેશ્વર, કે એવેજ ઠેકાણે ફરવા જવામાં અને દર હગકારે મોટાં આતશ બેહરામમાં જઇને તેની સાથે ખોદાની બંદગી કરવામાં સમજતી હતી.

વાચનાર! એ શું અજબ જેવું નથી કે પેલા પ્રાપીને આ ફરેસતાની બોરડુએ બેસતી વેળા ખોદાની લાકડી આવીને તેની પીઠ પર પડી નહીં.

પણ એમાં અજબ થવા જેવું કાંઇ નથી. કારણ કે તે પાક પરવરનો ખુદરતીજ ધારો છે કે આંબાના ઝાડ પર કેરી છેક તદન પાક પર આવે છે ત્યારેજ તેને તોડી પાડે છે.

આ વખતના અરસામાં બેરામની હાલત ઘણીજ દયા ઉપજાવવા જોગ થઇ પડી હતી. પોતાની ધણીઆણીને પોતાની પાસેજ તદન ખીલતી જુવાનીમાં જોવી, તેણીને પોતાની ગણવી, અને તોપણ તેણીને પોતાની છાતીએ નહી દાબવી એ તેને મનસે સરવથી મોટું દુખ હતું.

પુણા ખાતે કેળવાયલા આ જુવાને, ઓરત જાતની ખીલતી ખુબસુરતી જોઇ નહતી. હવે જ્યારે તેણે તે જોઇ

ત્યારે તેણે એજ ખુબસુરતી ખરી હતી એમ પીછાની, તેણે રતનની ખુબસુરતી જોઇ હતી, પણ તે થોડાજ વખતની હતી. શીરીનની ખુબસુરતી તેને હંમેશની એટલીજ ફરેસતાઇ માલમ પડી. "તેણી ખુબસુરત, માહતાબી રૂપની અને દરેક વાતે કેળવાયલી છે. તેણી દરેક રીતે સંપુરણ છે. મારો તેણીની ઉપર પ્યાર દોડે છે, અને તેણી મને ચાહે છે. તેણી મારી પોતાનીજ છે અને કોઇ પણ મારો એ હક નાવાજબી નહી કેહશે. પણ તોબી જે પાપની ભારી તોક મેં મારાં ગલામાં ઓરવી છે તે તોકને લીધે મારેથી તેણીની આગળ જવાતું નથી. હા! શું મને મારાં પાપની સજા નથી થઇ?" એક દીવસે બેરામ તેણીની સાથે ગાડીમાં બેસીને ફરતાં મનમાં બોલ્યો.

તે દીવસે તે એટલો તો મુંગો બેસી રહયો કે શીરીને અંતે કંટાલીને તેની તરફ તીકી તીકીને જોયું અને તેઓના સાથે થયા પછી આ પેહલીજવાર તેણીએ જાણ્યું કે બેરામજી સુખી ન હતો.

આ શોધથી તેણીની છાંતીમાં એક તરવારના જેવો કારી જખમ થયો. અત્યાર સુધી તેણીના ધ્યાનમાં ન હતું કે તેણી અંધારામાં ગોટા ખાતી હતી. તેણી પોતાનું કામ કરવામાંજ તદન સુખ સમજતી હતી. અને કદી પણ પોતાનાં નીરમલ હઇયામાં એવો વીચાર વટીક ન કીધો હતો કે તેણીને આ સુખના બદલામાં પાછું સુખ મલતું હતું કે દુખ.

પણ હવે તેણીને ખબર પડી કે તેણીની પુજવાની સુરતી દુખી હતી—અને તેણી પોતે પણ દુખી થઇ. તેણી એમજ જાણતી હતી કે બેરામનું સુખ તે તેણીનું સુખ હતું અને

તેને માટે તેણી હવે પોતાના મન સાથ વીચાર કરવા લાગી કે તેણીનો એવો તે શું વાંક હશે કે જેથી બેરામજી દલગીર હશે. તેણીને પોતાને તો જોતાં કાંઇ પણ વાંક નજર આવ્યો નહી. પણ તે દીનથી એવો ઠેરાવ કીધો કે હવે પછી પોતાના કામમાં તેણીએ વધારે ધ્યાન આપવું.

હવે પછી તેણીની હાલત વધારે દયા ઉપજાવનારી થઇ. જ્યારે તેણી તેને પુછતી હોય કે—'આમારો એવો તે શું વાંક છે કે જેથી તમો દલગીર છો."—એમ જોતી હતી.

ભીખાઇજી પોતાના આ છોકરાને ઘણોજ અપટ અને કદંગો માણસ સમજવા લાગ્યાં, અને આ જોડાં વચ્ચે સંપ જુતી કરાવવાને તેવણે ઘણાંજ ફાંફાં માર્યાં પણ કાંઇ એ વળ્યું નહી.

દીવસો અને મહીનાઓ નીકલી જવા લાગા પણ ભીખાઇજી આ જોડું સાથે મેળવવામાં ફતેહ પામ્યાં નહી,

વખત વેહવા લાગો. બેરામ અને શીરીન પોતાના હમેશના રણેતા મુજબ દરરોજ સાથે ખાતા, પીતાં, હસતાં, બોલતાં, અને ફરતાં હતાં. બેઉ જણ એકમેકને એક ભાઇ બેહનના કરતાં જ્યાદા પ્યારથી ચાહતાં હતાં. એટલાં સુધી કદીબી કોઇ પણ ભાઇએ પોતાની બેહનને અને બેહને ભાઇને વધારે ચાહયો ન હતો. તો પણ બેરામ અને શીરીન વચેને પ્યાર એથી જુદો હોવાં છતાં તેઓ તેને જુદા આકારમ બતાવી શકતાં ન હતાં.

ભીખાઇજી આ જોવાથી વધારે અને વધારે દલગીર થતં અને અંતે આ જોડાંને વધારે અંતલગના સંબંધમાં લાવ

માટે તેઓએ એક નવી રમત રમવાનો વીચાર કીધો.

એ "લોકો ગમે એટલાં એકમેકથી જુદાં રહે તો શું થયું? હું એવું કરીશ કે એ લોકોને એકમેકના સંબંધમાં વધારે આવવાની ફરજ પડે." ભીખાઇજીએ વીચાર કીધો. અને શીરીનની વરષગાંઠ નજદીક આવ્યાથી તથા બેરામના બચવામાંથી સહીસલામત પાછું ફરવાનું કારણ જણાવીને તેવણે એક મોટું ખાણું આપવાનો વીચાર જણાવ્યો.

કોણ કોણને તેડાં કરવાં તેમનાં નામોની એક ટીપ તઇયાર કીધા પછી ઓરતોને માટેની સઘળી ચીઠીઓ ભીખાઇજીએ શીરીનની સહીથી લખાવી અને મરદો માટેની સઘળી ચીઠીઓ લખવાને તેવણે બહેરામને ફરજ પાડી.

અલબતે આ લખેલી ચીઠીઓમાં શીરીને બહેરામને પોતાના ખાવીંદ તરીકે ખુલ્લે ખુલ્લો જાહેર કીધો હતો અને બહેરામે શીરીનને પોતાની ધણીઆણી તરીકે પીછાની હતી.

વરષગાંઠ આવી અને તેની સાથે સહવારથી લોકોની આવ જાવની ધમાલ ચાલવા લાગી. તે દીવસે જે લોકો ત્યાં આવ્યાં હતાં તેઓમાંના ઘણાં ખરાં બધાં થોડીજ ઓલખાણ પીછાનના હતાં તે છતાં તેઓને ભીખાઇજીએ શીરીનની પોતાની વહુ અને બેરામની ધણીઆણી તરીકે ઓલખાણ કરાવી.

શીરીને તે દીવસે તેની સાસુની કીધેલી એક નવી આસમાની રંગની સાડી, સુંદર બ્લાઉઝ, અને રેશમી ચીનાઇ મોજાં પેહડયાં હતાં. આ કપડાંમાં તે બેરામને વધારે સુંદર દીસવા લાગી, અને જ્યારે તેણીને માટે કોઇ વાત કરતાં "બેરામજીની ધણીઆણી" કહીને કેહતું ત્યારે તેના હઇયાં હરખાઇ આવતાં

અને વીચારતો હતો કે તે પોતે પણ તેણીને પોતાની કરીને બોલા વાને શક્તીવાન હતે તો કેવું સારૂં? પણ તે જે વખતે આવા ખુશાલીનો સરબતથી ભરેલી જામો ઉછાલીને નોશ કરવા જતો હતો ત્યારે તેનાં હઇયાંનો દેવ બહાર નીકલી આવીને જે બામડાંમા રતન સાથે લગન કીધાં હતાં, તથા જે ગોખામાં તે તેની સાથે બેસતો હતો તે ચીજોની યાદ આપીને તેની આ સરબતી જામોમાં ઝેર ભેલતો હતો. એવી વખતે તે પોતાને હવે ઠપકો આપવાને બદલે અને પોતાના પાપનો પસતાવો કરવાને બદલે પોતાનાં નસીબનો વાંક કાઢવા લાગો.

આ ખાની પીની પુરી થવા પછી જે જે લોકોને એ લોકોએ તેડાં કરયાં હતાં તે લોકોએ પોતે પણ એજ પ્રમાણે ખાની પીનીઓ કરવા માંડી અને દરેક ઠેકાણે બીચારા બેરામને પોતાની મરજી ઉપરાંત શીરીન સાથ જવું પડતું હતું. અને એ પ્રમાણે તેઓ વધારે અને વધારે લોકમાં ધણી ધણીઆણી તરીકે જાણીતાં થયાં.

ભીખાઇજી આ બનાવ જોઇને વધારે ને વધારે ખુશી થતાં. તેવણ તો એમજ સમજવા લાગાં કે હવે બેરામ શીરીનની સાથ પોતાના લગન જે આવી ખુલી રીતે લોકોમાં જાણીતાં થયાં હતાં તેને માટે કાંઇ પણ વાંધો લેશે નહી.

પણ આ બધી વાતમાં બેરામને એક બાબદ પર જો કે વધારે ધાસ્તી હતી તો પણ વધારે ખુશી ઉપજતી હતી. તે એ કે હજુર સુધી આટલા મહીના ગયા છતાં તેની ઉપર રતનની તરફથી કાંઇ પણ કાગજ કે સંદેસો આવ્યો ન હતો. ધાસ્તી તેને એમ ઉપજતી હતી કે રતનનાં મુગાં રેહવાથી રખેને

"અરે એ આએ શું કહેવાય? મારા ખોદાએજી રે."

આ ધભરાતથી બેરામે અને શીરીને ઉંચુ જોયું.

ભીખાઈજી "રોજીંદુ" પત્રમાંની એક કલમની લીટીઓ વાંચવામાં ખુબ ગુંતાયાં હતાં અને દર બે ચાર લાઇનો વાંચીને બોલતાં—

"મારા ખોદાએ! કોઇના સ્વપનામાંબી નહી હતું! કંઇ સમજ નહી પડતી કે વલી એ શું ગડબડ છે?"

"અને અમોનેબી સમજ નહી પડતી કે તમો શું ગડબડમાં પડયાં છો." બેરામે અંતે હસીને કહયું.

"અરે, માફ કરજો હં! મારેથી કાંઇ તમને અડચણ થઇ હોય તો! આએ વાત કાંઇ જેવી તેવી નથી. મને સમજ નહી પડતી કે વલી સરકારના માથાંમાં શું પવન ભરાયો છે."

"અને તમોને શું થયું છે તેની અમને સમજ નથી પડતી."

"અરે, હાજો મરે, જોવોની ખાન સાહેબ હોરમજી અરદેસર ઉમરીગરને તેની સજા માફ થઇ છે અને તેને સરકારે પાછો બોલાવ્યો છે."

બેરામ અને શીરીનને હજુ સમજ નહી પડવાથી એકમેકનું મોહું જોવા લાગાં.

"હા, હું સમજી. તમો લોકો એ વાત વીસરી ગયાં છો, મારો ભાઇ હોરમજી અરદેસર ઉમરીગર જેને અગાઉ ખાન સાહેબનો ખેતાબ મલ્યો હતો તે એક બળવામાં આગેવાન થવાથી તેની સામે સરકારનું વારંટ નીકલ્યું હતું પણ તેને ખબર પડવાથી તે નાહસી ગયો હતો અને તેથી તેની માલ

મીલકત અને ખેતાબ સર્વ સરકારે જપત કીધું હતું. તેને માફી મલી છે અને હવે પાછો સરકાર બોલાવે છે."

બેરામે ટીકા કીધી. 'કોણ જાણે છે કે તેને ખરેખરીજ માફી બક્ષવામાં આવી છે કે ક્યાંહાથી બોલાવવામાં આવ્યો છે?"

"વખતસર તેને ખરીજ માફી બક્ષવામાં આવીબી હોય." તેની શીરીને જવાબ આપ્યો.

"પણ મયજી, આપણને ખબર મલવા મુજબ તો મારા કાકાજી કોઇ ઠેકાણે મરણ પામ્યા છે." શીરીને હવે વાતમાં માથું માર્યું.

"એવી બુમ ઉડી હતી ખરી અને મારા મરનાર ભાઇનો મેં પણ લાંબો વખત સુધી શોક પાળ્યો હતો. પણ જ્યારે સરકારેજ તેને તેડવાનું માથું ઉચક્યું છે ત્યારે તો તે જીવતોજ હોવો જોઇએ."

"તેવણ પરણેલા હતા કે?" બેરામે પુછ્યું.

"હા અને જ્યારે તેવણે મારી ઉપર પુનેથી છેલું કાગજ ૧૩ વરસની વાતપર લખ્યું ત્યારે તેમાં લખ્યું હતું કે તેવણની ધણી આણી મરણ પામી હતી અને એક છોકરી પછવાડે મુકી ગઇ હતી. ત્યાર પછી મેં તેવણપર ઘણાંબી કાગજો લખ્યાં પણ તેમાંનાં એકનોબી જવાબ આજવેર આવ્યો નથી."

"અગર જો હોરમજી કાકા પાછા પોતાને થયલું એજન કબુલ કરશે તો હું ધારૂં છું કે તેવણ પુનેજ રેહવા જશે" શીરીને કહ્યું!

"હા-તેવણને પુનું ઘણુંજ પસંદ પડતું હતું

ધારૂં છું કે ત્યાંથી આટલાં વરસ વેર દૂર રેહવા પછી ત્યાં રેહવાનું તેવણને વધારે પસંદ પડશે. અરે હા અને જો આપણે લોકો પણ નહી, કાંઇ નહી, ચાલો."

"આપણે લોકો શું, મા એજી."

"નહી, કાંઇ નહી. મને એક વીચાર સુજ્યો હતો, પણ નહી, તે હમણાં નહી, તે વીશે બરાબર વીચાર કરીને જો કેહવા જોગ હશે તો હું કાલે કેહવસ. ચાલો અંધારૂં થઇ ગયું છે માટે અંદર જઇએ." એમ બોલી તેઓ ઘરમાં ગયાં.

તે દીવસે રાતના તેવણે જે વાત તેવણનાં મનમા હતી તે ઉપર એટલો તો વીચાર કીધો કે અંતે તે વાતનું નકકી પરીણામ આવ્યા પછીજ તેવણ ઉંઘાઇ ગયાં અને બીજે દીવસે સહવારના નાસતાની તેબલ પર લગભગ નજદીક અરધું ખાઇ રેહવા પછી એકદમ બોલી ઉઠયાં—

"બેરામ, તુંને પુણે જવા ગમે છે કે?

"અરે મને તો ઘણુંજ ગમે છે" બેરામે આ તક નહી છોડવાનો વીચાર કીધો.

"અને તું, શીરીન, તુંને તારી જનમ ભુમી જોવા ગમે છે કે?"

આહાહા, પ્યારૂં પુણું! જો મારથી જવાતે બને તો હું પણ ખચીતજ જાઉ" શીરીને ઘણી ખુશી થઇને કહયું.

તુંને અટકાવનારૂં કોણ છે? ઉલતું તુને તો તારા ધણી સાથે જવુંજ જોઇએ."

"હવે તો વરસાદની મોસમ શરૂ થશે માટે સપતેમબર મહીનામાં જવાનું નકી કરો, કે તે વખતે જરા વરસાદની

નરમ રહેશે અને તમો લોકો ત્યાં સારી રૂતુમાં પોહોંચશો અને વળી તમને તેટલો વખત અહીંઆ તઇયારી કરવાનોબી પુશકલ છે. બોલો શું કહો છો તમે લોકો જશો કે નહી."

શીરીન જવાની મજાહથી હરખાઇ ગઇ અને બેરામ તરફ જોઇને જાણે તેનેજ જવાબ આપવાને અરજ કરવા લાગી.

તેણે તેણીની ચમકતી આંખો જોઇ અને બેઉનો જવાબ હામાં આપ્યો. ત્યાર પછી મુંસાફરી કેમ અને કોણુ સાથે કરવી તે વીશે નજદીક એક કલાક બેર, ખુબ તરેહથી વાત ચાલવા પછી અંતે તેઓ છુટાં પડયાં.

સાંજનો વખત થયો ત્યારે બેરામ ફરવા જવા માટે ગાડી જોડવાની વરદી આપવા ગયો.

શીરીન, પોતાના બાપીકે શેહેર જવાની ઉલટમાં હરખાતી, જેવી પોતાનું બારણું ઉંધાડીને અંદર કુદતી દાખલ થાય છે તેવીજ પુતલાંની માફક થંબ થઇને ઉંચરપરજ ઉભી રહી ગઇ.

તે ઓરડાની વચમાં એક એવો અદભુત આકાર ઉભેલો જણાયો કે જેને જોવાથી તેના શરીરની નસે નસમાં ધ્રુજરી છુટી.

બે દુખી થયલી ધણીઆણીઓ—કુરૂર અને કદર બીહામણી રતન, અને માયાળુ ખુબસુરત શીરીન, એકમેકની સાંબે જરો નજર એક થયાં.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### રતન ગામડીઅન.

આ અદભુત આકાર જેણે શીરીનબાઇને દેખાવ દઇને બીવડાવી હતી તેનો ખોલાસો મેળવવાને માટે આપણને

રતનનાં જંગલવાસી ઘર તરફ પાછું ફરવું જોઇએ.

પેહલાં તો રતનને પોતાના આ દીલબરથી જુદું પડતાં બહુ લાગ્યું, અને તેણી જારબેજાર રડી.

પણ તેના આ દુખના સોહલા તેણીનાજ ઓરડામાં, કે પેલા ગુફામાં, કે નહી તો જંગલના એકાંત ભાગમાંજ જઇ, રડીને તેણી નરમ પાડતી.

આ પ્રમાણે પેહલા થોડાક દીવસો નીકળી ગયા. પછી જ્યારે તેણીના આ જોસ્સા નરમ પડયા કે પોતાના આ આશનાર સાથની થોડા વખતની જુદાઇને માટે આટલું બધું રડી તેથી પોતાના જીવને તે ઠપકો આપવા લાગી.

ત્યાર પછી તેણી આ હાલતના વખતના દુખના દરીઆવમાંથી નીકલીને ગયલા વખતના સુખની નદીમાં અને આવતા વખતના સુખના સાગરમાં ગોતાં ખાવા લાગી અને બેરામે આવીને તેણીને કેવી સુખી કીધી હતી અને પાછો આવીને કેવીક સુખી કરશે તેના શેખચલી સહી વીચારો કરવા લાગી.

હજુરતો તેના કાગજોને આવવાને બરાબર વખત મલે તેટલો તેણી તેનાં કાગજ આવવાની કાગને ડોળે વાત જોતી હતી. અને તેઓ માટે વીચાર કરવો એના કરતાં બીજી વધારે સરસ રમત તેણીને મનસે કોઇ ન હતી.

ત્યા પોતાન નામના કાંઇ કાગળ્યાં આવવાની ખબર કાઢતી.

આ જંગલનું ખુલ્લું એટલું તો જંગલી જેવું અને ખુબસુરત હોવા છતાં એવું તો કાંઇ ઓર તરેહનું દીસતું હતું કે જે ગામમાં તેણી આ પ્રમાણે રોજ આવ જાવ કરતી કે ત્યાંના લોકોને તેણીને માટે કાંઇ પણ શક અજાયબી અને વીચારો ઉતપંન થયા વગર રહે નહી. તેણીના દેખાવમાં એવું તો કાંઇ હતું કે જેથી લોકો તેણીથી બીહને દુરના દુર રેહતા અને કાંઇ પણ સવાલો તેણીને પુછતા નહી પણ ઉલટું તેને માન આપતાં.

છેલ્લે અંતે એક દીવસે બપોરના તેણીના હાથમાં ત્યાંના સરકારી કાસદે એક કાગલ મેલ્યું.

પેહલાં તો તેણી તે સલવાથા અને તે પોતાને નામનુંજ છે તથા બેરામને હાથે લખેલું છે એવું જોઇને ઘણીજ ખુશી થઇ ગઇ અને કોઇનીબી નજર પડયા વગર પોતાની છાતીમાં છુપાવ્યું અને પાછો ઘર તરફનો રસતો લીધો.

છેક રાતના નવ વાગા પછી જ્યારે બધાં સુઇ ગયાં ત્યારે રતને પોનાના ઓરડાનું બારણું અંદરથી બંધ કરી દીવા આગલ બેસી પોતાના પ્યારાનું કાગળ વાંચવા લાગી.

તે પ્યારથી ભરેલું, જે પ્યારાને તે ચાહતી હતી તેને હાથનું લખેલું કાગળ હતું. અને એટલુંજ કેહવું બસ થશે કે તેમાનો એકે એક બોલ તેણીએ ગોખીને વાંચ્યો. દરેક શબ્દ તેણી પાંચ વખત ઉકલાવતી અને દરેક બોલને એવો તો સરસ ગણતી કે તેણીને મનસે તે દરેક બોલ છુટો એક એક સુંદર સખી, કે સુંદર ગુલાબ, કે સુંદર કીમતી મોતી

હતું. એ પ્રમાણે તેણીએ ફરીથી વાંચ્યું અને છેલ્લે તે પોતાના ગુલાબી ગાલો નીચે મુકી સુઇ ગઇ.

બીજે દીવસે તેણી પોતાના સુંદર ગોફામાં લખવાનો ખડીઓ કલમ લઇને ગઇ. તેણીને પોતાની સુખવાસની આ જગા સીવાએ બીજી કોઈ પણ જગા પર કાગલ લખવા ગમ્યું નહી. બીજી કોઇ પણ જગા તેણીને એ કામને લાએકની જણાઇ નહી. તેણીનું કાગલ તેણીના જેવુંજ સાદું, મીઠું, મધુર, ધાસ્તી ફીકર વગરનું, પ્યારથી ભરેલું, ખુશાલી અને આશાથી ભરપુર શબ્દોમાં લખેલું હતું.

તે પુરૂં થયું તેવુંજ બીડી તેની ઉપર તેનું શરનામું કરીને તે પોતેજ રાંદેર લઇ ગઇ, કારણ કે તે બીજા કોઇને આપવા લાયક જણાયું નહીં.—તેણી પોતાના વાસવાસું રૂસતમ પર પણ ભરોસો રાખી શકી નહીં.

બેહરામ તરફથી આવેલું પેલું કાગજ તેણીએ ઘણો વખત સુધી પોતાની છાતીમાં રાખ્યું અને ઘણી વખત તે વાંચ્યું કે જેથી તેનો બોલે બોલ તેણીને મોઢે થયો. તે છતાં તે તેના દસકત જોવાને એટલી તો ગાંડી થઇ ગઇ હતી કે રોજ શાહવારેને સાંજે તે વાંચ્યા કરતી, અને વલી પાછી થોડા વખતમાં બીજા કાગલની રાહ જોતી અધીરી થઇ બેસતી.

તેણી પોતાનાં મનમાં પુછતી કે તેને તેણીનું કાગજ ગમશે કે નહી. તે કાગલથી તે ખુશી થશે કે નહી અને કેવી રીતે તેનો જવાબ વાલશે?

જ્યારે તે લખશે ત્યારે તેણીની જાણમાં સર્વ આવશે. આહા! તે કાગલ કયારે આવી પુગશે?

પેહેલે મહીને તો તેણીને લાગ્યું કે તેનું કાગળ આવવું મુશકેલ છે માટે તેટલો વખત તેણીએ ધીરજ રાખી.

બીજે મહીને પેહલું અઠવાડયું વગર કાગજે ગયું તેથી તેણી નાશીપાસ થઇ ગઇ.

બીજે અઠવાડીએ તેણી વધારે નાઉમેદ થઇ.

ત્રીજે અઠવાડીએ આ નાઉમેદીએ મોટું રૂપ પકડયું.

ચોઠે અઠવાડીએ તેણીનું હઇયું, શંક, બેવીશ્વાસ અને અદેખાઇથી ભરાયું. પણ તેણીએ પોતાના આ ઉમંગીઆ તેનાં પેહલાં કાગળના બોલો યાદ કરીને નરમ પાડ્યા કે—

"જો તુને રસતાની અડચણે કે કાસદની ભુલથી કે બીજી કોઇ હરકતથી કાગલ નહી મલે તો પણ મારી પર વીશ્વાસ રાખીને બેસજે."

"અને હું પણ તેનીજ ઉપર વીશ્વાસ રાખીને બેસીસ. ને કદી પણ મારી તરફ બેવચની થવાનો નથી." તેણી વીચારતી. "પણ સબર, કદાચ મારૂંજ કાગજ તેને મલ્યું ન હશે તો? અને તે મારાંજ કાગલની આ વખતે વાટ જોતો હશે તો?" તેણીએ એક બીજું કાગલ લખવાનો વીચાર કીધો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### પાપ કદી છુપું રેહતું નથી.

---

ફેબરવારી મહીનાનો વખત હોવાથી સખત થંડી પડવાને લીધે રતન પોતાના ગોફામાં જઇ શકી નહી અને તેથી પોતાના ઓરડામાંજ તેણી કાગળ, પેન લઇને ગઇ, અને આ એકાંત

હતું. એ પ્રમાણે તેણીએ ફરીથી વાંચ્યું અને છેલ્લે તે પોતાના ગુલાબી ગાલો નીચે મુકી સુઇ ગઇ.

બીજે દીવસે તેણી પોતાના સુંદર ગોફામાં લખવાનો ખડીઓ કલમ લઇને ગઇ. તેણીને પોતાની સુખવાસની આ જગા સીવાએ બીજી કોઈ પણ જગા પર કાગલ લખવા ગમ્યું નહી. બીજી કોઇ પણ જગા તેણીને એ કામને લાએકની જણાઇ નહી. તેણીનું કાગલ તેણીના જેવુંજ સાદું, મીઠું, મધુર, ધાસતી ફીકર વગરનું, પ્યારથી ભરેલું, ખુશાલી અને આશાથી ભરપુર શબ્દોમાં લખેલું હતું.

તે પુરૂં થયું તેવુંજ બીડી તેની ઉપર તેનું શરનામું કરીને તે પોતેજ શંદેર લઇ ગઇ, કારણ કે તે બીજા કોઇને આપવા લાયક જણાયું નહીં.—તેણી પોતાના વાસવાસું રૂસતમ પર પણ ભરોસો રાખી શકી નહીં.

બેહરામ તરફથી આવેલું પેલું કાગજ તેણીએ ઘણો વખત સુધી પોતાની છાતીમાં રાખ્યું અને ઘણી વખત તે વાંચ્યું કે જેથી તેનો બોલે બોલ તેણીને મોઢે થયો. તે છતાં તે તેના દસકત જોવાને એટલી તો ગાંડી થઇ ગઇ હતી કે રોજ શાહવારેને સાંજે તે વાંચ્યા કરતી, અને વલી પાછી થોડા વખતમાં બીજા કાગલની રાહ જોતી અધીરી થઇ બેસતી.

તેણી પોતાના મનમાં પુછતી કે તેને તેણીનું કાગજ ગમશે કે નહી. તે કાગલથી તે ખુશી થશે કે નહી અને કેવી રીતે તેનો જવાબ વાલશે?

જયારે તે લખશે ત્યારે તેણીની જાણમાં સર્વ આવશે. આહા! તે કાગલ કયારે આવી પુગશે?

પેહેલે મહીને તો તેણીને લાગું કે તેનું કાગજ આવવું મુશકેલ છે માટે તેટલો વખત તેણીએ ધીરજ રાખી.

બીજે મહીને પેહલું અઠવાડયું વગર કાગજે ગયું તેથી તેણી નાશીપાસ થઇ ગઇ.

બીજે અઠવાડીએ તેણી વધારે નાઉમેદ થઇ.

ત્રીજે અઠવાડીએ આ નાઉમેદીએ મોટું રૂપ પકડયું.

ચોથે અઠવાડીએ તેણીનું હ્રદયું, સંશ, બેવીશ્વાસ અને અદેખાઇથી ભરાયું. પણ તેણીએ પોતાના આ ઉભરાઓ તેનાં પેહલાં માગણના બોલો યાદ કરીને નરમ પાડ્યા કે—

"જો તુને રસતાની અડચણે કે કાસદની ભુલથી કે બીજી કોઇ હરકતથી કાગલ નહી મલે તો પણ મારી પર વીશ્વાસ રાખીને બેસજે."

"અને હું પણ તેનીજ ઉપર વીશ્વાસ રાખીને બેસીસ. ને કદી પણ મારી તરફ બેવચની થવાનો નથી." તેણી વીચારતી. "પણ સબર, કદાચ મારૂંજ કાગજ તેને મલ્યું ન હશે તો? અને તે મારાંજ કાગલની આ વખને વાટ જોતો હશે તો?" તેણીએ એક બીજું કાગલ લખવાનો વીચાર કીધો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

## પાપ કદી છુપું રેહતું નથી.

---

ફેબરવારી મહીનાનો વખત હોવાથી સખત થંડી પડવાને લીધે રતન પોતાના ગોખ્ખામાં જઇ શકી નહી અને તેથી પોતાના ઓરડામાંજ તેણી કાગળ, પેન લઇને બેઇ, અને આ એકાંત

ઘરના ગરીબ ઓરડામાં તેબલ નહી હોવાથી તેણી એક પેટી ઉપર પોતાનું કાગલ મુકીને એક પાટલા પર બેસીને લખવા લાગી.

તેણીએ હજુરતો તે કાગળની ઉપર તારીખ ભરી નહી હતી તેટલાં તેણીના કાન પર એક અજાએબ જેવો અવાજ પડયો—રસતાપર કોઇને ચાલતાં ને પછી દરવાજામાંથી અંદર આવીને ઓટલા પર ચઢી ઘરમાં કોઇ છે કે નહી કરીને પુછતાં તેણીએ સાંભળ્યું.

"હાઆ! એ આવ્યો પાછો આવ્યો અરેરે એ આવ વાનો છે તે મેં આગલથી જાણ્યું હને તો કેવું સારૂં થતે!" એટલું બોલી જોરથી ઉંચકાતી છાતીએ, લાલ લોહીથી ભરેલા ગાલોએ, અને ખુશીથી ચમકતી આંખોએ તેણીએ દાદરપરથી નખાવી દીધું અને ખડકીમાંથી કોઇ પણ આવીને જવાબ આપે તેટલાં તો તેણીજ પેલાં પુછનારની સાંમે થઇ.

પણ તેણીની અજાયબી અને નાસીપાસીનો શું પાર! તેણી એક પુટલાં જેવી થઇને જે મુસાફરો તેણીનો આસરો મુંગે મોઢે માગતાં હતાં તેઓની તરફ ટીકવા લાગી. તેણી એટલી તો દુખી જેવી થય ગઇ કે પેલાં મુસાફરોએ તેણીને કાંઇ કહયું તે પણ સાંભળ્યું નહી અને જો તેઓ જગ મોટેથી ફરીથી નહી બોલતે તો કદાચ તેણી તેઓ આવ્યાં છે કે નહી એવું જાણ્યા વગર પાછી પોતાના ઓરડામાં ચાલી જતે.

"હું અને મારો ભાઇ આ જંગલમાં ભુલાં પડયાં છીએ અને રાત પડવા આવવાના સબબથી અમને કાંઇ ઉતારાની જગા જોઇએ છે. જો તમો તેની કાંઇ જગાની નીશાની આપશો તો તમારો મોટો ઉપકાર થશે."

રતને પોતાનો હાથ કપાલ પર ફેરવ્યો, અને હુશયાર થઇને તેઓ તરફ જોયું.

ઉપલું બોલનાર આદમી એક ટુંકા કદની, પતલા ચેહરાની, ધુઉંલા રંગની, મોટી આંખોવાલી, કાળા ભમરજેવા બાલની ઓરત હતી. તેણીના દીલમાં પીલા રંગની જુની જેવી સારી હતી.

તેણીનો સાથી, ચઉદ વરસની ઉમરનો એક છોકરો પોતાની બેહનના ચેહરાને મલતો આવતો હતો. તેના દીલમાં એક જુનો લશકરી સીપાઇને મલતો ડગલો રસતાની ધુળ અને કચરાથી ખરાબ થઇ ગએલો હતો.

"આઇ, હું કહું છું કે" કુંવરે પાછું કહ્યું, કારણ આ આવનાર, કુંવર અને તેના સર્વથી નાના ભાઇ સીવાય બીજું કોઇ ન હતું. "હું કહું છું કે અમો કાંઇ ચોર પીંઢારાઓ નથી કે તમો અમારી તરફ તીકી તીકીને જોયા કરો છો."

"હું—હું—હું માફ માંગું છું" રતને ગભરાયલી જેવીએ અચકીને જવાબ આપ્યો" તમોએ શું કહ્યું? તમો કોણ છો? તમોને શું જોઇએ છે?"

"અમોને બધું જોઇએ છે. રેહવાને ઘર, ખાવાને ખોરાક, અને બીજી સર્વ ચાજો. અને જો હમોને તે ચીજો પઇસા ખરચતાં કયાં મલશે ને કેહશો તો ઠીક, નહી તો અમો આ જંગલમાં સારી રાત હાથ પકડીને સાથેજ રખડશું અને સાથેજ મરશું અને અમોને જંગલના જાનવરો ખોરાક કરશે." કુંવરે હસીને કહ્યું.

"લે ચાલ, ચાલ, કુંવર, એ કોઇબી રીતે આપણને મદદ કરવાને ખુશી નથી." પેલા છોકરાએ પાછું ફરી પોતાની બેનને ખેંચતાં કહ્યું.

"ઉભો રહે મેરવાન, એવણ આપણાં જેવાં બે જંગલી ઓને જોઇને જરા ગભરાઇ ગયાં છે.—તો જો કે પોતે તો કાંઇ જેવી તેવી જંગલી નથી"–કુંવરે આસતે રહીને પોતાના ભાઇને કહયું.

'અરે! હું જાણું કે તમો લોકો મને માફ કરશો," રતને બોલવાં માડયું "પણ હું તો જાણું કે—હું તો— મારા— હું તો—"

"તમો કોઇ અજાણ્યાઓની આવવાની વકી નહી રાખતાં હતાં?" કુંવરે તેણીંનું બોલવાનું પોતેજ પુરૂં કીધું.

"નહી, નહી, તમો, લોગ ભલે આવ્યાં." રતને કહયું "મેહરબાની કરીને અંદર આવો. ભાઇ તમોને જે જોઇએ તે મારા ચાકર પાસે માંગજો તે તમુને બધું આપશે. બેહન, તમો મારી સાથ ઉપર આવો. રસતઇ! રસતઇ!!"

'પેલાએ ઠીંગણા જેવો દેખાવ કીધો અને કુંવરને સ્પેટલી તો અજાએબીમાં ગરકાવ કીધી કે તેણીથી તેને જોઇને હસાયા વગર રેહવાયું નહી.

જયારે તે તેની તરફ જોઇ હસતી હતી ત્યારે રતને તેને હુકમ કીધો—"રસતાઇ, આ શેઠને ઓરડામાં લઇ જા, અને ત્યાં એવણને નાહવાનું પાણી આપ અને જો એવણ કપરાં બદલવા માંગે તો બદલાવ. એવણના હાથમાંથી સામન લે અને પછી મને રાંધણીમાં આવીને મલ."

"વારૂં, રતન," કરીને એક એવો ઘોઘરી અવાજ આવ્યો કે કુંવરને બોલ્યા વગર ચાલ્યું નહી.

'તમોને સીક માણુસની સારવાર કરવા મુકવા જોઇએ, કે જલદી તમારા અવાજથી સારો થઇ જાય."

"આસો બાઇ, બહેન તમારૂં નામ શું?" રતને દાદર પર ચઢતાં કહ્યું.

"મારૂં નામ કુંવરબાઇ છે." કુંવરે ઓળખાણ આપી.

"આસો, આવો ત્યારે, કુંવરબાઇ, કુંવરબાઇ, જો આસતે રહીને ચઢજો. પગ નહી સરી જાએ. દાદર કઢંગા છે."

"સે. પગ સરી જાએછ. પેલા મુસલમાનને મારી નાંખતાં જરા હીલા નહી તો દાદર પર ચઢતાં પડી જઇશ?"

"મારા ખોદાએરે! શું તમારા હાથ લોહીમાં ખરડાએલા છે?" રતને તેણીથી બીહને દુર જતાં કહ્યું.

"નહીજી બીહવોના. તે તો ઘણો વખત થયો ધોઇની નાખ્યું છે. અને વળી તેબી કાંઇ એકજ વખત નહી. ઘણીક વખત મેં જંગલી જાનવરોના, પક્ષીઓના, વગેરે જાન લીધા છે તો એક બે પગી રાક્ષસનું માથું કાંપવામા શું બગડયશું?"

આ સાંભળી રતન તેનાથી દુર જતી ગઇ.

"એટલા વારમાં મારેથી બીહને નાસતા શું ફરો છો—અરે ત્યાં તો ભીત છે ત્યાં કયાં ચાલ્યાં—મેં જે ખુન કીધું તે કાંઇ બદ નીપટાથી નહી, એસતામાં એક મુસલમાન મારા નાહલા ભાઇને છરો મારીને જીવ લેવાની તજવીજમાં હતો તેટલાં હું ત્યાં આસ્તે રહીને પુઠવાડેથી ગઇ અને આગોજ છરીએ તેનાં પેટમાંનું પાણી બહાર લાવી."—પોતાની સોર નીચે સાંતેલી એક છરી કાઢી બતાવીને તેણી બોલી.—"તે તરતજ નીચે પડયો. અને એ રીતે મારા ભાઇનો જરામાં જીવ જતો બંચાવ્યો."

"ખચીત, ઘણુંજ ભયાનક" રતન બોલી.

"હા, પણ તે વાજબી રીતે થયલું છે. તમો પોતે પણ જો મારી જગાએ હતે તો અને એક નીરદોશ કુમલાં બાલક ને હથયાર વગર એક છરાની નીચે જોતે તો તમો પોતેબી એમજ કરતે. જો મારી છરીનો ફટકો એક અરધી પલબી પછવાડે પડતે તો તે નકામો ગણાતે અને તેટલા વખતમાં મારો ભાઇ તદન સાફ થઇ ગયો હતે."

"વારૂ, હોશે. હવે એવી દેહસ્તનાક વાત કરવી બંધ કરો."

"કાંએ, એમ કેમ, હું પોતે હવે એટલી તો હીમતવાન થઇ છુ કે એકસો ઓરતના જેટલું જોર ધરાઉ છું, અને તમો પોતે મારાથીબી હજારને પુરાં પાડો એવાં જોરાવર, હીંમતવાલાં અને મજબુત દીસો છો."

"ગમે તે હોય, તો પણ હું કાંઇ તદન કહણુ હઇયાંની નથી અને ખોદા માલમ હાલ થોડાક મહીના થયા મને શું થયું છે કે એવી વાતને જે નજર સાંમે બને તે છતાં હું બીહું નહી-તે સાંભલતાંજ હવે મને ધ્રુજરાં છુટે છે."

આ વાત કરતાં તેઓ રતનના ઓરડામાં આવ્યાં અને કુંવરે ત્યાં પોતાનું આંગ ધોઇ કપડાં બદલ્યાં.

હવે કુંવર પોતાનાં સોજાં કપડાંમાં વધારે દીપી નીકલી.

તેઓ પાછાં થોડો વખત રહી નીચે ગયાં અને કુંવરને તેના ભાઇ સાથ પેલા દીવાનખાનામાં મુકી રતન રાંધણીમાં ગઇ.

"કુંવર," મેરવાન પોતાની બેહન સાથે એખલો પડતાંજ એક નાધલો પીતલનો કુતરો હતો જે તે જોતો હતો તે મુકી દેતાં બોલ્યો. "મેં મારી જીંદગીમાં આના જેવી ખુબસુરત ક્રાપણી છોકરી જોઇ નથી."

"હા, ચાલ જા, હવે થયું, જઇને એની સાથે પ્યારમાં પડ અને લગન કરીને બેહને તું'ને આવડો મોટો કીધો છે તેને રખડતી નાખ, થયું."

આ જવાબથી બચારો મેહરવાન મુંગો થઇ ગયો અને પાછો ઓરડાની આસપાસ ફરીને પોતાની તપાસ ચાલુ રાખી. ટેબલ પર પડેલી દરેક ચોપડી દરેક રમકડાં, અને આસપાસની દરેક ચીજો તે ધ્યાનથી જોવા લાગો. આ વખતે જો તેનાથી કાંઇ પડી જતું તો કુંવર તેને દમ ભરાવતી જેથી કંટાળી આંખરે તે બોલી ઉઠયો "જો તું એમ દબરાવી દબરાવીને મને મારી નાખવાની હતી તો તેં મારો જીવ શું કરવા ઉગાર્યો?"

એટલા વખતમાં રતન અંદર દાખલ થઇ અને ઘણીજ નરમાસથી કુંવર ઉઠી અને તેનીજ પછવાડે મેરવાન પણ લાગલો ઉઠયો અને સર્વ જણા પેલી રાંધણીમાં પેલીજ સેતરંજીપર ખાનું ખાવા બેઠાં.

તેઓએ ખાનાપર કાંઇ પણ વાત કીધી નહી, અને રતન જોઇને ખુશી થઇ કે કુંવર અને મેરવાને તેને હાથની પકાવેલી વાણીઓને પુરતો ઇનસાફ આપ્યો હતો.

ખાઇ ઉઠયા પછી મેરવાનને બાગમાં ફરવા જવાનું મન થયું અને પોતાની બેહનની રજા માંગી ખાનું હજમ કરવા ફરવા ગયો.

રતન અને કુંવર બેઉ જણા પાછાં પેલા હાલમાં ગયાં જ્યાં તેઓ વચે નીચે પ્રમાણેની અગત્યની વાતચીત થઇ.

"તમો અહીં એખલાંજ રેહવોછો કે?" કુંવરે પુછયું.

"નહી, મારા બાવા સાથ હું અહીંઆં રહુંછું. તેવણ આજે રાંદેર ગયા છે તે છેક રાતના મોડેથી આવશે. તમો અહીં ક્યાંથી આવી પુગાં. અને તમો કોણના ફરજંદ થાવો? જોકે મને અને મારા પીતાને તો એવી વાતની કણવાર કરવાની કાંઇ ટેવ નથી, પણ હું ફકત સભ્યતાની રીતે અને આપણો વખત ગાલવા પુછું છું'.

"મારા માબાપ મને નાંખલા મુકીને મરણ પામ્યા અને હું મારા ૭ ભાઇઓ જેમાનો મેરવાન સર્વથી નાનો છે તેઓ સાથ ઉછરી. મારા માબાપ અમને ઘણીજ ગરીબ અવસ્થામાં મુકી મરણ પામ્યા હતાં. મારા ભાઇઓ આ વખતના બલવામાં જતાં લશકરમાં સામેલ થયા. અને જ્યારે બલવો નરમ પડયો ત્યારે તેઓની કાંઇપણ ખબર નહી મલવાથી હું તેઓની સોધમાં નીકલી પડી અને કોઇપણ સાથી વગર હું જંગલો અને પહાડો વચે રખડતી ચાલી. રસ્તામાં મારી ઉપર બહુ દુઃખ પડયું. એક દીવસે મારી ગાડીપર એક મોટા વાઘે તરાપ મારી અને જો હું હુશીઆરી નહીં રાખને તો હું જરૂર તેનો ભોગ થઇ પડતે. એ વખતે વાઘનાં જોરથી મારૂં ગાડું ભાગી ગયાથી હું મારા બલદની પીઠપરજ સવારી કરતી હતી. રસતામાં કોઇ દીવસ એકજ વખત ખાતી. એ રીતે હું એક દીવસે મારો ભાઇ મેરવાન જે એખલોજ પાછો ફરતો હતો તેને મલી અને મેં આગલ કહયું તેમ તેનો જીવ બચાવ્યો. રસ્તામાં તેણે અને કહયું કે તેના બીજા ભાઇઓ બહારગામ ચાકરી ધંધો શોધવા નીકલી પડયા હતા અને તે પાછો ઘર તરફ ફરતો હતો. અમને રસતામાં ઘણોજ અખમરો પડવાથી અમોએ અમારો ઘોડો જે મેરવાન લાવ્યો

હતો તે તથા મારો બલદ વેચી નાખ્યા અને ત્યાર પછી પગ રસ્તે મુંસાફરી કરતાં અહીંવેર આવી પુગાં છીએ અને હવે તમારી મેહરબાન સાહેતા તલે રહીને આવતી કાલે સવારના પોહરમાં અમારો રસ્તો મુંબાઇ નગરી તરફ લઇશું." આ પ્રમાણે પોતાની વીપતી કુંવરે કહી સંભલાવી.

"મુંબાઇ!"

"હા, ત્યાં અમો લોકો રહીએ છીએ."

"મુંબાઇમાં કઇ જગાએ રેહવો છો?"

"મુંબઇમાં પરેલ ખાતે."

"પરેલમાં ત્યાં એક જમશેદ બાગ કરીને જગા છે તે તમો જાણો છો?"

"બેરામજી દાદાભાઇ મોટા શેઠનાની વારીની! અલબત; હા—હું તે જાણું છું."

"બેરામજીને તમો ઓલખોછો?"

"હા. પણ જો કે મેં તેવણને તો નજરો નજર નથી જોયા પણ ભીખાઇજીબાઇ અને શીરીનબાઇને તો બરાબર ઓલખું છું."

"ભીખાઇજી તો તેના માયનું નામ, પણ શીરીનબાઇ કોણ?" રતને યા તો નહી સમજ પડી શકે એવી પણ ખુદરતી અદેખાઇથી કે નહીં તો બેરામના ઘરને લાગતા વલગતા સર્વની બરાબર ખબર રાખવાના ઇરાદાથી પુછ્યું.

"વલી કોણ—શીરીનબાઇ બેરામજી!" કુંવરે કહ્યું.

અને તેણી કોણ થાય? તેની કોઇ સગી થતી હશે?"

"હા, પહેલે તેણી તેની ભતરીજી થતી હતી, પણ હાલમાં તો વધારે અતલગની સગાઇ ધરાવે છે—તે તેની ધણીઆણી થાય છે."

"શું કહોછો? તેણી કોણ?"

"તેની ધણીઆણી, તેનો સંસારનો સાથ."

"છોકરી, તું જુઠું બોલે છે!"

"કાંએ, એ વલી તમને શું થઇ આવ્યું? ધ્રુજતી અને ફીકી પડેલી રતન તરફ જોઇને કુંવર બોલી.

"હા, હુંજ ભુલ કરતી હોઇશ. કુંવર, હું જમાદાર બેરામજી દાદાભાઇ મોટાશેઠના જેવણ મુંબઇમાંના "જમશેદ બાગ" ના ભીખાઇજીબાઇના એકપુરા વારેસ છે, તેવણ વીષે બોલું છું." રતને દુખી દીલે કહયું.

"અને હું પણ તેવણ વીષેજ બોલું છું. મેં તો આખી જીંદગીમાં બીજા કોઇ બેરામજી દાદાભાઇ વીષે સાંભલ્યું નથી. પણ કાંએ છે શું તમને, રતનબાઇ, તમો આજારી છો. તમારા જીવને ગમતું નથી." કુંવરે આ જંગલી છોકરીની વધતી જતી ખરાબ હાલત જોઇ અજાએબ થઇને પુછયું.

"પણ—પણ—એ વાતમાં કાંઇ ભુલ હોવીજ જોઇએ. જે બેરામજી વીષે હું વાત કરૂં છું તે તો અંગ્રેજ સરકારના લશકરમાં ચાકરી હતો.

"હા" કુંવરે ટેકો આપ્યો.

"અને પેલા કમણખત બલવાની વખતે ત્યાં ગયો હતો.

"ખરી વાત—પણ ત્યારે તમુને અને એને ઓળખાણ કેમ પડી અને તમુને અને એને એટલું શું સનાન સુટક કે તમો તેની એટલી બધી દરકાર કરોછો?"

"તે બલવામાં તે જખમી થયો હતો અને થોડોક વખત તેનો પતો નહી લાગતો હતો તે વખતે તે અહીંઆ આજ ઘરમાં સારો થયો હતો—જે માણસને માટે તું કહેછ" તે એજ શખશ કે?—"રતને નીરાશીના દુઃખથી બેઉ હાથ જોડી પુછ્યું.

"હા અલબત, તેજ, તેજ, એ માણસ, બીજો કોઇ નહી અને આએજ ઘરમાં તેણે ઉતારો લીધો! હા એમજ હોવું જોઇએ. કારણકે મેં અહીંથી જતાં જતાં સાંભળ્યું હતું કે તેણે કોઇ ખેડુતનાં એકાંત ઝુપડાંમાં ઉતારો લીધો હતો. અરે વલી તમને એટલા વખતમાં શું થઇ આવ્યું? ઘણુંજ અજાગ છે. તમને તો તાપ આવે છે." કુંવરે રતનના કુમલાએલા ફીકા ચેહરા અને ધ્રુજતા હાથો પર નજર ફેંકી અજબ થઇ પુછ્યું.

"પણ—હા—પણ હું ધારૂં ધારૂં છું કે આપણી વચે કાંઇ પણ ગેર સમજુતી થઇ છે. કાંઇ પણ ભુલ હોવી જોઇએ. જે માણુસ અમારી સાથ રહયો હતો તે નો જુવાન—"

"હા—નજદીક વીસેક વરસની ઉમરનો હતો."

"તેથી જોયું તારીજ ભુલ હતી." રતને નરમાસથી કહ્યું.

"ભુલ શાની જો. હું કહું છું કે આપણે બેઉજણ એકજ પુરૂષની વાત કરીએ છીએ." કુંવરે બોલસ કીધી.

"તેમબી કબુલ કરૂં કે એકજ પુરૂષ. તો પણ તે સંબંધમાં

"લે હવે તો તાપથીબી વધારે થયું. જાણે મેં આ મધ તુંને જુઠું કહેવાને માટેજ મુંબાઇથી અહીં વેર મુસાફરી કીધી, એમજ કે?"

રતન, સુફેદ પુણી જેવાં મોંથી અને ધ્રુજતા હાથોથી, શીકા પડેલા અને દાંતો વચ્ચે પીસેલે હોઠોથી, અને ચમકતી આંખોથી એક પુતલાં માફક બેસીને કુંવરને ધ્યાનથી તપાસતી હતી.

"જાણે કે તુંને કે મને એ જુઠાંથી કાંઇબી નફો થવાનો હોય અને તેથીજ હું જુઠું બોલું! કેમ એમજ કે?" કુંવરે પાછું ચલાવ્યું. પણ હવે મને સમજ પડે છે કે એ શું વાત છે. એવણ શેઠે, હું ધારૂં છું કે, અહીંઆ આજારી પડયા તે વખતે પોતે કુંવારા છે એમ જણાવ્યું હશે અને જ્યારે સોહોવાયું ન હશે ત્યારે પોતાની મતલબ સાથ પ્યારની રમતો રમીને મઝા મેળવી હશે. એબી ઠીક. જવાન માણસો દુન્યામાં શું શું ધોંગ કરતાં ફરે છે?—મને મારી ના—બે—છે—કે? ર—ર—ર—ર—રતન."

રતને એક વાઘ માફક છેરાઇને કુદકો માર્યો અને કુંવરને પકડીને, તેનું ગલું દાબી એક વાઘણ બકરાંને ગુમાવે તેમ તેને ગુમાવી અને તદન હાંફીને બોલતી ગઇ—

"રાંડ, દાકણ, મુઇ, તું જુઠું બોલે છે. તું તેની ઉપર જુઠું બોલેછે. બોલ, ખરેખરૂં બોલ કે તું તેની ઉપર જુઠું બોલેછે કે નહીં. નહીં તો હું તુને ગુંગલાવીને મારી નાખીશ."

કુંવર બચારી શું કરે અને શું બોલે, તે તો એક છેરાએલા મસતાંન ગોઢાના હાથમાં એક બકલ્યું હતી. તેથી તેણીએ જ્યાં સુધી રતનજ હાકી ગઇ નહીં ત્યાં સુધી તેને

પોતાને ધુજાવવા, ગુમાવવા અને અહીંથી તહીં અફાડવા દીધી. જ્યારે રતને ઠાકી જઇને તેને એક બાજુએ ફેંકી દીધી અને પોતે એક ખુરસીપર અરધી મુવેલી જેવી પડી ત્યારે કુંવર બોલી—"

"નાચાર, ગરીબ છોકરી, આ તારી નાલાયક ચાલ હું માફ કરૂં છું. કારણ કે હું જાણું છું કે તું અરધી ઘેલી થઇ છે અને તેમ થવાને હવે મને લાગે છે કે તુને કારણ છે. હું જાણું છું કે હાલમાં તારૂં જીગર કેવું ફાટી જાય છે."

"અરે મુંગી રેહ, મુંગી રેહ.", ખોદાને ખાતર મારીપર દયા કરીને મુગી રેહ." રતન પોતાનું માથું પોતાના હાથમાં નાખી દઇને રડી પડી.

કુંવરે વીચાર્યું કે "ભેજામાંથી છુટેલા એક તીરની માફક પેલા જુવાનીઆના પ્યારે આ સીહનને જખમી કીધીછે, અને જોકે પ્યાર શું ચીજ છે તે હું તો હજુએ સુધી જાણતી નથી પણ કેહવત પ્રમાણે પ્યાર આદમીને ઘેલું કરી મુકે છે અને આં તેનો જીવતો દાખલો હું નજરે જોઉં છું."

પણ રતનનાં મનમાં જુદાજ વીચારો ભમતા હતા. તેણીના ચેહરા પર તદનજ જુદો ફેરફાર થઇ ગયો હતો. ઉપલી વાતથી નીરાશ થવાને બદલે તેણી કાંઇ ગંભીર વીચારોમાં ગુંતાએલી હતી.

તેણે પોતાનું મોહડું ઉંચું કીધું. બેઉ હાથ સાથે મેલવીને બેઠી. તેણીના ચેહરા પર જોર, પકો વીચાર અને ઠેરાવ પ્રગતી નીકલ્યા હતા, અને તેણીનું શાહમુરગ જેવું ઉંચું માથું અને લાંબી ડોક, ચમકતી આંખો અને કરચલી વળેલું કપાલ, પાસેલો હોઠ અને મુઠી વાળેલા આંગલાં એ સર્વે દેખાડી

આપતું હતું કે તેણે કાઇ ચીજ પર એક છેરાયલો ચીતો તરાપ મારવા તઇયાર થાય તેમ તરાપ મારવાને વીચાર કરીને તઇયાર હતી.

આવો દેખાવ જોઇને કુંવર વીચાર કરવા લાગી કે, "છટ, છટ, અગરજો હું પેલા મરદની જગા પર હતે તો આખી દુનયાના પણ ખજાનાને માટે આ છોકરી સાથ તેનાં પગલાં પર ચાલીને કદી પણ ભુંડાસ નહી કરતે. ઓરતના વેશમાં હવે એ એક સેતાન થઇને તેની પછવાડે લાગશે. એ તેને પતાલમાંથીબી ધુંડી કાઢશે, અને જયારે તે એના હાથમાં આવશે ત્યારે એક રીછ જેમ એક માણસને ચાટી ચાટીને રીબાવી મારી નાખે છે તેમ એ તેને રીબાવી રીબાવીને મારશે–અને તેનાં કીધાં કરતુકના ફલ તેને અહીંજ ચખાડશે.

જયારે કુંવર આ પ્રમાણે પોતાના વીચારમાં પડેલી હતી ત્યારે રતન ઉઠીને પહેલાં થોડાક આંટા ઓરડામાં ફરી અને પછી તરતજ કુંવર આગલ આવી તેની ખાંધ ઉપર હાથ મુકી બોલી, "કુંવર, મને માફ કર, ખરેખર હું તે વખતે દીવાની બની ગઇ હતી."

"હું સરવે સમજુ છું. માટે હવે ગઇ ગુજરી યાદ કરવામાં વધારે સાર નથી."

"કુંવર, જો તું બધુંજ જાણતે તો તુંને એ વાત અજબ જેવી નહીં લાગતે. મને તારી વાત પર ભરોસો આવે છે, પણ હું તુંને મારી છુપી વાત કહી શકતી નથી. કારણ કે જ્યાં વેર હું ખાતરી પુરવક જાણું નહીં કે મને અપાયલું વચન ખોટું છે ત્યાં વેર હું મારા વચનથી બંધાયલી છું."

"અફસોસ! પણ હું તુંને વધારે પુછીને તારૂં દીલ વધારે દુખવવા માંગતી નથી."

"હા, પણ બેરામજીના એ લગન વીષેનું જે કાંઇબી જાણુતી હોય તે સરવે મને ખુલાસાથી કહે."

"ઠીક છે ત્યારે ધ્યાન દઇને સાંભલ."

રતન ઠંડી પડી અને પોતાની સખી નજદીક મુંગી બેઠી.

કુંવરે બેરામ અને શીરીન વચે થયલાં લગનની સર્વે હકીકત કહી સંભલાવી.

અજબ જેવા ઠંડા સ્વભાવથી રતને કુંવરની આખી વાત સાંભલી અને પછી ઉઠી તેની છાતીપર માયાથી હાથ નાખી બોલી, 'કુંવર, હું જાણું છું કે તું જે વાત ખરી માની ને કહે છે તે તદન ભોલા દીલથી કહે છે, તોપણ કુંવર હું તારી વાત બીલકુલ માનતી નથી. હુ તો તારી વાતને વજન આપવાને બદલે એવુંજ માનું છું કે તુને કોઇએ ભમાવી છે. નહીં તો તું કાંઇબી ભુલાવો ખાય છે. યાતો તું પોતેજ ઘેલી થઇ છે. જ્યાં વેર હું પોતે મારી ખાતરી કરૂં નહીં ત્યાં વેર કોઇના સાંભલવા પર કદી પણ ભરોસો લાઉં નહી.'

"જો તું મેહનત લેશે તો તારીબી ખાતરી થશે."

"હું તે જાણું છું માટેજ ઠેરાવ કીધો છે કે કોઇનું સાંભલીનેજ પાપી બનવું નહીં. શું તું તારી મુસાફરી આવતી કાલેજ શરૂ કરવા માંગે છે?"

"અલબત."

'ત્યારે જો તારી મરજી હોય તો હું તારી સાથેજ આવીશ. પણ જો તું મને નહીં લઇ જશે તો હું દુર દુરથી તારી પૂંઠે આવીશ."

"પણ મને સઇ જવામાં કાંઇપણ અડચણ નથી અને જો તું મારી સાથ આવશે તો હું તુને મારેથી બનતી મદદ કરીશ."

"તારો મોટો ઉપકાર થશે. હવેથી હું હમેશા તારીજ છું. તું મને એવી જગાએ લઇજા કે જ્યાં તારી વાતની સચાઇ હું મારી નજરે જોઉં અને ખાતરી કરૂં અને ત્યાર પછીજ હું તને મારી એક એવી છુપી વાત કહીશ જે સાંભળીને તું ત્યાર પછીના મારા કામને માટે કોઇબી રીતે અજબ થશે નહી."

"પણ" કુંવરે પુછ્યું! 'પણ તારો બાપ એ તારી મુસાફરીને માટે કબુલ કેમ થશે?"

"તે હું નથી જાણતી, પણ કોઇબી રીતે મારે એ મુસાફરી તો કરવીજ છે. તેણી એટલું બોલે છે તેટલાં બહાર ગડબડ થઇ એટલે બોલી ઉઠી "લેવો, બાવાજીજ આવે છે."

બીજીજ પલે ગાડીમાંથી જાંગીરજીબા ઉતરી પડયા અને ઘરમાં દાખલ થયા

રતને વીજલીની માફક પોતાનો ચેહરો ખીલતો કીધો અને બાપને ગલના ઉંબર પર જઇ ઉભી.

"શું, દીકરી, આપણાં ઘરમાં કોઇ પરોણા આવ્યાં છે? હું એવું નહીં ધારતો હતો." જાંગીરજીએ ધીમે અવાજે કુંવરને જોતાં રતનને પુછ્યું.

"બાવાજી, એક અંધારી રાતે ગોતાં ખાતી ગરીબ છોકરીએ પોતાનાં ભાઇ સાથ આપણે ત્યાં રાતવાસો કીધોછે." રતને તેવા ધીમા સાદે જવાબ આપ્યો. પછી આગલ વધી મોટેથી

બોલી. "એવણનું નામ કુંવરબાઇ છે. અને મુંબઇમાં પરેલ ખાતે રહેછે."

"હું તમોને જોઇને ઘણોજ ખુશીછું, બહેન" બુઢાજીએ આવકાર દીધો. પછી રતનને પોતાને માટે કાંઇ ખાનું લાવવા કહયું.

કુંવર જોઇને અજબ થઇ કે જે ચેહરો થોડીક પળ એગાઉ દુ:ખથી કરમાઇ ગયલો લાગતો હતો, તેજ ચેહરા પર હમણાં ખુશબખતી પ્રકાશી નીકલી હતી.

રતન પોતાના બાપ માટે ખાવાનું લઇ આવી અને તેની સાથ મેરવાન પણ આવ્યો અને જાંગીરજીને સલામ કીધી.

ખાઇ ઉઠયા પછી જાંગીરજીએ રતનને કહયું. "દીકરી હું આવતી કાલે સહવારના એક લાંબી મુસાફરીએ નીકલનાર છું, માટે હાલતો સુઇજા અને સહવારના વેહલી ઉઠી મારે માટે કાંઇ નાસતો તથા થોડુંક ભાતપોત તઇયાર રાખજે, જેથી મારી મુસાફરી કરતાં મને ધીલ નહી થાય."

રતનને માટે આ કેવી ખુશ ખબર! તેણીની છાતી આ વાત સાંભલવાથી ખુશીથી ઉભરાઇ આવી પણ પોતાનો જુસો દાબી તેણીએ પુછયું. "બાવાજી, તમો કયાં જાઓ છો અને કેટલાક દીવસ રહેશો?"

"આવતી કાલે હું ચોકસ કામના સબબથી મુંબઇ કુચ કરી જઇશ. ત્યાં મને નજદીક અઢીથી ત્રણ મહીના લાગશે તેટલો વખત તું, રૂસતમની સાથેજ રહેજે. રહેશેની દીકરી?"

"હા, તેમાં શું છે, પણ તમો આવતી કાલેજ જરૂર જવાના કે?"

"અલબત; મારે વાસ્તે બધું તઇયાર રાખજે. જો હું બેઠમી દીવસ ત્યાં મોડો પુગું તો બધાં જનમનો પસતાવો કરવો પડશે માટે મારે તો જરૂર જવુંજ જોઇએ. અરે પણ હા, આએ કુંવરબાઇ પણ મુંબાઇજ જવાના છે માટે જો એવણુંમી મારી સાથે આવશે તો કંઇ અડચણ નહીં."

કેવું સાંટક! જો કુવર જાંગીરજી સાથ જાએ તો રતનનું કેમ! રતન આ જોઇ જરા ગભરાઇ પણ કુંવરે પોતાની શએતાની સમય સુચકતા વાપરીને હાજર જવાબ દીધો.

"નહીંજી, મનેતો અહીંઆ અરાજન ગામમાં કામ છે. ત્યાં મારા ભાઇનો સસરો રહે છે તેને મલી ત્યાંથી મારી ભોજાઇને લઈને પછી મારે તો મુંબાઇ જવું પડશે, માટે તમો એકલાજ સીધારો, મરૂં!"

"હા, પણ જો મરજી હોયતો અરાજન સુધીબી આપણે સાથે જઇએ અને વલી મારી ગાડી ખાલી રહેશે એટલે તમારા આવવાથી મને કાંઇબી અડચણ નથી પડવાની."

વળી પાછો ગભરાટ, પણ કુવરે હાજર જવાબી વાપરી. "હાજી મરૂં તમો કહેવો છો તે ખરૂં, પણ આંએ રતનબાઇ તમારેથી એખલાં પડીને પેહલેજ દીવસે ઝુરસે માટે તેવણુંની સાથે એક બે દીવસ ગાલીને તથા બરાબર ઠાક લઇનેજ જવાનો મારો તો વાચાર છે."

"ઠીક છે ત્યારે. તમો કહો છો તેબી ખરૂં કુંવરબાઇ," જાંગીરજી સમજ્યા. "જો દીકરી: રતન સહવારે સકારી ઉઠી જલદી સર્વ તઇયારી કરજે." જાંગીરજીએ પોતાની બેટીના કપાલ પર ચુંબન કરતાં કહયું અને પછી ઓરડો છોડી સુવા

રૂસતમ આ વાત સાંભળીને અજબ થયો પણ જો કે તે પોતાની આ નાની બાઇને જીવ કરતાં વધારે પ્યારી ગણતો હતો તે છતાં તેના દરેક હુકમને તાબે થવાની તેને ટેવ હોવાથી તે આ વખતેબી કાંઇ બોલી શકયો નહીં.

તેણી બીજી વખત પોતાના ઓરડામાં આવી ત્યારે તેણીને કુંવર બેઠેલી અને તઇયાર થયલી મલી. કુંવર તેણીને જોઇને અજબ થઇ અને બોલી ઉઠી, "રતન તું કેવી કદર બીહામણી દીસે છે? તુંને કાંઇ થયું છે કે કેમ?"

"કાંઇબી નહી, એટલુંજ કે જાંગીરજી ગયા છે એટલે હવે આપણુને કાંઇબી અડચણ પડશે નહી અને સુખેથી જઇશું."

તેઓએ હવે જવાની તઇયારી કરવા માંડી. આસરે દસ વાગાને સુમારે તેઓ રાંદેર તરફ જવા નીકલ્યાં અને ત્યાંથી એક ગાડી ભાડે લઇ પોતાની મુસાફરી મુંબાઇ તરફ ચાલુ કીધી.

પેલી ખુબસુરત છોકરી તેની સાથે હતી તેથી મેરવાન ઘણોજ ખુશી થયો અને જયારે ત્યારે પોતાની બેહનને તેણીનું તેઓ સાથ આવવાનું કારણ પુછતો, પણ કુંવર તરફનો એક ડોળો કે એક નાંખલો જેવો ચમતો કે તેની પીઠપર પડતી સપાટ તેને તુરતજ મુગો રાખતી.

* * *

એમ કરતાં તેઓ ઠેકાણે ઠેકાણે વીસામો લેતાં એક મહીને દહાડે છેક સાંજના ત્રણ વાગે પરેલ ખાતે કુંવરનાં ઘર આગળ તેઓ આવી પુગાં.

કુંવર ઘરમાં દાખલ થઇ અને દીની દાસાં જેવણુ ઘણીજ

પડયાં. આ ડોસાં એટલાં તો બેસમજ થઇ ગયાં હતાં કે પોતાની આ દીકરી સમાન બાઇ અને તેના ભાઇને જાણે તેઓએ હંમેશની માફક સહવારના જઇ સાંજના પાછા આવ્યાં હોય તેમ બેસીને આવકાર દીધો.

રતન પણ અંદર દાખલ થઇ અને બેરામના ઘરની નીશાની પુછવા લાગી.

પ્યારી બેન રતન, જો મારૂં સમજ અને તું હાકેલીબી છે માટે આજની રાત વીસામો લે ને હમણાં તો જવાનું માંડી વાલ." કુંવરે કાકલુદી કીધી.

"નહીં, તું મને જવા દે, કુંવર, જો હું નહી જાઉં તો વીચાર વીચારે ઘેલી થઇ જવશ."

જ્યાં વેર હું "જમશેદ બાગની મુલાકત લઇશ નહીં ત્યાં સુધી મને ખાવા, પીવા, કે સુવા ગમશેજ નહીં અને ચેનબી નહી પડશે."

"વારૂં પણ ત્યાં જઇને પાછી અહીંજ આવજે, મને અહીં આવવાની કબુલાત આપી જા."

"કુંવર, વધારે ખોંસ ના કર, ફકત મને "જમશેદ બાગ" ની નીશાની આપ એટલે પટયું."

કુંવરે તેને "જમશેદ બાગ" ની નીશાની આપી.

"વારૂં ત્યારે હવે હું તારેથી રૂખસદ લઉં છું. કયારે, કયાં, અને કેવી રીતે આપણુ હવે ફરીથી એકમેકને જોઇશું તે તો પેદા કરનારનેજ રોશન છે. પણ હું તને મારા ખરાં અંતઃકરણથી કહું છું કે મારી ઉપર તારો ઘણોજ ઉપકાર થયો છે. હું જીવસ ત્યાં વેર જો હવે પછી હું બંદગી કરશ

તો તારે નામની દુવા માંગીશ અને હું કમબખત, હીન ભગ, દુખી દુખયણુની હવે પછી ગમે તેવી વલે થાયે, પણું મારી ખરા જીગરની તુંને દુવા છે કે તું, કુંવર, પ્યારી, ખરી. અને મીઠી, પણ કવચેનીની પેઠે મારાં સુખની આડે આવી મારા સુખનું પ્યાલું ઉંધું મારનાર બેહન, તું ઘણીજ સુખી થજે અને તારી મેહરબાની તારી જાતની મુજ જેવી કમ ભાગ્ય બેહનપણી પર હમેશ રાખજે."

રતન આટલું બોલી કુંવરને એક છેલ્લી કોટીબી કર્યો વગર બહાર નીકલી પડી અને દેવાની જેવી પેશો પુલ એક ઝપાટામાં બોસંગી નજરથી દુર થઇ ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

## બે પરણેતર—સોખો.

હવે આપણે કુંવરને પડતી મેલીને પાછા રતનની સાથેજ "જમશેદ બાગ"નો રસ્તો લઇએ.

જેવી હસ્તી રમતી શીરીન પોતાના પ્રાણ કરતાં પ્યારા ભરથારની સાથ પુણે જવાના હરખથી ઘેલી ગાંડી પોતાના ઓરડામાં જતી હતી તેવીજ ઉંબર પર ઠસ થઇ ઉભી રહી ગઇ.

તેણીની સાંમે, ઓરડાની વચોવચમાં, કાલી અને ધુલથી ભરાએલી સાડીમાં એક ઉંચી કદાવર કદની છોકરી ઉભી હતી. તેણીના બાલ એક ડાકણની માફક સાફ કીધા વગરના જેમ તેમ માથાબાનામાં બાંધેલા અને અરધા બહાર નીકળી આવેલા હતા. તેણીનો ખુબસુરત ચહેરો દલગીર, દુખી, ઠાક અને

નીરાસાથી લેવાવટો, ફીકો અને કદર બીહામણો દીસ્તો હતો. અને તેણાનો આંખોમાં પ્યારના જોરસાનો કે ઘેલાંપણાની આગનો આતસ બળતો હતો.

શીરીને આ બધું એક આંખના પલકારામાં જોઇ લીધું અને પોતાનું મોહ ખોલીને તેને આ પ્રમાણે પોતાના ઓરડામાં તેનીજ જાણુ અને રજા વગર દાખલ થવાનું કારણ પુછવા જતી હતી તેટલાં તો સામેથીજ અવાજ આવ્યો.—

"સબર, જ્યાં ઉભાં હો ત્યાં ઉભાં રેહેવો. અને એક બોલ પણ બોલતાં ના. પેહલાં મને તમારી તરફ બરાબર જોવા દેવો."

"અરરર, બચારી તો કેઠી ઘેલી છે, અને પોતાના રખેવા લોના હાથમાંથી છટકી આવીને મારા ઓરડામાં દાખલ થઇ છે." શીરીને આ નહી ધારેલા પરોણા તરફ દયાની નજરથી જોઇને કહયું,

અંતે રતને—(કારણકે વાંચનાર, એ રતન સીવાય બીજું કોઇ ન હતું) એઉ! નજર પાછી એક થઇ ત્યારે પુછયું. "તમો પરણેલાં છો કે કુંમારાં,"

"હું ધારૂં છું કે હું બેઉ હાલતમાં છુ." આપણી શુંદરીએ જરા અચકીને અને શરમાઇને કહયું.

"એઉ! તે કેમ બને? તમો મુરખ છો, એમ કાંઇ બનતું હશે કે?"

ગુસ્સાથી રતને પોતાનું મોં ફેરવીને ઠંડા અવાજથી પાછું પુછયું. "તમારૂં નામ શું?"

"શીરીનબાઇ બેરામજી"

કાંઇ પણ ભુલ કરતી નહીં હોય અને શીરીનના વીચાર બરાબર જાણ્યા હોય તેમ રતન બોલી—

"ઘેલી, હું ઘેલી છું?—નહીં, નાદાન છોકરી, નહીં. હજુર ઘેલી થવાનો મારો વખત આવ્યો નથી. હજુર હજુર મને ઘણાંક કામ કરવાના બાકી છે. હજી પરીણામ નીપજવાનું છે. એ માણસનાં કામ કાજની અને તેની પોતાની મને ખબર કાઢવાની છે. અને તેની હીલચાલો તપાસવાની છે અને એ કામને માટેજ મારા હઇયાંનો દરેક જુસો અને મારાં ભેજાંપર થતી અસરો મારે દબાવવી પડે છે. અને મારૂં ભેજું હજુર પણ પોતાનું કામ હાવકી રીતે કરવાને તઇયાર છે. જો સાંભલ! હા, મારાં ઘેલા થવાનું કારણ સમજીને તું અજબ થશે. પણ સાંભલ, તું સાંભલે છે કે?"

"હીનભાગ્ય! કમનશીબ નાર, તું જે કહે છે તેનો એક એક બોલ હું સમજું છું. પણ તું બેસતો ખરી? તું ઘણીજ થાકી ગઇ છે." શીરીને એક ખુરસી આગલ ખેંચી રતનને બેસવાની ઇસારત કીધી. અને રતન બોલી.

"ખબર, શીરીનબાઇ, સબુર મને એક વાત તુંને કહવી છે માટે ધ્યાન ધરીને સાંભલ."

શીરીન બેઠી અને રતને પોનાના હાથોથી મ્હબ વાલીને પોતાની વારતા ચાલુ કીધી,

જો સાંભલ, શીરીનબાઇ દીનશાજી ખાનબાહાદુર—કારણ કે બેરામજી દાદાભાઇ મોટા શેઠના નામ સાથ જોડાવાને તુંને કાંઇબી હક નથી—તું હવે ટુંક વખતમાંજ જાણશે કે જે કમબખત નાર તારી સામે ઉભી છે તેનું નામ તું તારા નામ

સાથે જોડે છે તેના નામનો દાવો કરેછે તે ઓરત દેવાની કે જુઠી છે. દેવાની ઓરતો યાતો એક બાબદ પરથી બીજી પર અને બીજી પરથી ત્રીજી પર એમ ભગતી ફરેછે કે યાતો તેજ વાતને કઢંગી રીતે વલગી રહે છે. અને જુઠી ઓરતો પોતાની વાતના મજબુત પુરાવાઓ લાવવાને ભારી સોગંદો ખાય છે. તું સાંભલે છે કે ?

"ઓલેઓલ" શીરીન બોલી ઉઠી. તેણીની ઉપર આ ઉપલા બોલવાથી ઘણીજ દુઃખદાએક અશર થઇ હતી.

"શીરીનબાઇ દીનશાજી, જો સાંભલ, સપટેમબર મહીનામાં તોફાન થવાના સબબથી બેરામજી મને પોતાના છેલ્લા બાહાચી હેરાન થતો જંગલમાં ભુલો પડેલો કાંઇ આશરો સોધતો મલ્યો. હું તેને મારા બાપના ઘરમાં લઇ ગઇ અને ત્યાં તેને ઉતારો આપ્યો, અને તેની સારવાર કરીને તેને તંદરોસત કીધો.—"

"ચાલ ચલાવ પછી ઉભી શું કરવા રહેછે ?" શીરીન ઉજલી પુણી જેવી થઇને તેબલપર અઢીંગીને બેસતાં બોલી.

"જુવાન ઓરત, ત્યાર પછી અમો લોકો એકમેકના પ્યારમાં પડયાં—નહીં કે તારી મારી ફરજનાં મારમાં—પણ ફરજથી અલગ, ખરા, ખાલેસ પ્યારમાં પડયાં. અમારા લોકોની નજર પેહેલાંજ એક થતાં અમારામાં પ્યારની ચીંગારી સલગી. તે ચીંગારીમાંથી બલતું સલગ્યું અને તેમાંથી એક મોટી આગ સલગી ઉઠી, જે આગે અમારા વચેની દરેક વાંધો લેવા જેવી ચીજોનો બાલીને નાશ કીધો. છ અથવાડયાં આ પ્રમાણે જલતા અંગારની તાવમાં ગયા અને તેટલા વખતના અરસામાં

તું, તારી સાસુ, તારૂં ઘર, અને તારા તરફની સર્વ ફરજો, આ દુનીઆનાં વીચાર અને આવતી દુનીઆનું સુખ તે સર્વ તે મારે માટે ભુલી ગયો. અને હું!—હુ તો મને આ દુનીઆમાં સર્વથી સુખી અને પેલી જેહાનના ફરેસ્તાઓથી સરસ સમજવા લાગી."

"મારા બાપ! ઓ ખોદા!! પણ છોકરી તું કાંઇ તેની સાથે પરણી તો નથીની? બોકની મારી શીરીન બોલી ઉઠી.

રતને ધીકકારથી હસીને જવાબ આપ્યો.—

"હું પરણી ચુકી છું. અમો લોકો રાંદેર જઇને છુંપ્યાં લગન ત્યાંના રખેવાલની શાખશી સાથ કરી આવ્યા હતાં. તું આ વીતી ઓલખે છે?" રતને પેલી રૂપેરી વીટી પોતાને આંગલેથી કાઢીને શીરીનની નજર સામે મુકી અને શીરીને તે તે પોતાના મામા બેરામના બાપની તરીકે ઓલખી. "અને જો તુંને વધારે સાબેતી જોઇતી હોય તો આ કાગજ જે એણે અહીં આવ્યા પછી મારી ઉપર લખ્યું હતું તે વાંચ." એમ કહીને પેલાં તુટેલા જીગરની સાંભલનાર નારીના હાથમાં એક કાગજ મુક્યું.

શીરીને તે કાગજ જોયું અને બેરામના હાથ દસકત ઓલખ્યા અને હવે જાણે આ વાતનો ભાર ઉચકી નહી શકતી હોય તેમ પોતાની તેબલ આગલથી ખસી જઇને એક કોચ પર બેસી ગઇ.

"હા. આગલ ચલાવ, આગલ ચલાવ." એટલુ બોલવાનેજ તેણીની જબાં ઉપડી શકી.

"થોડા દીવસ નીકલી ગયા. અમોને અમારા પ્યારના

ખાનાંપરથી એકદમ ઉઠાડવામાં આવ્યાં. તેની ઉપર તેની માએના આજારી પડવાના સમાચાર આવ્યા. તેણે મોટી દલગીરી જાહેર કરીને, ઘણાજ પ્યાર ભરયા સખુનોથી, હમેશ સુધીની સત્યતાના વચનો આપીને, અને ઘણાજ હડહડતી કસમો ખાઇને મારી રજા લીધી અને મારેથી છુટો પડયો. થોડા વખત પછી તેનું પેહલું કાગજ મારી ઉપર આવ્યું તે કાગજ મેં તમોને આપ્યું. એ તું આખું વાંચ અને સર્વ વાતોથી માહીતગાર થા,"

"નહીં, નહીં. મારેથી એ વાંચી શકાશે નહી. એ કાંઇ મારે માટે લખેલું નથી" શીરીને તદન દુખથી નીરાશ થઇ જઇને જવાબ આપ્યો અને રતનને તેની તરફ હવે દયાથી જોયું.

"હજુર તુને કાંઇ કેહેવું છે?"

"હા, મેં એ કાગલનો જવાબ વાલ્યો. પણ મને બીજું કાગજ મલ્યું નહી. મેં તેની આશાથી વાટ જોઇ પણ કાંઇ કાગજ મલે નહીં. શકમંદ થઇનેબી વાર જોઇ પણ નહીં. અંતે જયારે ધીલનું કારણ જાણવાનો વીચાર કરી કાગળ લખવાનો ઠેરાવ કીધો તેટલાં તેના નહી ધારેલા સમાચાર મલ્યા. એક જુવાન છોકરી કુંવરબાઇ નામની તેને તું ઓલખે છે?"

"હા હું ઓલખું છું."

"તેણી અમારે ત્યાં એક રાતે પોતાના નાના ભાઇ મેરવાન સાથે આવી પુગી અને એક રાતનો વીસામો માંગ્યો. મેં તેને ઉતારો આપ્યો. અમારી વાતચીતમાં તેણીએ મને

કહયું કે તેણી મુંબઇમાં પરેલ ખાતે "જમશેદબાગ" નજદીકમાં બેરામજી દાદાભાઇના ઘરની પાસેજ રહેતી હતી. અને આ જવાન મુંબઇમાં સર્વથી ખુબસુરત એક નાર સાથ પરણેલો હતો."

શીરીને હઇઆં એવી તો આસ્તેથી હાએ મારી કે તે રતન વટીક સાંભલી શકી નહી અને પોતાની વારતા આગલ ચલાવી—

"બાનું, હું તે વખતની મારી પરેણાગમનની ફરજો ભુલી ગઇ. હું પોતે મારો નાજુક પંથ વીસરી ગઇ. મારા ગભરાતા જોશાઓમાં બીજી સર્વે ચીજો વીસરી ગઇ. મેં એક વાઘણની માફક તે છોકરીપર કુદકો માર્યો. તેણી જુઠું બોલતી હતી એવું હુ સમજી. મારા મનમાં આવ્યું કે અમે બે પ્યારાંઓ વચ્ચે અનબનાવ બનાવવાને માટે તેણીને કોઇએ લાંચ આપીને મોકલી હતી. મેં તેણીને ખરેખરૂ બોલવાને નહીં તો મારે હાથે મરવાનું કહયું. અને મેં તેણીને એટલી તો થોકી અને ધધડાવી કે અંતે હું થાકી ગઇ અને તેણીને છોડી દીધી. તે વખતે તેણી મારી ઉપર જરૂર કીનો લેતે પણ તેણી જાણતી હતી કે તેણી જે બોલો બોલી હતી તેથીજ મને પુરતી શીક્ષા થઇ હતી એટલે મને તેણીએ માફ કીધું. મેં તેણીની વાત તોપણ માની નહીં, અને અહીંઆ આવવાનો કસદ કીધો. હું આવી અને હાલમાં તારી સામે ઉભી છું."

શીરીન જાણે હમણાં રડી પડશે અને તેણીની છાતી ફાટી જશે એવા જોસ્સામાં બોલી ઉઠી. "હા. હજુર પણ કંઇ કેવું છે? બોલ બોલ જલદી બોલ."

"હા શીરીનબાઇ હા. મેં તુને તું કે જે તેનું નામ તારા સાથે જોડે છે—તેને કહયું કે હું તેની પરણેતર છું. મારાં તેની સાથનાં લગન એક દસ્તુરને હાથના બે માબાપની મરજીથી પણ બેસમજ બાલ અવસ્થામાંથી થયલાં લગનના કરતાં વધારે મજબુત ગાંઠથી બંધાએલા છે. અમારા લગન એકમેકના પ્યારના ગાંઠથી બંધાએલાં અને એકમેકની સમજથી સેવાએલા ખોનના પેદા કીધેલા આતસની અને તેના આડત્યા એક મોબેદ સનમુખના કસમોના ગાંઠથી બંધાએલા છે. હું તેની પરણેલી ઓરત છું." અને તેનાંથી મને રહેલા હમેસની માવતર છું."

"મારી તું દાદ લે, ઓ દયાળુ કીરતાર, તું મારી દાદ લે, હું આ! શું સાભલું છું!"શીરીને પોતાના કોચપરથી તદન દુ:ખથી અજમુઇ થઇને પડી જતાં અફ્શોશ કરવા માંડયો.

રતન તેણીની તરફ જેમ એક શતરૂ પોતાના બીજા શતરૂને પોતાની સાંમણે મરીમા પડેલો જોય અને ખુશી થાએ તેમ જોવા લાગી.

"હા મને આવાં દુ:ખને માટે શું કામ જનમ આપ્યો હશે?" પછું શીરીને રડતાં કહ્યું.

અને જ્યારે તેણી આ પ્રમાણે દુ:ખની મારેલી ભોંયપર ફસડાઇ પડી હતી ત્યારે ચાલમાં કોઇના આવવાનો અવાજ સંભલાયો ત્યારે રતને શીરીન આગળ જઇ વાંકી વલીને ધીમેથી કહયું—

"કોણ આવે છે?"

શીરીન પોતાના પગભર થઇ અને પોતાના ખોરાએલા

બાળો સરખા કરીને ધ્રુજતા પગે અને રડતી આંખોએ ધ્યાન દઈને સાંભળ્યું.

કોઇએ આવીને બારણું ઠોક્યું.

"એ કોણ છે?" શીરીને ધીમે રહીને બારણા આગલ જઈને પુછ્યું."

"એતો દોલત છે બાઇ, બીરામજી શેઠ કેયછે કે મારી તઇયાર ઉભાય વાસતે તું ફરવા આવીચ, વખત થઇ ગીઆ." દોલતતો બહાર હતી તેને જવાબ દેવા વગર અને ઘણાજ દુ:ખી હઇયાંએ શીરીન બારણા આગળથી પાછી આવી એક ઘેલી ઓરતની માફક હંઇથી તહીં—ઓરડામાં ફરવા લાગી અને બોલવા લાગી.—

"હવે હું શું કરૂં? ઓ ખોદા, હું શું કરૂં" બારણા પર જરા વધારે જોસમાં તકોરા પડયા અને દોલતે બુમ પાડી—

" હું શીઠને શું કેહેચ બાઇ."

આ બુમથી શીરીનની શુધ ઠેકાણે આવી. ફીકી, ધ્રુજતી અને ધબરાએલી તેણી પાછી દરવાજા તરફ દોડી.

"તેને કેહે—તેને કેહકે મને માફ કરે. હું આજે સીક છું અને મારેથી તેવણુની સાથે આવવાને બનશે નહીં. જા." શીરીને પાછું ફરતાં કહયું. અને બબડી. "હવે ફરીથી કદી પણ મારેથી તેની સાથે ફરવા જવાને બનશે નહી. અને હું જઇશ પણ નહી."

દોલતના પગલાં દાદરપરથી નીચે ઉતરતાં સંભળાયાં.

"અરે ખોદા, મને શું કરવા આ દુ:ખમાં જીવડાવે છે?

ઓ કમઅકલ બાપ, શું કરવા તેં મને આ દુઃખમાં નાખી છે! યા રેહેમતવંત કીરતાર, મને આ દુખમાંથી છોડવ નહીતો હું મરી જઇશ." શીરીન રડતી રડતી હંઇથી તહીં ફરતી બોલી.

રતને તેણીના આ દુખપર વગર દયાએ જોયા કીધું.

થોડા વાર રેહીને કોઇ મરદનાં ભારી પગળાં ચરમર કરતાં બુટના અવાજ સાથે તેના ઓરડા તરફ આવતાં જણાવાં તે શાંભલવા ઇનતેજારીથી ઉભી રેહી.

પગળાં બારણાં આગળ આવીને અતક્યાં, અને એક તીક્ષણ જીણી તકેરી બારણાં ઉપર પડી.

શીરીને ધાસ્તીથી અધમુઇ થઇને રતન તરફ જોયું.

આ વખતે રતનના ચેહેરાપર અજબ ફેરફાર થયા હતા તેણી શીધા શરવની માફક, ડોક લાંબી કરીને ઉભી હતી. તેણીનો ચેહેરો તદન ફીકો પડી ગયો હતો. અને હોઠ એટલાતો જોસમાં પાસેલા હતા કે એક લોહીનું તીપુ પણ તેના ઉપર દેખાતું ન હતું. તેણીની આંખો આંતસ માફક ચમકતી હતી. તેણીના ચેહેરાપર અજાયબી, અદેખાઇ, શક, ધીકાર, અને કપટ દેખાઇ આવતાં હતાં.

શીરીન આ જોઇને ધ્રુજી.

પેલી તકોરી પાછી પડી અને બેરોંમજીએ મીઠા પ્યારના સખુનોમાં શીરીનને તેડી,—

"શીરીન! શીરીન!"

રતન, જેનો ચેહેરો આ એક વખતનો પ્યારો સાદ પાછો સાંભલવાથી અંધારો પડી ગયો હતો તેની તરફ ફરીને

"એટલા વારમાં નહી. મારે તુને કાંઇ અગતનું કેહવુંછે."

"ત્યારે જલદી બોલ. મને વખત થાય છે."

સાંભલ ત્યારે. જે પ્રમાણે તારી વાત ધ્યાન દઇને મેં સાંભલી તેજ પ્રમાણે હું ધારૂં છું કે મારી વાત પણ મુગે મોઢે સાંભલશે.

હું હપણાં બીજા કાંઇબી કામને માટે ઉભી નથી," રતને તનકાથી જવાબ વાલ્યો.

"ત્યારે પેહલાં તો તું એરામજીનો કાંઇબી ધણો વાંક નાં કાઢતી." અરે, શીરીને ધાસ્તીથી ધ્રુજીને કહયું "જ્યારે તે પેલાં બારણાં પછવાડે ઉભો રહીને મારી સાથે વાત કરતો હતો અને તું તેની તરફ જોતી હતી ત્યારે તારી આંખોમાં ખુની લોહી દોડતું હતું?"

"ખુન, નહી કદી નહી, કાંઇબી દુઃખ અને ઘણું કરીને આગ જેવા દુઃખને માટે ખુન તો એક હલકો, નીરાધાર, હેસવા લાએક કીનો છે."

"હમણાંબી તાહારી આંખોમાં ખુન છે, અને નહી તો ખુન કરતાંબી કાંઇ બદતર મતલબ તારી નજરોમાં છે." શીરીન ગભરાએલી જેવી બોલી.

રતન કમકમાત ઉપજાવે એવી રીતે હશી.

શીરીન મક્કમપણે બોલી, "એમ ના કરતી, એમ ના

કીધું છે. પણ જે પ્રમાણે તું ધારે છે એટલું મોટું તે નથી. તું પોતેથી જ્યારે બધું જાણશે ત્યારે તારી ખાતરી થશે."

"છોકરી, તેણે જે પાપ કીધાં છે તે અને મેં જે દુખ ખમ્યું છે તે જાણવાની અને ખબર રાખવાની તું કેમ હીમત કરે છે ?" રતને ગમડાતની માફક બુમ પાડી.

"અરરર, મુગી રેહ. આસ્તે બોલ, થંડી પડ, મારૂં સાંભલ જ્યારે તું બધું જાણશે ત્યારે તું પણ તેને વીશે ઘણી ક્રુર નહી થશે."

રતને પોતાનું માથું ઘણુંજ ધીક્કારથી ધુનાવ્યું.

શીરીને આગલ ચલાવ્યું.

જેટલી હું તેટલોજ બેરામજી દાદાબાઇ તેના બાલપણમાં થએલાં લગનને માટે જવાબદાર છીએ નહી. તે લગન હમારાં માબાપોએ જ્યારે હમો એ વાત સમજવાને અને તેની સામે વાંધો લેવાને સમજ વગરના હતાં ત્યારે કીધાં હતાં. એ પછી તરતજ હમોને છુટાં પાડવામાં આવ્યાં. અને હમો એજ પ્રમાણે જુદાંજ ઉછર્યાં તે અરસામાં બેસક તે તો પોતાની નાહની ઓરત જેની સાથે તેનાં આવાં કઢંગા લગન થયાં હતાં તેનો ચેહરો પણ વીસરી ગયો.

"અને તેજ પ્રમાણે તું પણ તેને વીસરી ગઇ કે" રતને મશકરીમાં પુછ્યું.

"નહી. હું તેની માતા સાથે રહી અને તેથી હું તેને કેવી રીત વીસરી શકું ?"

મને જોયા વગર રતન, પછી તે હુને ઘણાજ બારીક વખને મલ્યો.

તું ખુબસુરત હોવાથી તે તારીપર આશક પડયો, અને પાંચ વરસની વાત પર થયલાં એ નાદાન છોકરાઓના લગન હકવાજબી નહી ગણીને તે તારી સાથે પરણ્યો. એમાં તેણે એવું તે શું મોટું પાપ કીધું; ખરૂ કેની રતન !"

પેલી જંગલી નાર કાંઇ પણ બોલી નહી. પણ પોતાની આ ખુબસુરત સોખને તીકી તીકીને જોવા લાગી.

"અને એ પ્રમાણે, રતન, તું તેની ખરી પરણેતર ગણાએ મારી માફક માત્ર નામનીજ તું તેની ઓરત નથી."

"તું એ કબુલ કરે છે? રતને અજાયબીથી બુમ પાડી.

"જે વાત મને ખરી લાગે તે કબુલ કરવામાં મને કાંઇ અડચણ નથી."

"તું-તું એક હજારમાં એકજ રતન છે." રતને અજાએબીથી ચીકાર કહીને કહયું.

પણ તેણીનું આ બોલવાનું સાંભલ્યા વગર શીરીન બોલયા કીધી. "અફસોસ કે હું તેના ઘર આવ્યા પછીની તેમની અજબ ચાલ ચલણ પુરતી રીતે સમજ પાડી શકતી નથી."

ફરીથી રતનનો ચેહરો કાલો મારયો.

"તોપણ" શીરીને ચલાવ્યું. "તેણે તને જે આટલું બધું દુખ દીધું છે તેનો થોડોબી બંચાવ થઇ શકશે. તે હયાં પોતાની માએના શીક પડવાના સમાચાર સાંભલીને આવ્યો. જે છોકરી તેને ગલે પાંચ વરસની વાતપર ઓરવવામાં આવી હતી તેને તે પોતાની ઓરત તરીકે ગણસે એવું બધા જણ તેને માટે માનનાં હતાં. તેનામાં પોતાના છેલ્લાં લગન જાહેર કરીને

પોતાનાં દોસ્તોનાં દીલ દુખવવાને અને પોતાની આજારી માતા અત્યાર સુધી મનેજ પોતાની વહુ ગણતી હતી તેમને દુખી કરવાની તેનામાં હીંમત ન હતી."

"પછી ?"

"અને તેથી જે ઘણાક દાહાયા ને બુઢા શખશો કરતે તેમ તેણે કીધું–તે વખતપર આધાર રાખીને બેઠો અને પોતાની ખરી હાલત જણાવવાને સરસ તક જોવા લાગ્યો"—અહીંયાં શીરીને પોતાનું માથું છાતીપર જુકાવી દઇને એટલો વાર તો મુગી બેઠી કે રતને અંતે કંટાળી જઇને કહયું.

"પછી, પછી, પછી શું થયું."

"તે મને ચાહતો નથી, અને તે મને ચાહાશે એવું વીચારવાને તક પણ નથી આપી. તેણે મને એક બહેન તરીકે આજ સુધી ગણ્યા કીધી છે."

"હાઆ!" રતને મલકાઇને મશકરી કીધી.

પણ હું તુંને કસમ ખાઇને કહું છું કે તેણે મને નથીજ ચાહી." શીરીને હઠ લીધી, "અને હવે રતન, મારે તમો બેઉ જણને બંચાવવા જોઇએ."

"તમો, શીરીનબાઇ, તમો બંચાવશો ?"

"હા, રતન હા. હીમત ધર, અને તારે અને તેને માટે સઉ સારૂજ થશે."

"તમારેથી, બાનુ શીરીનબાઇ તમારેથી ?"

"હા, મારેથીજ, મારીપર વીસવાસ રાખ,"

"તમો મને વચન આપો છો ! મને કહો કે તમો તેને ચાહાવોછો ?"

"એ એક એવો સવાલ છે જે તને પુછવાનો અને મને જવાબ દેવાનો કાંઇપણ હક નથી" શીરીને મજબુત ઠેડાવથી જવાબ દીધો.

'પણ જુવાન બાનું, તું મને અજાયબીથી ચકચુર કરી નાખે છે. કારણ કે હું બરાબર જાણું છું કે એક મારાં તો લગન ખરાંજ છે, તોપણ તારાં લગન પેહેલાં થવાથી 'તારાંજ હકેવાજબી' ગણાય તે શું તું જાણતી નથી ?"

"હા તે બધું હું જાણું છું. હું જાણું છું કે હમારા તો માત્ર નામનાજ લગન કેહવાયે, તોપણ મોત યા પાપ શીવાયે બીજું કોઇ તોડી નહી શકે એવાં છે તે હું જાણું છું." શીરીને ગંભીર અવાજે કહયું.

"અને તો પણ મોને એ માંથી એકનેબી છોડવ્યાં નહીં અને એ લગન તો તુતાં છે. એટલે એક પાપ થયું. તે પાપ બહેરામે કીધું અને તારી સાંભે કીધું. હવે હું તાહારો વીચાર સમજી શીરીનબાઇ, તું એની સાથે છુટા છેડા કરશે અને તેથી તું એને એના ગાંઠથી છોડાવશે અને તેને પસંદની બઇરીને તેને પાછો શોંપશે."

"શું ! છુટા છેડા કરૂં ! અને જે મારા જીવ કરતાં પ્યારો તેને હંમેશનો શરમીંદગીના સાગરમાં દુબાડું ! છટ. છટ, તું હજુર મને ઓલખતી નથી" શીરીન બબડી.

"શું એ તારો વીચાર નથી ? રનને પુછયું.

"નહીં. એ વાત મને પસંદ નથી"

"ત્યારે તે શું છે તે મને કહેશો!"

"નહીં, હજુર તે પર મને વીચાર કરવો પડશે. હજુર તો તે પર મને પકો ભરોસો નથી. માટે મારેથાં તે હાલ તરતજ તો કહેવાશે નહીં. તે અહીંઆજ નજદીકમાં કેહે ઉતારો લીધો છે કે?"

"હું કુંવરબાઇની પરોણી છુ"

"ત્યારે હાલ તો ત્યાંજ પાછી જા. અને તુને આવતી કાલે સહવારના મારી તરફથી કાંઇ સમાચાર મલશે."

"ઠીક છે ત્યારે તું જેમ કહે છે તેમ કરીશ. પણ હું હંઇ આજે જેમ છુપી આવીછું તેમજ છુપી જવા માગું છું."

"તું કેમ હમ્બઆં આવી?"

"જ્યારે તમે લોકો નીચે હતાં ત્યારે હું આવી."

"ઠીક છે. ત્યારે હયાંજ ઉભી રેહે અને જયારે હમો લોકો ખાવાને માટે વગે સગે થઇ જઇએ એટલે તું નીકલી જજે."

એટલું બોલે છે તેટલાં ખાનું તઇયાર થવાની ખબર આવી અને રતન સાથે બીજે દીવસે તેની પર કાગજ લખવાનો વાયદો કરીને શીરીન નીચે ખાવાના ઓરડામાં ગઇ.

---

## પ્રકરણ ૧૫ મું.

### આપ ભોગ—નાસા નાસ.

માથાના દુ:ખવાથી થતાં દુખ શીવાયે બીજાં કાંઇપણ દુખની ઇશાની કે શીકાસ વગર શીરીન નીચે ઉતરી અને પોતાની ટેબલ પર ખાવા બેઠી.

ભીખાઇજી બાઇ અને બેરામ પણ પોતાની જગા પર બેઠેલાં હતાં.

"બેરામે કહયું કે તારૂં આજે માથું દુખંતું હતું. દીકરી. હમણાં તો સારી કાણી છેની ?" ભીખાઇજીએ પુછ્યું.

"હમણા કાંઇ ઘણું દુ:ખતું નથીજી."

શીરીને પોતાની આંખો ઉચકયા વગર કહ્યું.

"બેરાંમ ખુશાલીથી હશીગો અને તેણીની આગલ સર્વથી સરસ. વાંણીની રકાબી મુકી. પછી મુશાફરીની વાત નીકલી અને તેની ઉંપર જુદા જુદા વીચારો અપાયા. શીરીનને જયાં સુધી બોલાવવામાં આવતી નહીં ત્યાં સુધી તે બોલતી નહી અને જ્યારે બોલતી ત્યારે ઘણુંજ જુજ.

"જમી રહ્યા પછી અંને ભીખાઇજી બાઇએ પુછ્યું—

"શીરીન દીકરી તું ખરેખર ઘણીજ શીક માલમ પડે છે. હજુર શું તારૂં માથું દુખે છે !"

"ઘણું નહી પણ હું ધારૂં છું કે તમો મને સકાળે સુઇ જવાની રજા આપશોજી."

"અલબતાં. મારી દીકરી, નીરાંતની ઉંઘજ માથાના દુ:ખનું નીવારણ છે હમણાંજ જા, અને જલદી સુઇ જા. બેરાંમ દીકરા, બતીલે અને શીરીનને તેના ઓરડા સુધી મુકી આવ." ભીખાઇજીએ બેરામને હુકમ કર્યો.

તે તરતજ ઘણી અગત્યની વાત હોય તેમ ઉઠગો અને એક બતી લીધી પણ શીરીને નરમાશથી હશીને તે બતી તેના હાથમાંથી પાછી લીધી અને બેઉની રજા લેઇને સુવા ગઇ.

પણ જેવી તેણી બહાર નીકલી કે તેણીનું હસવાનું મરી ગયું. અને નીરાશીએ તેણીના ચેહરા પર વાસો કીધો. તેણીની છાતી ગજ ગજ ઉંચકાતી હતી.—

''અને શું આજે છેલ્લોજ હું એને જોઇશ ? મેં શું તેના ચેહરા પર છેલ્લીજ નજરો આજે ફેંકી ? તેનો સાદ શું આજે છેલ્લોજ શાંભળ્યો ! અને શું એને ફરીથી કદીબી મલીશ નહી ? કદી નહીં ! કદી નહીં ! હા ? અત્યંત દુઃખ દાયક શબ્દો ! અરે પણ હું શું બોલું છુ ! હા. ચપ જીગર ચપ, હવે તેને ચાહાવો, તેને માટે વિલાપ કરવો, તેનો વીચાર વતીક કરવો એ પાપ છે. તે બીજીનો વર છે. અને મારે માથે પડેલી મારી ફરજ અદા કરવા હવે મારે જવુંજ જોઇએ. હા, હવે મારે જે કરવું રહયું છે તે બધું એકજ બોલમાં સમઇ જાય છે. તેને મારે તજવો જોઇએ, જવુંજ જોઇએ.'

તેણી પોતાના ઓરડામાં ગઇ, અને વીચાર કરવા લાગી,

જે આશીરવાદો તેણીની અને બેરામની ઉપર તેઓના માએ બાપના રાજી ખુશીથી છંતાવ્યા હતા તેને કદી કોઇ ભુશારી શકે નહી.

બીજો વીચાર તેણીને છુટા છેડા કરવાનો આવ્યો. તેણીને ઘણી સેહલાઇથી તેની ઉપર પોતાનેજ તજવાનો, પાપ કરવાનો, બીજી બઇરી પરનીવાનો વાંક મુકીને પોતાનો માંડ જલદી છોરી શકશે.

આ વીચારથી તેણીને માટે હવે ચાર રસ્તા ખુલા મુકાયા.

પેહેલે તો તેણીને લાગ્યું જે તેણી ત્યાંજ રહે અને વખત જે કરે તે ખરૂં

બીજો રસ્તો તો છુટા છેડા કરવાનો હતો.

ત્રીજુ તેને સરકારમાં ધસડાવવો કે જેથી તેને ત્યાં પુરતી સજા મળે અને ચોથુ પોતેજ પોતાનો ભોગ આપવો ને તેને ત્યાં થી નાસી જવું, જેથી તે પોતેજ તેની ઉપર નાહસી જવાનો વાંક મેલીને છુટા છેડા કરે.

આ ચાર રસતા તેને માટે ખુલ્લા હતા. પણ તે એકજ રસતો લેવાને તેણીનું હઇડુ તેણીને કહેતું હતું. તેણી એક પલ પણ ઠોબી નહી ને હજી થોડોવાર તેણી ઉંડા વીચારમાં ગરકાવ થઇ, તે તેને માટે પુરતા કારણો શોધી કાઢવા બેઠી.

"તે પાપી નહી પણ હીનભાગ્યનો છે તેણી વીચાર કરવા લાગી."

મને નાનપણમાં તેની બઇરી તરીકે તેને ગલે ઓલવવાંનો કોઇને પણ હક ન હતો. આવુ અવીચારી કામ તેને કોઇબી રીતે બાંધી શકતે નહી અને તે વાત જયારે તે બીજી સાથ પરણ્યો અને મને પોતાની એક બેન તરીકે ગણી તેથીજ માલમ પડી આવે છે.

"પણ કમબખત નસીબથી, આ ગાંઠ, જે નેકીથી ભરેલો નહીં ગણાય તે ખરો હકવાજબી તો ગણાય અને તેને જમ શીવાય કોઇ તોડી શકશે નહી.

"અગરજો આપઘાત કરવો એ પાપ નહીં હતે તો હું તેને છુટો કરવાને ખુસીથી મારૂં ખુન કરતે, પણ મારો વખત આવવા સીવાએ મારાથી મરાતું નથી એટલે તેનેથી છુટા છેડા કરીનેજ તેને આ ધીકારવા લાયક અને ના વાજબી આંઠથી મોકલો કરવો ઠીક છે.

"અગરજો હું તેનેથી આ તેના બીજી વારના લગનને માટે છુટા છેડા કરૂં તો તેને માથે શરમની કાલી તીલી હંમેશની ચોંટેલી રહે, અને તેની માયનુ હઇઉં તેથી હંમેશનું દુઃખી થશે.

"માટે એકજ રસનો હવે રહયો છે, અને તેથીજ હું તેને છોડવી શકીશ. મારા જવાથીજ તે બચી શકશે તેથી હું કેઠે જતી રહીશ, અને તેને મુકીને નાસી જવાના વાંક માટે તે મારાથી છુટા છેડા કરસે.

તેથી તેને કાંઇબી શરમ લાગશે નહી અને જો તેથી હું લોકોની નજરમાં હલકી પડીશ તો તેમાં શું? હતુ શું અને ગયુ શું. તેમાં મને કાંઇબી ખોટ જવાની નથી. મારૂં કોઇ સગુવાલું નથી કે તેથી કોઇ મને આંગલી બતાવશે. હવે હું કેઠેબી મારી બાકીની જીંદગી દુખે પાપે પુરી કરીશ અને જો તેટલાં મોતજ આવાને મારી આ જીંદગીનો અંત લાવશે તો કોઇ ખરી વાત—તે પાક પરવર જે સઘલાનો સાહેદ છે તે સીવાય બીજું જાણશે નહી.

આ પ્રમાણે શીરીન પોતાના વિચારો ખલાસ કરીને એક કાગજ લેઇ તે પર બેરામને બધો વીગતવારે ખુલાસો અને છેલ્લી સલામ લખવા બેઠી,

આ લખતાં તેણીને અત્યાર સુધી કોઇપણ કામમાં નહી ઉપજેલો ધભરાત અને મેહનત ઉતપન થઇ,

તે કાગજની ઉપર પડતા મોંટા આંસુએ તેની ઉપર ઘણાંક ડાઘ પાડયા તેને ત્રણ ત્રણ વખત ફરીથી લખ્યું અને તે લખતાં તેણીએ એટલી તો કાલજી બતાવી કે—જયાંવેર તેણીનામાં

હીમત હતી ત્યાંવેર—તેણી તેને કોઇ પણ આડો સખુન લખી ને કે ઠપકો આપીને તેનું દીલ દુખવવાને રાજી નહી હતી.

અંતે તે કાગળ પુરૂં થયું.

આ પછી તેણી પાછી પોતાની ટેબલપર હાથ ટેકવીને બેઠી અને આ થોડા કલાકના અરસામાં તેણીની જીંદગીના કીસમતનુ સુકાન ભાંગવાથી કેવા કેવા ફેરફારો થયા. તેણીએ શું કીધું અને કરતી હતી તથા શું કરશે અને હવે પછી ખોદા જાણે કેવાંક દુખો પડશે તે વિષે વિચાર કીધો.

શંધળું શાંત થાએ ત્યાંસુધી તેણી થોભી.

પહેલાં તેણીએ ભીખાઇજીબાઇને ઉપર આવીને પોતાન ઓરડામાં જતાં સાંભલ્યાં.

બીજો કલાક વહી ગયો અને બેરાંમ ઉપર આવ્યો અને ઘણોજ ધીમેથી તેણીને ઉઠવાની બીકથી પોંતાના ઓરડાનું બારણુ ઉઘાડીને દાખલ થયો.

હવે બધું શાંત થઇ ગયું હતું. તો પણ સાવચેતીને સારૂં શીરીન બીજો એક કલાક થોભી; પછી ઉઠીને એક હલકી જુની સારી પેહડી લીધી, અને બીજું કાંઇ "પોલકા કે ગવ નના બદીયાંન" પેરવા સીવાએ નીચે ઉતરી અને ખડકીનાં બારણા આગલ આવી પોંહોચી.

આ વપરાતાં ઘરમાં બારણાના અડગરાઓએ કાટ ન ખાધો હતો કે મીંજાગરાં ચીંચી કરતાં ન હતાં. ધીમે રેહીને તે બારણું તેણીએ ઉઘાડયું, અને જે સુખી ઘર તેણી આવા અંધારા વખતમાં એકલી કોઇપણ શાથી વગર અને હંમેશનું છોડી જવાની હતી તેના ઓટલાની સીડીપર શીરીન ઉભી.

હવે જે બોહોલી દુનીયાની સપાતીપર તેણી એકલી નીરાધાર નીકલવાની હતી તેની ઉપર નજર ફેંકી.

તદ્દન કાલુ કીલ્યાન હતુ આકાશપર એક પણ તારો નજરે આવતો ન હતો એટલુ તો અંધારૂ કે પોતાંનો હાથ લાંબો કરવાથીજ અને થંડી લાગવાથીજ તેણીને ખબર પડી કે બહાર હાર ખુબ પડતો હશે. પવન જોના સુસવાતથી ફુંકતો હતો અને જાણે તેણીને તેણીની હવે પછીની રખડની જીંદગીમાં આવકાર દેવા આવ્યો હોય તેમ આબાદ તેણીના ચહેરાપર ફુંકતો હતો. કેવો થંડો આવકાર !

આ વખતે ઘર માહેલુ મોટુ પણ જુનુ ઘડીઆલ વાગું અને અગીઆરની તકોરી પડી.

શીરીન કુદરતી રીતે કમકમી તેણીની જીંદગીમાં તેણી કદી પણ આવા પવનમાં આવી વખતે નીકલી નહી હતી આવા નાજુક બદનની અબલાંને માટે નીકલવાનો આએ કેવો વખત અને કેવી ભયંકર રાત !

પણ તેણીને વિચાર કરવાને એક પલ પુરતી હતી—તેમાં શું ! જુવાનીની આશા અને જીંદગીનું સુખ તેણીના મનસે હવે સદાનું ગયું હતુ એટલે તુટેલા જીગરે જીવીને ઝુરી મરવું અને ભડકી રખડીને કાલ કાઢીને મરવું એ બન્ને તેણીને મન સરખા હતા.

તેણી હવે વધારેવાર ખોટી નહી રહી બારણુ બહારથી અલગુ ઢાંકીને અંધારામાં અને તોફાની પવનમાં અથડાવા તે બહાર નીકલી.

આપણી જીંદગીમાં કોઇ કોઇ વખતે એવા બનાવો બને છે કે જેથી આપણને કોઇ કામ એકાએક જોર જુલમથી અને જીંદગીની દરકાર કર્યા વગર કરવુ પડે છે અને તેબી એટલા તો ટુંક વખતમાં કે જ્યારે તે કામ આપણે પુરૂ કરી રહીએ છીએ ત્યારે અને જ્યારે આપણી જીંદગીનું તખત હંમેશનું બદલાઇ જાએ છે ત્યારે તેજ જીંદગી જાણે મોતથી થઇ હોય તેમ એક હાલતમાંથી બીજી હાલતમાં આપણને દેખાય છે.

આ પ્રમાણે શીરીનના બાબમાં પણ થયું તેણીએ બારણુ બંધ કીધુ અને પ્યાર ઉજાસ અને સલામતીથી ભરેલુ ઘર છોડીને દુનીયામાં દુખ તોફાન અને અંધારામાં મરવા બહાર પડી અને ત્યાં તેણે શું શું દુખ જોયું !

હવે આપણે કુંવરના ઘર તરફનો રસતો લઇએ અને ત્યાં શું શું બનાવ બન્યો તે જોઇએ,

જે દીવસે સાંજના રતન "જમશેદ" બાગ તરફ ગઇ તે દીવસે કુંવરબાઇ પોતાના આગલા ઓરડામાં બેસીને તેને પાછી આ વવાની રાહ જોતી હતી.

આખરે રતન આવી પુગી. આવતાનેવાર તે ઘણી થાકી ગએલી હોય તેમ એક ખુરશીપર બેસી ગઇ, કુંવરે તેણીને માટે ભોજન તઇયાર રાખયું હતું અને પોતે પણ સાથે જમી લેવાને રતનનીજ વાટ જોતી હતી. માટે તેણીએ રતનને ખાણાના સુફરાપર બેસવાને અરજ કીધી પણ રતને તે અરજ ના પાડી. કુંવરબાઇએ ઘણીં આજીજી કીધા છતાં જયારે રતને જમવાને નાજ પાડી તયારે કુંવર એકલીજ જમવા બેઠી.

કુંવર જમી ઉઠી કે રતને થોડોવાર પછી પોતાનો હાથ લાંબો કીધો અને કુંવરનો હાથ લઇ તેપર ચુમી કરી બોલી-

કુંવર, મને માફ કરજે કુદરતી રીતેજ મને તારાપર ચાહા થાએ છે અને તેથીજ તુને મારી એક છુપી વાત કહુ છું."

"કહ રતન કેહ, કારણ કે જો હું ભોલા હઇયાની. દીસુ છુ તોપણ મારીપર જે વિશ્વાસ મેલવામાં આવ્યો હશે તે કદી પણ ભંગ નહી કરીશ.

તે તો મારી ખાતરી છે અને હવે સાંભલ પણ સબુર પહેલો પહેલે આએ વાંચ એમ કહીને રતને પોતાની છાતીમાથી એક કાગલ કાઢીને તેને વાંચવા આપ્યો.

અરે એ શું કહેવાએ કુંવર તે વાંચયા પછીં બુમ પાડી ઉઠી.

એ જે છે તે છે. રતને જવાબ આપ્યો.

"એતો—" પોતાની પરોણીના મોહો તરફ જોતાં કુંવર બોલી.

"બેરામજી દાદાભાઇ મોટા શેઠનાનું પોતાની ઓરત રતનબાઇ જાંગીરજી તીરંદાજપર લખેલું કાગજ છે." રતને થંડે પેટે જવાબ દીધો.

"હા, પણ તેની એક બઇરીતો હતી." કુંવર ગભરાંતમાં બોલી ઉઠી.

"તેનો કાંઇબી રીતે બેરામજીએ વીચાર કીધો નહી. તેણે મને વતીક નહી જણાવયું કે એવી નજીવી જેવી ચીજ દુનયામાં છે." રતને કહયું.

"ઘણુંજ, ઘણુંજ નરસ કામ" કુંવર કંમકમી, કારણ કે તેણીના મનમાં આ વીચારતો કદી આવયોજ નહતો.

"નહીં, નરસ જેવું કાંઇ છેજ નહીં. આવી મોટી શરૂષ્ટીની ઉપર આટલી બધી વસતીમાં એવા ગુનેહગાર, દુ:ખીઓ અને કીના બાજો વસવાંજ જોઇએ."

"એ તો ભય ભરેલુ છે તેમા વધારો કરનારો ભાગ તો હાલનો તારો દેખાવ છે.

"હું ઘણીજ ઠંડી છું."

"હા ઉકલતા પાણીની કીટલી જેવી જેતું પાણી અંદરને અંદર ઉકલ્યા કરે છે અને જેવુ ઢાંકણુ ઉઘાડયું કે વરાલ બહાર નીકલી આવીને આદમીને દજાડે છે.

પણ મેં હાલતો સબુરી અખતયાર કીધી છે.

કેવી સબુરી, સીંહની માફક હાલતો મુંગી પડી રહી છું.

કે જેથી શીકાર તેને મુવેલો જાણીને તેની નજદીક આવે અને પછી તેના ઉપર ઘણી સહેલાઇથી તરાપ મારે છે.

"હા પણ હું તો તેની સાથે માફી બખશનાર છું ની."

"હા માફી તે વલી કેવી માફી કાંઇ જેવી તેવી તારી માફક એક રીછને જો કાઇ છેહદેછે તો તે પણ પોતાના શેકારને પકડે છે પણ પછી માફ કરીને તેનો જીવ એકદમ લેવાંને બદલે આસતે આસતે રીબાવી રીબાવી તેને મારી નાખે છે." કુંવર કમકમીને બોલી ઉઠી.

"તેં મારે માટે બરાબર વીચાર્યું છે કુવર મેં કાંઇ જેવું તેવુ દુખ ખમયુ નથી અને તે દુખ કાંઇ નાહની જેવી સજાથી વલી નથી રહેવાનુ."

"રતન, રતન એમ ના કરતી. તે જમને તો લાએક નોજ છે પણ તું તારો હાથ તેના લોહીમા બોળતી ના. કુંવરે મીનતજારી કીધી.

"મારા હાથ તેના લોહીમાં બોળુ શું! તેને મારી નાખુ શું? મારી આખી જીંદગી બરબાદ કરવાને માટે અને ખુસ મેલવવાને માટે તેને બસ. એકજ પલ દુખ દઉં અને એકજ ફતકે તેની શીક્ષા પુરી કરૂં. મારી છાતીમાં જે દુખના જતાપા નો ઇંગાર બલે છે તેને માટે તું કેટલું થોડુ જાણે છે.

"તો પણ સર્વથી ખરાબ ગુનેહગારને માટે મોત સર્વથી બદતર શીક્ષા છે." કુંવરે બાપડી જીભે કહયું.

"એમ ખરૂ કે! મોત શું ચીજ છે. હમેસગીની ઉંઘ અને નીરાંત મને હવે કદીબી ઉંઘ આવશે નહીં કે મારી છાતીમાં થી આ દાગો કદી ભુસરાશે? કદી નહી અને શું તું એમ ધારે છે કે તે કદી પણ નીરાંતે ઉંઘાશે કે સુખે ખાશે કે કદી પણ વીસરશે."

"ઠીક હું ખોદાનો ઉપકાર માનુ છું કે જેમ મેં ધાર્યું હતું તેમ તું દુઃખની મારી કાંઇ પણ જખુન કામ કરશે નહી."

"અને તોબી હું કહુ છું કે જે દુઃખ તેણે મને દીધું છે તે દુઃખને માટે (બેરામજી દાદાભાઇ) પોતાની નેસે નેસની રગોમાં તેના દીલના હાડકે હાડકામાં તેની જીંદગીની હરેક પલોએ ધ્રુજશે અને પસ્તાવો કરશે."

"બેશક જો તું તેના મારગમાં આડી નહી આવશે તો પણ જ્યારે તે વીચાર કરશે ત્યારે તે પસ્તાવો કરશે. પણ હું ધારૂં છું કે તું તેને આડે આવશેજ. તું તેની આ નેકી ખુબીની

વાત શવે લોકોમાં જાહેર કરશે અને તેથી તેને શવે લોકો ઠુંપી ખાશે. હા ખચીત આવી બેઆબરૂ તેને મોત કરતાં વધારે બદતર લાગશે."

"અને શું તું એમ ધારે છે કે હું તેને પ્રજામાં ખુલ્લો કરીશ અને મારૂં દુ:ખ અને કમબખતી દુનીયાના લોકોને જાહેર કરીશ? નહીં, નહીં, નહીં, નહીં," રતને પોતાનું ડોકું ધુનાવીને કહયું દુ:ખીણી હુંજ થાઉછું અને કીનો પણ હુંજ લઇશ."

તેઓએ એટલો લાંબો વખતવાર વાત કીધી કે ઘડીઆલ ની તકોરીએ મધરાતનો વખત થવાની ખબર કીધી.

હજુર તો ઘડીઆલની છેલ્લી તકોરી પડીને બંધ થઇ નહી હતી તેટલામાં તે બેઠા હતા તે કાચની બારીએથી જીણો ઠોકવાનો અવાજ આવ્યો.

કુંવરે જાણે કોઇ ભુત જોયો હોય તેમ કુદીને ઉભી થઇ.

પણ રતને તે ઠોકનારનો કુમરાયલો ચેહરો ઓલખ્યો અને તરતજ બારી આગલ ગઇ.

બારી બહારથી ઉઘડી અને એક નાખલી ચીઠી અંદર ફેંકીને તે આકાર નાબુદ થઇ ગયો.

"એ શું છે? કુંવરે બીકની મારી બુમ પાડી.

"તું નહી જાણતી?"

"મને કેમ ખબર પડે, મને તો શીરીનબાઇના ભુત જેવું કાંઇ લાગ્યું પણ હું નહી ધારતી કે તે હોય."

"અલબત તે શીરીનબાઇ પોતેજ હતી."

"શીરીનબાઇ પોતે આવી તોફાની રાતે મધરાતની વખતે બહાર! તેણી અંદર કેમ નહી આવી. તેણીની સાથે કોણ હતું! કુંવર હાંફતી હાંફતી દરવાજા તરફ દોડતી બોલી અને તે ઉઘાડયો,

"ઓહ તદન અંધારૂ ઘોર છે અને પવન બી ખુબ ફુંકે છે તેણી ઘેલી—ઘેલી થઇ હતી આવી વખતે બહાર નીકલી તેણીની સાથે કોણ આવયુ હશે! તેણી કેવીરીતે આવી અને તેબી શું સંદેશો લાવી હશે. હવે પાછી તેણીએ આંજ રાતના તો ઘેર જવુંજ નહી જોઇએ. શીરીનબાઇ શીરીનબાઇ શીરીન બાઇ કુંવર બુમ પાડતી બહાર દોડી.

"તેણીનો બોલો કે સાદબી સંભળાતો નથી કે નથી કાંઇ ગાડીનો ખખડાટ આવતો. જો તેણી પોતેજ આવી હોય તો પાછી ગઇ છે પણ હું ધારૂંચ કે કાંઇ અમથો બોલો હશે કુંવરે પાછી આવીને કહયું.

"અરે પણ તેને વાસ્તે એટલી કાલજી શાની જો! હોશે તેણીની સાથે કોઇબી માણસ આવ્યું તો હશેજ અને વખતને માટે પુછે તો હા, મધરાતનો વખત તો થયો છે, પણ તેમાં શું "મોટા ઘર ઓર ભુતકા દર" તે પ્રમાણે મોટા લોકોના ઘરના જુવાનીયાઓના વીચારો કાંઇ ઓર તરેહના હોય." રતને મશકરીમાં કહયું.

"હું ધારૂં છું કે બધું બરાબર પાર ઉતરે તો ઠીક." કુંવરે પોતાની મરજી વીરૂધ જાણે કોઇ ઘરબાર વગરના નીરાધારને બહાર રાખીને બારણું ધાંકતી હોય તેમ આસ્તે ધાંકયું.

"અને નહી ઉતરે તો તારામાતો કાંઇ બરાબર ઉંતરવાની શક્તી નથી." રતન બોલી.

"પણ તેણા બારીએથી શું અંદર નાખી ગઇ !"

"એ તો મારે માટે એક ચીઠી હતી તું વાંચતો ખરી." રતને એક ગગલની કાપલી આપતાં કહયું."

કુંવરે તે લીધી અને બત્તી આગલ જઇને વાંચી:—

"વખત પ્રમાણે મેં સર્વે ઠીકજ કર્યુ છે. તારા જંગલ વાસી ઘરે પાછી જા. અને શું અંત આવે છે તે જો. સર્વે શારૂજ થશે." શી. દી.

"શી. દી." કુંવરે આંખો ઉંચી કરીને પુછ્યું.

"શીરીનબાઇ દીનશાજી. હવે તારી ખાતરી થઇ કે આ નાદાન પરણેતર વતીક મારો હક તેની ઉપર વધારે હોવાને લીધે પોતાના હકો અને સાથે તેનું નામ તજી દીએ છે."

"તે તો હંમેશનીજ ફરેસ્તાઇ ખસલતની છે. પણ તું ! તું શું કરશે ?"—

"તેણીના કહેવા પ્રમાણે કરીશ. જે કામને માટે બેરામજી દાદાભાઇની ખરી હાલતની તપાસ માટે—હું આવી હતી તે ખલાસ થયું છે. હવે તો હું પાછી જઇને મારા વાહાલા પોતાને મલીશ અને—શું અંત આવે છે તે જોઇશ." તેણીએ મોટેથી હશીને કહયું.

"રતન ઠંડી થા, જ્યારે આ ફરેસ્તો એમજ કહે છે તો સર્વે સારૂજ થશે હું ધારૂંચ કે બીચારી બંધ ગાડીમાંજ આવી હશે !" વળી કુંવરે ફકર કીધી.

"અલબત તે જુવાન બાનુએ પોતાની સંભાલતો પોતેજ લીધી હશે."

"હાઆ! રતન તું કેવા કરરર અવાજે બોલે છે! પણ જો તું હંડી નહી પડે તો ખોદા ખાતર સુવા જા. તું ઘણીજ થાકી ગએલી છે, અને છેક મધરાત વીટી ગઇ છે.

"ગમે તે હોય પણ હું તુને હવે વધારે વાર ખોટી નઈ કરીશ કુંવર! વાસ્તે ચાલ મને બસ પડી રહેવાની જગા બતલાવ, અને તું સુવા જા.

"ચાલ ત્યારે આપણે અહીઆં નીચેજ સુઇશું કારણ કે ત્યાં વધારે બીછાણા છે." કુવરે પેલા ઓરડામાંથી બાહાર નીકલીને એક સામેનો ઓરડો જેમાં નાખલાં પણ સાફ બીછાના એક બે પેટીઓ, એક જુની ખખ ખુરસી હતી તેમાં જતાં કહ્યું.

"હું પેલી ધોલકીપર સુવું છુ માટે જો તુને કાંઇબી જોઇએ તો મને ઉઠાડજે." એમ કહી કુંવર પોતાના બીછાના પર પડી.

તે રાતે રતનને ઉંઘ આવી હતી કે? ને કુંવર સુતી હતી કે? શીરીને આરામ કીધો હતો કે?

તહીં દોડવા લાગ્યા ત્યારે પણ તે થાર કાંઇ નરમ નહી પડયો હતો.

સહવારનાં ઘરમાંના સઘળા માણસો ઉઠયા પછી લાંબો વખત સુધી શીરીન કોઇની નજરે નહી પડવાથી તેણીને માટે આખા ઘરમાં શોધ ખોળ ચાલી. તેઓ શીરીનના ઓરડામાં બરાબર તપાસ કરતાં હતાં તેટલામાં બેરામની નજરે પેલી વચમાની તેબલ પર પડેલુ કાગજ જણાયું. તેણે તે તરતજ ઉચકી લીધુ. તેણીના હાથેજ તે તેને નામનુ લખેલુ હતું તે ઉખેડયુ અને પહેલી થોડી લીટીઓ વાંચી ગયો અને પછી તદન ફીકો પડી જઇ પેલુ કાગજ પોતાના હાથમાં દાબીને પોતાની માયને કહ્યું.

"માએજી મહેરબાની કરી આ એ લોકોને અહીંથી બહાર કાઢો અને તમે પણ તમારા ઓરડામાં બેસો હું ત્યાં આવું છુ.

"પણ પેલુ કાગજ બેરામ" ભીખાઇજીએ અધીરાઇથી પુછયુ "એ તો મારી પરજ લખેલુ છે એમા એણીનુ ગુમ થવાનુ કારણ દરશાવેલુ છે મારે એકલાનેજ વાંચવુ લાજમ છે બેરામે જવાબ આપ્યો.

"પણ તારી શીરીન, તેણીનુ શું થયું ?"

"હું આશા રાખુ છું કે તદન સહી સલામત છે; પ્યારાં માતાજી મને એક પળ આ કાગજ વાંચીને વીચારવા દેવો પછી હું તમો આગળ આવુ છુ.

અજાએબી અને ચીંતાથી ચકચુર બની બધા લોકોને ઓરડામાંથી બહાર કાઢી ભીખાઇજી પોતાના બેટાને એકલો મુકી ગઇ.

તે એક ખુરશી પર તેઅલ નજદીક પડયો. પેલુ કાગજ લીધું તેને સાફ સરખું કરીને વાંચવા લાગો આ વખતે તેણે તે ધ્યાનથી અને પેહલેથી છેલ્લે સુધી વાંચ્યું.

તેમાં તેણીએ લખ્યું હતું કે બેરામનું સુખ તેજ તેણીને મનસે પોતાની જીંદગીનુ સુખ હતું અને જો આટલા વરસ સુધી તેણી અનજાણુ પણે તેના આ સુખમાં આડે આવી હતી તો તે તેણે માફ કરવું. જે ભલુ ઇચ્છનારા પણ ભુલાવો ખાધેલા માબાપોએ તેને એક નાલાયક ધીકારવા જોગ ગાંઠથી બાંધ્યો હતો, તેઓને હવે કદુઆ નહી દેવાને તેણીએ અરજ કીધી હતી. તેણીએ લખ્યુ કે હવેથી જનમ સુધી તેનેથી છુટુ રહેવા નીજ મતલબથી તેને મુકી ગઇ હતી કે જેથી તે તેણીથી કાયદાસર દરેક બંધનથી છુટો થાય અને પોતાની હંમેશની ફરેસ્નાઇ ખસલતથી તેણીએ ભીખાઇજીને કેટલાક પ્યારથી ભરેલા દીલાસાઓ લખીને અને તેને માટે કેટલીક સારી દુવાઓ ચાહી ને પોતાનો રૂકો ખતમ કીધો હતો અને નીચે તેની હંમેશની દુવાની ચાહનાર ભનરીજ શીરીનબાઇ દીનશાજીને નામની સહી કીધી હતી.

બેરાંમને તેણીનાં કાગલ પરથી કાઇબી બીજા બનાવથી એવુ વીચારવાનું કારણ હતું કે તેણી રતન વીશે કાંઇ પણ જાણતી હતી, પણ તેણે તેની તરફ અત્યાર સુધી પરનેતરને છાજે તેના કરતાં જે ઉલતી વરતણુક ચલાવી હતી તેથી તેણી દુઃખી થઇ હશે એવો વીચાર કીધો. તેણે જે પાપ કીધું હતું તેને માટે હવે કદુવા માગવા લાગ્યો અને જે કરતુકથી તે તેણીથી છુટો પડયો હતો તેને માટે હાએ અફસોસ કરવા લાગો.

જો અત્યાર સુધી તે તેણી તરફના પોતાના પ્યારના જોર ગહૅગપણા અને ફરજને માટે શકમંદ હતો તો આ પલથી તેને જણાયું કે તેણીને પોતાના જીગરના ઉંડાંણમાંથી ચાહતો હતો.

હવે તેણીને શોધી કાઢીને તે તેણીને જીવ કરતાં વધારે પ્યારી છે તે દેખાડવાનો તેણે ઠેરાવ કીધો પણ તેણીની શોધ તે કયાં ચલાવવી? તેણીએ આ તોફાની રાત કયાં પસાર કીધી અને હાલ તેણી કયાં હશે? કઇ જગાએ તેણે પહેલી પુછપરછ કરવી જોઇએ?

દેખઇતું હતું કે ઘરના અને આસપાસના લોકો તેણી વીશે કશુએ જાણતાં નહીં હતાં.

કુંવરના ઘર શીવાય તેને બીજી કોઇ પણ જગા એવી માલુમ નહી હતી કે જ્યાં તેણી થોડો વખત પોતાનો ઉતારો કરે હવે ત્યાં જવાને તેણે ઠેરાવ કીધો. તે ઉઠયો અને ઓરડામાંથી બાહેર નીકલી પોતાની માએને ખબર કરી જવાનું નકી કરે છે તેટલાં તેને એક એવી ચીજ નજરે પડી કે જેથી તે દગાઇ ને એક પુટલા જેવો ઉભો રહયો.

આ ચીજ પેલીજ રૂપાંની વીટી જે તેણે રતનને પરણતી વખતે પેહેરાવી હતી તે જે કબાટની કોરપર રતને મુકી હતી ત્યાંજ તે પડેલી હતી.

એક પળ તેને ચકકર આવ્યાં અને પછી તરતજ હુશીયાર થઇને તે તેજ હતી કે બીજી તેની ખાતરી કરવા પોતાના હાથ માં લીધી. તેની ખાતરી થઇ કે તે તેજ વીટી હતી, અને વળી તેમાં અંદરની બાજુએથી તેના બાપનું નામ હતું અધુરામાં પુરૂ હજુરતો તેની ઉપર અજાયબીથી તે જોતો હતો

તેટલામાં તેની નજર ડુચો થઇને પડેલા એક રૂમાલ પર પડી. કોઇ અજબ બસારતથી તેણે તે ઉંચકયો અને તેની કરચલીઓ સાફ કરીને જોવા ઉભો.

તેણે તેની ઉપર રતનનું નામ જોયું.

હવે દરેક વાત તેના ધ્યાનમાં ખુલ્લી ઉતરી.

હવે તેની ખાત્રી થઇ કે શીરીને સર્વે જાણ્યુ હતું. હા, જો કે પોતાની હંમેશની ફરેસ્તાઇ ખસલત પ્રમાણે તેણીએ પોતાની સોખનું નામ કે જરા ઇસારો વતીક નહી કીધો હતો, તે છતાં એતો ખુલ્લું થયું કે તેની અને રતન વચેની બાબદોથી તદન વાકેફગાર થઇ હતી.

પણ ત્યારે એ બાબદો તેણીને જણાવી કોણે? આ કાગજ અને વીટી કોણે મોકલી, અને કોણ લાવ્યુ હતું? તેની તેણે પહેલાં ખબર કાઢવી જોઇએ, અને તેટલા મારે તેણે મોટા સાદે "કોઇ અહીંઆ છે કે?" કરીને બુમ પાડી.

દોલતે આવીને હાજરી આપી.

"દોલત, અંદર આવ."

દોલત તાબે થઇ.

"હવે હું પુછું તેનો પાધરો જવાબ દે. કાલે અહીંયાં આપણાં ઘરમાં કોઇબી માણસ આવ્યું હતું?"

"કાલે બાપુરના તામી લોકો ખાવા બેસસ તે વખત એક જાંગલી જેવા દાકણ જેવા છોકરી આવ્યા ને કેયકે કુંવરના કાંઇ કેહવાના છે વાસ્તે શીરીનબાઇને તેના ઉરહામાં એકલાજ મલેય. હું તેને અહીં લાવેય ને બારણા બંધ કરીને બહાર

ઉભાં રેય કે જાએય કે કંઇ કચરે નહી ને પછી શીરીન ફરેવા જવા કાપડ બદલવા આવેય તારે હું હેઠે જાએય.

"એ છોકરી અંહીઆ કેટલો વાર ઠોબી હતી !"

"મને નહી માલુમ."

"વારૂ જા નીકલ."

દોલત નીચે બીજા ચાકરો આગલ કેવા ગઇ કે, ગઇ કાલે કોઇ દાકણુ શીરીનબાઇને મલવા આવીતી તે તેનો ભુત કરીને તેને કેઠે માખના આકારમાં ઉડારી લઇ ગઇ હતી.

"હાઆ," બેરામ એખલો પડતાંજ બોહલ્યો. "આખરે રતને મને હુંદી કાહડયો છે. મારાં આગલાં બગનથી વાકેફ થઇ છે, અને શીરીનને દરેક વાત જણાવીને પોતે જે બોલી હતી તે તેણે બોલેબોલ ખરૂં પાડયું છે. હા. જંગલી, હેવાં નીઅતથી ભરેલી, સેહતાંન, એથી તારા હાથમાં શું આવવાનું હતું ? હાઆ; પાપી, કુકરમી, આ હું તેનાં કેવાં કડવાં ફળ ચાખું છું. પ્યારી શીરીન, મધુર ગુલાબ, તું હાલમાં આવી ફફડતી ઠંડીમાં કોણ જાણે છે કે કયાં રખડતી હશે ! પણ નહી—મારે એમ વીચાર કરીને વખત ગુમાવવો નથી. મારે એની તપાસ કરીને જેમ બને તેમ જલદીથી પાછી ઘેર લાવવી જોઇએ" એમ બોલી બેહરામ તે ઓરડામાંથી બાહાર પડયો અને નીચે આવ્યો, જયાં તેને તેની માતા એક ખુરશી પર અધીરી થઇને બેઠેલી જણાઇ.

પોતાના પાપ, બદબખ્ત અને વીચારો તેણીને નહી જણાવવાની મતલબથી પેલું શીરીનનું લખેલું કાગજ તેણીના હાથમાં તેણે મુકયું અને બોહલ્યોઃ—

"મારાં પ્યારાં માતાજી, આથી તમુને શીરીનના ગુમ થવા વાશેનો કાંઇ ખ્યાલ આવશે. હું આશા રાખુંચ કે ખુદાની મેહેરબાનીથી તેણી કંઠે સહીસલામતી ભરેલી જગામાં હશે. હું હાલ તેણીની શોધમાં જાઉ છું."

જ્યારે બીખાઇજી પેલુ કાગજ વાંચતાં હતાં ત્યારે બેરામે શેહરીઆરને તેડીને પોતાનો ઘોડો તઇયાર કરવાની વરદી આપી.

"ચટ ચટ ચટ કેવું ખરાબ. બીચારી પોતાનાં પ્યારમાં સાચી અને મગરૂર પણ હીણાએલી ખચીત એણે જે પગલું ભર્યું છે તેમાં કાંઇ પણ અજબ થવા જેવું નથી, આજ સુધી કોઇ પણ સુંદરી તરફ એના જેવી નાલાયકી અને નાપસંદગી બતાવવામાં આવી નથી." તેની માએ પણ કાગજ વાંચતા બેરામના જેવીજ ભુલ કરીને કહ્યું.

"ખચીત ધીક્કારવા જેવુંજ છે—તારી તરફની બેપરવાહી મને મુદલ પસંદ નથી પડતી." તેણીએ ચલાવ્યું.

"પણ હું તેની તરફ જરાપણ બેપરવાહ હતો નહી માતાજી હું તેથી ઉલતોજ તેણીને મારા ખરા અંતકરણથી ચાહુછું."

આપણો જુવાન ફીકા ગાલ, ધ્રૂજતા હોઠે અને લથડતા સાદે બોલી ઉઠયો અને આ તેની બોલવાની ઢપજ બતલાવી આપતી હતી કે તે તદનજ સાચુ બોલતો હતો.

"ખચીત પણ હું ધારૂં છું કે તે તું મારાજ મોઢા પર કહેતો હતો." નરમાશથી બીખાઇજીએ ઠપકો આપ્યો. હાલ તેણી ક્યાં છે તે શોધી કાઢ અને જ્યારે તું તેણીને શોધવામાં ફતેહ પામશે ત્યારે જોશે કે તેણીનો જુસો કાંઇ નરમ પાડવા નું સહેલું નથી.

સવારીનો ઘોડો તઇયાર થવાથી બેહરામ પોતાની માતાની રજા લઇ શીરીનની શોધમાં નીકલ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### "અને મારી પ્યારી ત્યાં મલશે."

કુંવરબાઇને હંમેશા વેહલુ ઉઠવાની ટેવ હોવાથી જો કે ગઇ રાતના તેણી મોડેથી સુવા ગએલી હોવા છતાં સહવારના તેણી નજદીક સાત વાગે ઉઠી. આ વખતે ધુંમસ ઘણો પડતો હોવાથી સુરજની રોશનીને પોતાનો માર્ગ આ પૃથ્વીના દરેક ભાગ પર ફેલાવતાં બહુ મેહનત પડી.

"કેટલો ધુમસ પડે છે!" કુંવરે વીચાર્યું અને તેણી રાંધ ણીમાં ગઇ તો દીની દોસાં અને મેરવાન બેઉ જણા ત્યાં તાપણું કરતાં હતાં.

"તું કયારે આવ્યો હતો રે?" કુંવરે મેરવાનને પુછ્યું.

"રાતના ઠંડી ઘણીજ હોવાથી હું તો તુરતજ પાછો આવ્યો હતો. તું અને પેલી રતનબાઇ કાંઇ છુપી વાતો કરતાં હતાં તેથી તમારી વાતમાં કાંઇબી ખલલ નહી કરવાના વીચારથી હું સુઇ ગયો."

કુંવરે દીની દોસાંને ચહા પાણી તૈયાર કરવા કહ્યું અને પછી રતન સુતી હતી ત્યાં ગઇ. રતન ઉઠી કપડાં પેહરી પોતાની મુસાફરી ચાલુ કરવા તઇયાર થઇ ઉભી હતી.

કુંવરે તેને થોડા દીવસ વધારે થોભવાને બહુજ કોસીસ કીધી પણ રતને ના નુ હા નહી કહ્યું. અંને કુંવરે ઠાકીને ચાહ અને

નાસ્તો મંગાવ્યો. પણ રતન—આ જંગલી છોકરી જેણે મુંબઇ પગ મુક્યા પછી કાંઇ પણ ખાધુ નહી. ફક્ત બે ચાહેના પ્યાલા પી પોતાની ગાડી તઇયાર કરવાનું કહ્યું.

રતનને માટે ગાડી તઇયાર થતી હતી, તેવામાં પેલો લાકડાનો પુલ ઓળંગીને આવતો એક ઘોડેસવાર કુંવરની નજરે પડયો. અજાયબીની એક ધીમી ચીચારી પાડી તેણી તુરતજ બહાર દોડી અને શીરીનની શોધમાં નીકળેલા બેરામની સામે જઇ ઉભી.

તેને જોતાંજ તેણીનો ગુસ્સો ઉભરાઇ આવ્યો.

તો પણ પોતાની આંખો નીચીં કરીને તેને ઘોડાપરથી ઉતરી અંદર આવવા માટે ખસીને રસ્તો આપ્યો.

કુંવરબાઇ કેમ છો તેણે ઉતરતાંજ પુછ્યું "મારી ધણીઆણી અહીં આવી છે?"

"તમારી બેમાની કઇ ધણીઆણી" કરી પુછવાનો કુંવરને વીચાર આવ્યો પણ મશ્કરીનો વખત નહી હતો એવું વીચારી તેણીએ તે બોલો પોતાના હોઠ પર મારી નાખ્યા.

તેણીની ચંચલ બુદ્ધિએ તેણીને કહ્યું કે તે શીરીન વીષેજ પુછતો હતો અને ઘટતી પરીક્ષા કરવાના ઇરાદાથી આ નીર્દોષ પણ શયાની અબલાએ બેરામને રતન પાસેજ મોકલાવાનો નીશ્ચય કીધો. અને ટુંકમાં કહ્યું "હા તે હયાં છે. પેલા ઓરડામાં બેઠેલા છે."

અને બારણું ઉઘાડી તેણી તેને રતન જે ઓરડામાં બેઠી હતી ત્યાં લઇ ગઇ અને તેને અંદર દાખલ કરી પોતે બહાર આવી બારણું ઢાંક્યું.

## પ્રકરણ ૧૮ મું.

## બેરામ અને રતન.

બેરામ પેલા ઓરડામાં શીરીનને ભેટવાની ફિકરમાં દાખલ થયો.

તેણે એક પટલી ઓરતને શીરીનના જેવીજ શાડી પેહરી બેઠેલી જોઇ. તેણીની પીઠ બાહેરના બારણા તરફ હોવાથી અને વળી પોતાનું માથું હાથમાં નાખી દીધેલું હોવાથી બેરામને કંઇ પણ શક આવ્યો નહી, કે જેણીને તે શોધવા નીકલ્યો હતો તે તેણીજ હતી કે કોઇ બીજી અને તેથી તે તેણીની આગલ લાંબા હાથ કરી એકદમ દોડયો અને હાંફતો હાંફતો બોલ્યો.

"મારી પ્યારામાં પ્યારી ઓરત! મારે હાથે દુ:ખી થએલી નાર! શુગરાના ખોદાના કે તું આખરે મને સહીસલામત પાછી મલી છે! બસ તું મારા તરફના ખોલાસા સાંભલશે એટલેજ મને માફ કરશે."

અચાનક એક મોટી કાન ફાડી નાખે એવી ચીચારી પાડી રતન તેના લાંબા કીધેલા હાથોમાં જઇ પડી.

તેણીના દુખી વીચારોમાં આ બનાવથી તેણી એટલી તો ખુશી થઇ ગઇ કે તે પોતાનો સર્વ ગુસો અને દુ:ખ એકદમ વીસરી ગઇ. તેની હાજરી તેનો ચહેરો, અને તેનાં બોલ સર્વ તેણી પોતાનેજ માટે સમજતી હતી અને તેણીએ તેને તુરતજ માફ કીધું હતું તે બીજું સાંભલે શું કરવા? આવા દુખદાયક વખતે તેણી સર્વને જુઠી કેહતે તેણીની નજરમાં આ વખતે આખી દુનીયા જુઠી હતી અને ફકત તેણીનો—તેણીનો પોતાનો બેરામજ સાચો હતો! આ દુખના દરીયામાંથી નીકલી સુખના

સાગરમાં એકદમ આવતી વખતે જો તેણી મજબુત હૈયાની નહી હતે તો ખચીતજ બેશુધ થતે, એટલી તેણીને ખુશાલી ઉપજી હતી.

તેની છાતી ઉપરથી હવે તેણીએ પોતાનો હસતો આજુના મોતીઓથી મઢી લીધેલો ચહેરો ઉચક્યો અને બેહદ ખુશીથી ધ્રુજતા અવાજે તેણી બોલી—

'ઓહ બેરામજી! આખર તમો પાછા આવ્યા! ખરેખર તમે પાછા આવ્યા છો! અને શું હજુ તમો મને ચાહો છો તમો મને હમેશ સુધી ચાહતા આવ્યા છો! હા! સુખ! સુખ!! સુખ!!! સુખથી હવે હું ઘેલી થઇ જઇશ! બેરામજી છેલ્લા થોડાક દીવસો થયા હું ઘણુજ ખસુ છું! સુઇ હું આવતી. મેં તમો સાથે પાપ કીધુ છે મેં તમોને જુઠ્ઠા સતાવ્યા છે મેં તમો સામે પાપી વીચારો બાંધ્યા છે."

"રતન! ઓહ ખોદા! રતન!! તદન વીસમીત પામી બેરામ તેણી સાથ પ્યારથી વળગવાને બદલે ફકત નજરથી નીહાલતો ઉભો રહી બોલ્યો.

"હા મારી છાતીમાં તમો માટે એવા પાપી વીચારો ઉભા થયા એ ખચીત અજબ થવા જેવું છે. મારા પ્યારા હમેશના વહાલા ખાવીંદ પણ તમો તે વીષે મને માફ કરશો. રતન બેરામના ઉપલા બોલોનો જુદોજ અર્થ કરીને બોલી.

"રતન! રતન! બેરામ તેણી તરફ તીકતો ફરીથી બોલ્યો.

"કાંએ એમ કાંએ તમો મારી તરફ એમ અજાયબીથી અને દયાથી કાંએ જુઓ છો? હા હું સમજી મને ધ્યાન આવ્યું હું આટલી બધી બદસાઇ ગઇ છું તેથી તમો એમ

જુવો છો. હા ખચીતજ બેરામજી હું જાણું છું કે મારામા ખચીતજ ફેરફાર થઇ ગયો છે. જે તોફાની જુસાઓએ આજ એક માસ થયા મારા જીગરમાં વાસો કીધો છે તેઓએ મને તદન બદલી નાખી હશે પણ કાંઇ નહીં તમો પાછા મળ્યા છો એટલે હું થોડાજ વખતમા પાછી અસલ જેવી થઇ જવશ.' મારા દુખની એકબી નીશાની મારા ચહેરા પર રહેશે નહી પણ આવો બેસો તમો બી ઘણાજ થાકી ગયલા જણાવો છો અને ખુશાલીથી પુર હસતી રતન બેરામનો હાથ લઇ તે ખેંચવા લાગી.

પણ તેણીના હાથમાં જાણે અંગાર જલતો હોય તેમ તેણે તે હાથ તરત છોડયો અને પોતેજ એક ખુરસી પર બેસી જઇ પોતાના મોહ ઉપર હાથ ઢાંકયા

હજી પણ છેતરાઇને રતન તેની પછવાડે ગઇ અને તેની બાજુમાં બેઠી અને પ્યારથી તેના ગળામાં હાથ નાખી બોલી. "બેરામજી એ વીશે તમો કાંઇ ફીકર કરશોના. જોકે મારો દેખાવ બીમાર જેવો લાગે છે પણ હું કાંઇ તદન આજારી નથી. અને જો કે મારો ચહેરોજ બતલાવી આપે છે કે મેં ઘણુંજ ખમ્યું છે પણ તે છતાં હુ કાંઇ તદન બદલાઇ ગઇ નથી. મારી તરફ જોઓ નહી તો તમારા હાથ કાઢો કે હું તમોને જોઉં.

બેરામે પોતાના હાથ નીચે નાખ્યા અને ફરજના માર્યાએ પોતાની આંખો ઉંચી કરી તેણીના શક વગરની આંખો સાથ મેલવી અને પોતાનો દલગીરીથી કુમલાએલો ચહેરો બતાવ્યો કે જેથી તેણીએ વધારે ભુલાવામાં ગોતાં ખાધાં.

બેરામનો ગભરાટ અને દુખ આથી વધ્યું.

તે તેણીની આગલ સર્વ વાત કેવી રીતે કહે? કયા બોલો માંતે તેણીને કહે! તેણી ઠગાઇ હતી અને હંમેશની તજાઇ હતી.

'રતન" તે તદન ધીમાં અવાજે અંતે બોલ્યો "રતન મારે તને એક વાતનો ખોલાસો કરવાનો છે.

"પ્યારા બેરામજી તે તો તમો પેહેલે આવ્યા ત્યારેજ બોલ્યા હતાં, તો જો કે તે સાંભલવાની મને કાંઈ પણ ગરજ નથી. કારણ કે મેં તે ખોલાસો બીજાને મોઢેથી સાંભલ્યો છે. અને તેણેબી કાંઇ તમોરો વાંક કાઢ્યો નથી પણ અલબત તમોજ તમારો બચાવ વધારે સારી રીતે કરી શકશો માટે હું તઇયાર છું તેણીએ તેના તરફ પ્યાર ભર્યા ચહેરાએ જોઇને કહ્યું અને પછી તેનો ખોલાસો સાંભલવા લાગી.

---

## પ્રકરણ ૧૯ મું.

### જીવ પર જબરી—ખુનખાર કસમ.

રતન બેરામ તરફ પ્યારથી ન જુવે તો શું કરે? તેણી પાસે જે સખસ તેણી સાથ મહીનાઓ સુધી રહેલો, જેણે તેણીને પ્યારભરી બગલગીરીથી નવાજી હતી જેણે તેણીને પહેલીજ નંજરે જોતાં પ્યાર ભર્યા બોસો કાઢયા હતા અને પછી તેણીનો કુમરાએલો ચહેરો જોઇ અત્યંત દીલગીર થઇ ગયો. તે સખસ ગમે તેવો ભલો અને બુંડો કે ભલો, પાકી કે પાપી વચની કે બેવચની, વફાદાર કે બેવફા, પણ—તેણીનો ખાવીંદ હાલ તેણીની ગોદમાં હતો એટલે તેણી તદન સુખી અને ખુશી થઇ ગઇ હતી અને તેની ઉપર વધારે ફીદા થઇ ગએલ હતી.

"રતન" બેરામે ચલાવ્યું "જ્યારે હું તુંને પહેલી રાંદેરમાં પરણ્યો ત્યારે મુજને તારો ખાવીંદ થવાને તદન છુટો સમજતો હતો."

"મારી ખાતરી છે કે તમો તેમજ સમજતા હતા અને તમો તેમ છુટા હતાજ, તમારા મામાના મરતી વખતે થએલો તે ફારસ તમને કોઇ પણ રીતે બાંધતે કે બાંધશેજ નહી, રતને તદન વીશ્વાસથી કહ્યું.

"ગરીબ છોકરી, તું વધારે વખત ભુલાવામાં ના રહે" બેરામે દલગીરીથી હાય મારી કહ્યું.

"કાંએ તમે શું બોલોછો?" તેના સાથીએ ગુંચવાડામાં પડીને પણ બીન દેહસ્તે પુછ્યું.

"રતન, હું છુટો હતોજ નહી."

"હા, કદાચ કાયદાની રૂહે નહી પણ નીતીની રાહે તો છુટા જ હતા; જમશેદ બાગની પેલી નાંધલી ખુબસુરત છોકરી પોતેજ કબુલ કરે છે."

"રતન જે વખતે હું તુંને અજાણ પણે પરણ્યો તે વખતે મારો હાથ કુદરતી કાયદાથી બીજી સાથ બંધાએલો હતો."

"આપ સ્વાર્થ માબાપોના નહીં માફ થઇ શકે એવા કામથી જ્યારે તમો નાના હતા ત્યારે જોડાયલા છો. પણ તે ફકત નામના લગન હતાં, તે પેલી છોકરી પોતે કબુલ કરે છે."

"રતન, તેણીએ તે ફકત ઉદારતાની રીતે કબુલ્યું છે, અને વલી કદાચ મારી પરના પોતાના હકો ખબર નહી હોવાથી તેણી ને કબુલ થઇ હશે."

"મુદલ નહી-બેરામજી હું ખાતરીથી કહું છું કે તેણી પોતાના હકો સર્વ રીતે બરાબર સમજીને પછીજ કબુલ થઇ હતી.

"રતન" બેરામ હવે જીવ પર આવી બોલ્યો "મારી સામે જો, મારૂ સાંભલ, અને તારા મનમાનો ખતરો કાઢી નાંખ."

"ઓ મારા બાપ" રતન એક મોટી ચીચારી પાડી ઉઠી અને તેની તરફ એકી તગરે જોઇ બોલી "એ તમો શું બોલો છો?"

"હું એમ બોલુ છું ગરીબ છોકરી કે તારી સામે જે ઉભો છે તે શીરીનબાઇનો હકદાર ખાવીંદ છે અને તેણી—કાયદારૂપી ખુદરતી, નીતીરૂપી, અને સંસારરૂપી,—સર્વ હકોથી મારી બાયડીનુ નામ ભોગવવાને શકતીવાંન છે."

"અને—ત્યારે—હું—તમારી—કોણ—થાઉં ?

આ દુરભાગ્ય દુખી નારી, આ ભયંકર નહી જવાબ આપી શકાય એવો સવાલ પુછતી વખતે એવી તો ઝનુનપર આવી ગઇ હતી કે તેણીના દોલામાંથી જાણે આતસના સોહલા નીકલી બેરામની છાતીમાં આબાદ પેવસ્ત થઇ તેને બલ્યો બલ્યો કરતા હતા.

"અને ત્યારે હું તમારી કોણ થાઉં ?" તેણીએ ફરીથી પુછ્યું.

આ સવાલથી બેરામ ફીકો પડી જઇ તેણીની સામે ધીકકાર અને દયાની નજરથી જોવા લાગો. ધીકકાર એટલા માટે કે તે તેણીથી ડરતો હતો અને દયા એટલા માટે કે તેણે પોતે જ તેણીની હાલત આવી દુખી કરી નાખી હતી.

"તું રતન, તદન બેગુનાહ છે. એ પાપ જો એ પાપજ કહેવાય તો તે—મારે માથે હું લઉ છું અને તેના ફલ પણ

ભોગવવાને હુંજ તઇયાર છું. જેખી તેનું પરીણામ આવશે તે
ચાખવાને હું તઇયાર છું.

"અને તમે શું એમ ધારો છો કે એ જવાબથી બધું પટયું.
ણી તદન નરમ થઇ જઇને બોલી. અને તેણીની આ
નરમાસ તેણીના ખુમ બરાડા કરતાં વધારે દેહસ્તનાક હતી.

"ત્યારે તું કેવો જવાબ માગે છે?" બેરામે પુછ્યું બોલ
રતન બોલ બસ તું મને ફરમાવ અને હું હાજર છું. ફકત
હું મારૂં નામ તારી સાથ જોડી શકતો નથી. બાકી બીજું
સર્વ પૈસો ટકો, જરઝવેર, કે મારી સદાની ગુલામગીરી
તારીપર એનાયત કરવાને હું તતપર છું.

તેણીએ તેને મુંગો રહેવાને પોતાનો હાથ ઉંચો કીધો
અને પછી ધીમેથી પુછ્યું.

જમશેદ બાગમાંની પેલી નાની છોકરીને શું તમો ચાહો છો?

"રતન જે વખતે મારા જીગર અને તારી આંખોને
તારી ખુબસુરતીએ આંજી નાખ્યાં હતા તે વખતે હું મારી
માતા સીવાય બીજી કોઇ પણ ઓરતને ચહતો નહીં હતો."

તે તો મને પહેલેથીજ ખબર હતી પણ મારા સવાલનો
જવાબ કાંઇ એ નથી. તમો હાલ શીરીનને ચાહો છો?"

"રતન, જયારે મેં તુને મારી ઓરત કીધી ત્યારે હું તને
ચાહતો હતો. હવે એથી તું સમજી રાજી થા."

"એમ કદી થશેજ નહી." રતને ભાર મુકીને થંડથી કહયું
હું તમને તમારી આબરૂના અને તમારા જીવના સોગંદ
આપી પુછું છું કે, તમો શીરીનબાઇ દીનશાજીને ચાહવો છો?

"શીરીનબાઇ દીનશાજી નામની કોઇબી ઓરતને હું ઓલખતો નથી"—બેરામ હવે નહીં ખમાવાથી તદ્દન જીવ પર આવી જઇ બોલ્યો—"પણ હું મારી માનવંતી ધણીઆણી શીરીનબાઇ બેરામજીને મારા ખરા જીગરથી ચાહુ છું.

"બસ, એ ઘણું થયું" રતને થંડે કલેજે કહ્યું.

"મને ખબર છે કે મારા હાથપર દોલતપર, વારસપર, અને મારા હઇયાના પ્યાર પર ફક્ત તેણીનોજ કંઇ વાંધા વગરેનો હક છે અને તેથીજ કોઇ બીજાનો હક હું તદ્દન જુઠો પાડુ છું."

"હું કાંઇ હક માગતીજ નથી મને કસાંપર દાવો કરવાની કંઇ જરૂર નથી. આ તજાએલી છોકરીએ તદન શાંત અને જવાબ આપ્યો.

બેરામે જ્યારે અણી ઉપર આવ્યું ત્યારે ગમે એટલું દુખ છતાં તદ્દન ખુલેખુલુ જાહેર કરવાને કંઇ પણ બીધો નહી, પણ જ્યારે તેણે રતનને તદન શાંત અને થંડી જોઇ ત્યારેજ તે પસતાયો અને તેણીના તરફ બીકથી જોવા લાગ્યો.

તેણીનું મોઢું આગલ કરતાં વધારે ફીકુ અને સ્થીર હતું. તેણીએ પોતાના હાથો પીસેલા હતા. તેણીની આંખો ભોંય તરફ ફેરવાએલી હતી. તેણીના મનમાં શું થતું હતું તે કોઇ પણ તેણીના ચહેરા પરથી કહી શકતે નહી.

"રતન" બેરામે તદન નરમ પડી ધીમેથી કહ્યું "જે દુરભાગ્ય પ્યારે મને ભુલવણમાં અને તુંને દુખમા ગીરફતાર કીધી છે તે વીશે મારા કરતાં કોઇ પણ વધારે પસ્તાવો નહી કરશે. મને ફરીથી કહેવાની રજા આપ કે તારી ખુબસુરતીથી જ્યારે

હું અંજાયો ત્યારે હું તુંનેજ ચાહતો અને મારો હાથ તુંને બક્ષવા માં મેં કાંઇભી હરકત જોઇ નહી, પણ જ્યારે હું અહીં પાછો ફર્યો અને જ્યારે મારી નાનપણમાં થએલી ધણીઆણીને આટલા વરસ પછી પાછો મલીયો, જ્યારે મેં તેણીને ખીલીને સરવથી સરસ ખુબસુરતીનો સીંગાર પામેલી દીઠી, જ્યારે મેં જોયું કે તેણીનું નીખાલસ હઇયું આટલા બધા વરસની જુદાઇ અને બચગીથી મોટી ઉમરમાં આવવા છતાં ફક્ત મારીજ સેવા અને ભક્તી કરવામાં મશગુલ હતું. જ્યારે મેં જોયું કે તેણી ધરમના ફરમાનથી—નીયમોથી અને માણુસાઇ કાયદાઓથી મારીજ સાથ મજબુત ગાંઠથી બંધાઇ હતી અને તેણીજ મારી હકદાર ઓહરદાર હતી. જ્યારે મેં જોયું કે આટલા બધા વરસો છતાં તેણી મારી તરફજ પોતાના ખાવીંદ તરીકે જોતી હતી અને મારે માટે ધીરજથી રાહ જોતી હતી ત્યારેજ મેં મારી ફરજ સમજીને બીજા ધયાના માણુસો જે કરતે તેમ કીધું. હું તેણીને ચાહવા લાગ્યો તેણીને વખાણવા લાગો અને તેણીની ભક્તી કરવા લાગો રતન એ સર્વ મારા નશીબની વાત છે."

"ત્યારે તમોએ વખત અને જગા ફરજ અને રીતીને અનુસરીને એ સરવ કીધુ છે નહી? તેણી ઘણુંજ શાંતીથી બોલી.

તેણીની આ નડી સાંખી શકાય એવી શાંતી અને નરમાશ થી હવે બીહીને બેરામ બોલ્યો.

"રતન જે કાંઇ થયું છે તેમાં તારો કાંઇ વાંક નથી. તે વખતે તું પોતાને મારી હકદાર ઓરત સમજતી હતી પણ મેં પાપ કીધુ છે—ઘણુંજ મોટું પણ અજાણું—પાપ કીધું છે અને રતન તે માટે હું મારા જીગરથી પસતાઉં છું અને મારી જીંદગીના છેલ્લા દીવસવેર પસતાહશ."

"મુંગા રહેવો હું તમને ઠપકો નથી આપતી:
"હું તો જાણુ છું દુખી પણ માયાળુ નાર."

આ વખતે રતને પોતાના હોઠો કરડ્યા.

"રતન, તેણે અરજ કીધી વધારે દયાળુથી, કહેકે તું મને માફ કરે છે.

"માફ કરવા જેવું તો એમાં કાંઇ નથી." તેણીએ ઘણીજ શાંતીથી જવાબ આપયો.

"અમીરી ખવાસની માયાળુ નાર તારાં—?"

તે વધુ બોલવા જતો હતો પણ જાણે વીજલીનો ફડકો લાગ્યો હોય તેમ ચોંકીને તે મુંગો રહી ગયો.

તેની સામે સફેદ પુણી જેવા ફીકા સ્થીર ચહેરાની સુકાયલા લોહી વગરના હાથોની થંભ ચલકતી આંખોએ અને આકાશ તરફ ઉંચકેલા હાથોએ રતન ઉઠી અને ઉભી રહી.

"એમાં મને માફ કરવા જેવું કાંઇ રહ્યું નથી. તેણી ઉંડા ધાડા ધીમા પણ ભયંકર અવાજે બોલી "મને માફ કરવા જેવું કાંઇ નથી પણ બધાનો કીનો લેવાનું રહયું છે. અમારો વીસવાસ ભંગ થયો ને અમારી પરોણાગતનો ગેરકાયદે લાભ લેવાયો છે. અમારી દોસ્તીનો દાગો થયો છે અમારૂ ઘર ઉજડ થયું છે મારા બુઢા બજરંગ બાપની આબરૂ ધુળ મલી છે અને તેની બેટી બેશરમ થઇ છે—ટુંકમાં એકજ બોલમાં અમોએ તારી બે બદામની જીંદગી બચાવી તેના બદલામા તેં અમારી બેઉની જીંદગીનો નાસ કીધો છે. હમણાંજ અને અહીંઆજ ખોદાને હાજર નાજર જાણીને ખોદાની પેદા કીધે

વહેવારથી ભવીષ્યમાં મને મલનારાં બાલક રૂપી વારસોના કસમ લઇ તારા એ પાપને હું તુને અને તારાં વાહલાંઓને શ્રાપ દેઉ છું કે તેઓ આ દુનીઆમાં હંમેશના દુખી થજો અને જો હું આ શ્રાપ કદી પણ પાછા ખેંચુ તો તે મારી પર અને જેઓને હું ચાહુ તેઓ પર આફતના વાદળ રૂપે પડજો."

આ શ્રાપ દેતી, પોતાના હાથો આકાશ તરફ ઉંચા કરી તે આંખોમાં બલતા તાપે આ હઇયાતી મેલી પણ તુટેલા જીગરની છોકરી ઓરડામાંથી બહાર પડી અને પરેલ ખાતેથી તેણી ગુમ થઇ ગઇ.

---

## પ્રકરણ ૨૦ મું.

## અપમાન પામેલો ગરીબ બીચારો બેરામ.

રતન તેને ઉપલા કીનાના શ્રાપો દઇ મુકી જવા પછી બેરામ તેજ જગાએ થંભ થઇ ઉભો રહયો અને રતન જે બોલો બોલી ગઇ હતી તે તેને હવે તીરની માફક લાગ્યા. તેને હવે તે રતન સાથ પરણ્યો તે પછી જાંગીર તીરંદાજના ઘરમાં જે બોલો રતન એક બેવફા આશક પર કીનો લેવાના બોલી હતી તે યાદ આવ્યા અને તે આખા તન બદનમાં ધ્રુજવા લાગ્યો.

અંતે કુંવરના અંદર દાખલ થવાથી તે ચોંક્યો અને પોતે જે કામ માટે ત્યાં આવ્યો હતો તે યાદ કરીને તેને પુછવા લાગ્યો.

"કુંવરબાઇ હું અહીં વેર મારી ધણીઆણીની ભાળ કાઢવા

"તમારી કઇ ધણીયાણી" હવે તો કુંવરબાઇથી નહીં ખમાવાથી તે અંતે બોલી ઉઠી.

"કુંવરબાઇ, આ કાંઇ મશ્કરી મજાખ કરવાનો વખત નથી. પણ મને કહો કે ગઇ સાંજ પછી તમોએ શીરીનબાઇને જોઇ છે?"

"જો તમોએ મને બીજું કાંઇ પુછ્યું હતે તો હું તેનો જવાબ મુદલ આપતે નહીં, પણ મને તે બચારી હીનભાગય દુઃખી નારની દયા આવવાથીજ કહું છું કે હા મેં જોઇ છે. અને તેબી વળી મધરાતે, ઠંડીમાં હારમાં અને એખલી અટુલી આ બારી આગલ."

"યા ખોદા, એ હું શું સાંભલું છું? કુંવરબાઇ, બહેન કુંવરબાઇ મને કહે કે તું તેણી વીષે કાંઇબી વધુ જાણે છે?"

"હું કાંઇબી જાણતી નથી, ફક્ત ગઇ રાતના જ્યારે હું મધરાતને વખતે તમારી બીજી ધણીઆણીની હકીકત સાંભલતી હતી અને જે વખતે હમો એક લડાઇમાં જઇ આવેલા પેહલવાને પોતાનો એ બદામનો જીવ ઉગાડનારાંઓને બે આબરૂ કરી કેવી રીતે ઉપકારનો બદલો અપકારથી વાળી આપ્યો હતો તે વીષે બોલતાં હતાં, ત્યારે આ બારી આગલ કાંઇ ઠોકવાનો અવાજ આવ્યો અને હું જોઉં છું તો શીરીનબાઇ! તેણીએ બારી ઉંચાડી એક ચીઠી અંદર નાખી જે તમારી બીજી ધણીઆણીએ લઇ, વાંચીને બાળી નાંખી. એ પછી તેણી ચાલી ગઇ–ક્યાં ગઇ તે હું નથી જાણતી. પણ તે માટે તમે બીહવો છો શું કરવા? તેણી મરી જશે તો પોતાના જીવની જશે! તમારા માટે તો તમોએ રાંદેરમાં બીજી અગાઉથી તઇયાર

ગગડાવી કાઢ્યો. એ લોકો મોઢેથી બોલી ગયાં કે ગરપછાંતના ગોલા ફેંકી ગયાં! એ શું હશે? બધાં જણા દલગીર જેવા કેમ જણાય છે?"

---

## પ્રકરણ ૨૧ મું.

### ઘરબાર વગરની શીરીન.

આ અરસો વખત શીરીનબાઇ કયાં હતી? આપણે તેણીને તેણીના ઘરના ઓટલા પર મુકી આવ્યા છીએ. અહીં તેની જરા વાર ઠોબી પણ પાછી હીંમત કરી તુરતજ બહાર પડી અને અફડાતી ઝીંકાતી જેમ તેમ તંતોસીને અંતે કુવરના ઘર નજદીક આવી લાગી. અહીં આવી તેણીએ પેલી બારી ઠોકી અને પછી તુરતજ એક ચીઠી અંદર નાખી ચાલી ગઇ. આ વખતે જો કે દારૂની સાથ પુશકલ તોફાન થતું હતું અને રાત તંદન અંધારી હતી તે છતાં જ્યાંથી પગ સુકાય ત્યાં મુકી દોડવા લાગી. કારણ કે તેણીએ જોયું હતું કે તેણીને જોતાંજ કુવર ચીચારી પાડી ઉઠી બારણું ઉઘાડી બહાર આવી હતી અને મોંટે મોટે બુમો પાડતી હતી. પણ આથી તેણીના નબળા પડી ગયલા અને ઠંડીથી અકડેલા પગોમાં વધારે જોર આવ્યું અને કુંવરના ઘરની ગલીની બહાર નીકલી તેણીએ હવે બાસતી ગામો તરફનો રસ્તો લીધો. તેણી એટલી તો જોરમાં ચાલવા લાગી, કે તેણીની પીઠે ફુંકતા પવનની પાંખો પર ગોયા તેણી સવાર થઇ ઉડતી હતી.

છેક પરોઢયું થવા આવ્યું ત્યારે શીરીન પોતાના ઘરથી ઘણાક માઇલ દુર નીકલી ગઇ હતી અને આખરે છેક કુરસાની

નજદીકના મોરલ ગામમાં એક ખેતરમાં તેણનો પગ સડવાથી તેણી પડી ગઇ. પણ આ વખતે તેણીથી પાછું ઉઠાયું નહીં. આ વખતે તેણીનું મગજ ગુમવા લાગ્યું. તેણીના હાથ પગ ઊંચકાયા નહીં, તેણીની છાતીપર કાંઇ ભાર પડયો હોય એવું તેણીને લાગ્યું અને તેની ત્યાંજ પડી રડતી રડની બબડી.

"યા ખોદા! અગરજો આવીજ રીતે મારૂં મોત છે તો હું ખુશીથી તારી સનમુખ આવવાને તઇયાર છું. કારણ કે આ જેહાનમાં હવે મારે માટે કોઇભી જગા રહી નથી." એટલું બોલી ખોદાનું નામ જબાન પર લઇ શીરીને પોતાનો દંમ બંધ કીધો.



## પ્રકરણ ૨૨ મું.

### પરગજુ ફીરંગીઓ.

તે દીવસે સહવારના નજદીક ચાર વાગે ખેડુત આનતોન ડી ગામા પોતાના બેટા જોન સાથ ઘાસથી લાદેલું એક ગાડું ભરી ભાયખલે વેચવા આવવા માટે પોતાના ગામ મોરલથી નીકલ્યો.

જો કે ઘણીજ ઠંડી પડતી હતી, પણ આ મેહનતુ માણસ તે ઠંડીને પણ ટકર મારી અને પોતાના બલદયાને હાંકતો અને તે તેજી જનાવરોને જલદી પુગવાને માટે વધારે હીંમત આપી દોડાવતો નીકલ્યો.

તેઓ પોતાનાં ખેતરની બહાર નીકલ્યા અને નજદીક અરધોક માઇલ ગયા હશે તેટલાં બલદને પોતાની હાઠીમાંની

આર ભોકવાને કાઢવા માટે તેણે કાઠી બહાર કાડી પણ તે તેનાં કપડાંમાં ભેરવાઇ ગઇ જે વધારે જોર કરતાં તેના હાથમાંથી ઉડીને ઘાસમાં જઇ પડી. બુઢા આનતોને પોતાનુ ગાડું એકદમ ઉભું રાખ્યું અને પોતાના દીકરાને તે લઇ આવવા હુકમ કીધો.

જોને તુરતજ કુદકો મારયો અને ઘાસમાં પોતાની લાકડી તંતોસવા લાગ્યો, તેટલાં તેના હાથને કાંઇ પોચું પોચું લાગ્યું અને તે તરતજ બુમ પાડી ઉઠયો.

"શું છે જોન" તેના બાપે પુછયું !

"અરે અરે અહીં કોઇ માણસ પડેલું છે."

બુઢાજી તરતજ ગાડાંપરથી કુદી પડયા અને જઇને જોય છે તો પોતાના બેટાએ કહેલું ખરૂં પડયું. તેણે તુરતજ પોતાના મજબુત હાથોમાં તે મુંદડું ઉઠાવયું ! અને બોલીયો.

"એતો કોઇ ઓરત છે!"

"હા, પણ એ છેક અહીં વેર આવી તોફાની રાતની વખતે શું કરવા અને કેમ આવી હશે!" જોને પુછયું "અને એ જીવે છે કે મરી ગઇ છે?"

"કોણ—જાણે? કાંઇ માલમ નથી પડતું!" પેલા બુઢાએ જાણે એક નાંધલું બાલક હાથમાં ધરયું હોય તેમ ધરીને કહયું "પણ હવે આપણાથી આગલતો વધારેજ નહીં. એ કોણ જાણે કોણ હશે? જોન, ગાડામાં બધું ઘાસ સરખું કરી નાખ અને ધાબલી તે ઉપર પાથર. આપણને પાછું ઘેર ફરવું જોઇએ અને ત્યાં એને સુધ્ધીમાં લાવવાને બનતું કરવું જોઇએ. પછી જીવવું મરવું તે એના નસીબની વાત છે!"

એટલું બોલી તેઓએ પેલું મુંદડું ગાડામાં બેઉ જણની ધાબલીમાં વીંતાલીને મુકયું અને ગાડું મહા જેહમતે બલદયાઓને મારીને પાછું ધર તરફ ફેરવ્યું.

"મેં તમો લોકોને ના નહીં કહયું હતું કે તમારેથી નહીં જવાશે !" પેલા ખેડુતની બઇરીએ પોતાના ધણી અને દીકરાને પાછા આવતા જોઇને કહયું. પણ તુરતજ પોતાના ખાવીંદના હાથમા કાંઇ ઉંચકી રસોઇખાનામાં જતાં જોઇ પોતાના બેટાને પુછયું "જોન, એ શું છે?"

"એતો કોઇ બચારી છોકરીનું મુડદુ છે. અમોએ એને બહારના ખેતરમાં પડેલું જોયું" આનતોને ખોલાસો કીધો અને પછી રાંધણીમાં સુકાં લાકડાં, પાતરાં વગૈરે સળગાવી ખુબ તાપણું કરી પેલી ઓરતને સેકવા લાગ્યો અને તેના ભીણાયલાં કપડાં પોતાની ઓરત પાસે કઢાવી તેનાંજ બીજાં કપડાં તેણીના આંગપર નખાવ્યાં. આ રીતે ગરીબ બચારી શારીનની એક સખી વજુદ ફીરંગીના ધરમાં ધણી માવજત થઇ.

માસીસ આનતોને પોતાની ત્રણે બેટીઓને ખોલાવી અને ગરીબ ગામડાંમાં પણ મેહનત કરી કસાયલી અને લાલ ચણોતી જેવી ત્રણ ખીલતી જુવાનીની કલીઓ ત્યાં દોડી આવી અને પોતાની માયના ફેકત નજરનાજ ઇસારાથી પેલી દરદી અબળાની માવજત કરવા સામેલ થઇ.

"મેરી" પેલી ડાહી માતાએ પોતાની એક બેટીને હુકમ કીધો. "દોડ, અને પાસેના ઓરડામાંનું પેલું બીછાનું સાફ કરી તઇયાર રાખ. સુસન તું જઇને મારા ઓરડામાંથી કાંઇ

ગરમ કપડાં લઇ આવ. 'જેન, તું જા અને થોડોક મદીરા એક વાટકામાં નાખી ગરમ કરી લઇ આવ. જેન, તારૂં અને તારા બાપનું હવે અહીં કાંઇ કામ નથી. તમો તમારે કામે જાઓ. અમો એ બચારી ગમે તે હશે તો પણ એની બરદાસ્ત લઇશું અને બનતી મેહનતે એને જીવાડશું.

આ માયાળું ઓરતના હુકમ તુરતજ બજા લાવવામાં આવ્યા.

તેણીએ પોતાની બેટી જેન સાથ એક ધાબળી પાંઠરી તે ઉપર શીરીનબાઇને સુવાડી અને તેણીનાં બધાં ભીનાં કપડાં કાઢી નાંખી તેણીનું આંગ ખુબ તરેહથી મસલવા લાગી.

"માતાજી, એણી તો કોઇ પારસીની જાતની દેખાય છે, અને વલી કોઇ ઉંચા ખાનદાનની હોય તેવું દીસે છે. આએ એણીનું બદન જોવોની? કેવું મઝાનું છે? આ સારી કેવી સુરસ રેશમી છે! ખચીત એણી કોઇ ઉંચા કુલની દીસે છે?

પેલી પરગજુ માતાએ પણ શીરીનના હાથ મસલતી વખતે જોયું હતું કે તેણીનાં આંગલાંપર એક ઘણાજ કીમતી હીરાની વીંટી હતી. આ સર્વ ચીજો જોયાથી તેણીની ખાતરી થઇ કે તેણી કોઇ ઉંચા ખાનદાનની હતી અને તેથી તેણીને જીવાડવાને તેણીએ વધારે ઉલટ બતાવી. તેઓએ તેણીને ગરમ લુંગડાં પેહવડાવ્યાં અને બીછાનાપર સુવાડી ખુબ તરેહથી તેણીના આંગને રગડીને ગરમી આપવા લાગ્યાં તેઓની મહેનતનું ફલ અંતે મલયું. પેલી દરદીની છાતી ઉંચકાવા લાગી, ગલામાંથી શ્વાસ નીકલવા લાગ્યો. તેણીના હોથો હાલ્યા, અને તેણી પોતાની

માંજરી, નરમ પણ ગમગીન ચશમો ખોલી આસપાસના નવા દેખાવપર અજબ થઇ જોવા લાગી.

મીસીસ આનતોને તેણીના મોમા પેલા દારૂનો એક ચમચો નાખ્યો જે તેણી તુરતજ પી ગઈ અને તેની અસરથી જરા વધારે હુશીયાર થઇ ગભરાઇને પુછ્યું.

"આ કઇ જગા છે? હું અહીં કેમ આવી?"

"તમો મીત્રોના ઘરમાં છો. કાંઇ ધાસ્તી ના કરો. હાલતો આએ જરા પીને સુઇ જાઓ કે જરા તમને હુંફ આવે." એટલું મુસલમાની ભાશામાં બોલી પેલી પરગજુ સ્ત્રીએ શીરીનના મોઢાં આગલ પેલું દારૂનું ગલાસ ધર્યું.

શીરીને મુગે મોઢે તે પીધુ અને તદન નબલી પડી જવાથી તેની ઘેન ચઢવાથી તેણી કેવી હાલતમાં હતી, ત્યાં કેમ અને શા માટે આવી હતી તે કાંઇપણ પુછયા કે યાદ કર્યા વગર સુઇ ગઇ.

મીસીસ આનતોન પણ ઓરડામાં બારી બારણાં બંધ કરી બહાર આવી. તેણીને આનતોન સાહેબ જેવણ રાંધણીમાં બેસી તાપણું કરતા હતા તેવણે પુછ્યું.

"એ કોણ છે તે વીશે તેં કાંઇ જાણ્યું?"

"નહી, હજુર તેણી બરાબર હુશીયાર નથી થઇ અને હાલતો સુઇ ગઇ છે. હું ધારૂં છું કે તેણી જાગશે ત્યારે, સર્વ કેહશે."

શીરીન સુતી. તદન શાંતીથી સુતી. ગરીબ બીચારી દુખી નાર! તેણી કયાં જાણે છે કે પોતાના સગાં વહાલા અને

પ્યારાં દોસ્ત આશનાવોને છોડી એકલી અટુલી પરજાતમાં અને તે પણ પોતાના ઘરબારથી કેટલી દુર કયાં આવી પડી છે? ઉંઘ, મીઠી ઉંઘ! દુખી આદમીને સઉથી વધારે દીલાસો દેનાર તો તું છે અને જેટલું વીદવાન ડાકટરોની દવાથી નહી થઇ શકે એટલું તું કરી શકે છે, પોઢ, શીરીન પોઢ, તારાં નશીબમાં હજુ કેટલું દુખ વેઠવાનું હશે તે જાણ્યા વગર હાલ તો તું મીઠી નીંદ્રામાં વખત કાઢ!

---

## પ્રકરણ ૨૩ મું.

### ગેર ઇનશાફ.

શીરીન જયારે પાછી ઉઠી ત્યારે તેણીને પોતાનું દુઃખ પાછું યાદ આવ્યું. તેણી કેવી રીતે અને શા માટે આ જગાએ આવી પડી હતી તે તેણીના ધ્યાનમાં આસ્તે આસ્તે આવ્યું. પોતે પોતાનું ઘર કેવી હાલતમાં છોડી આવી હતી તે પાછું યાદ આવવાથી તેણીને ઘણું દુખ થયું, પણ વધારે દુખતો એ ઉપજ્યું કે તેણીને જે સવાલો પુછવામાં આવશે તેનો તેણી કેવી રીતે જવાબ આપશે?

કોઇબી રીતે તેણી તે ઉડાવશે. તેણીએ ઠેરાવ કીધો કે ગમે તે રીતે "મોટા શેઠ" ના ખાનદાનનું નામ દઇ તેને જરા પણ જગની બત્રીસીએ ચઢાવવું નહી. પણ ત્યારે તેણીની પોતાંની હાલત અને આબરૂને ધોકો પુગશે તેનું કેમ? કાંઇ ફકર નહીં. તેણી હવે આ જગતમાં એખલી હતી અને તેણીને નરસ બોલાસે તો તેથી બીજા કોઇને કાંઇ નુકશાન

જવાનું નથી એટલે તેણીએ એ, વાત પણ નક્કી કીધી કે "મોટા શેઠના" ખાનદાનનું નામ મુદ્દલ દેવુંજ નહીં.

તેણી ઉપલા વીચારોમાં કેટલોક વખત પડી રહી. અંતે પેલી ખેડુતની ઓરતને આવી બારણું હલવેથી ઉંધાડયું અને રખે તેણી જાગી ઉઠે એવી બીકથી ધીમે ધીમે બીછાના આગળ ગઇ.

"હું જાગું છું" શીરીને ધીમેથી કહયું.

"હાલ તમો કેમ છો ?" મીશીસ આનતોને પુછ્યું "જરા ચાહ મંગાઉ તે પીવો" અને તેણીએ પોતાની બેડી પાસ ચાહ અને કાંઇ નાસ્તો મંગાવ્યો અને પછી આગલ પુછવા લાગી.

"ગરીબ છોકરી, તું રાતના આવી વખતે શું કરવા બહાર નીકલી હતી ?

'ભલી બાઇ, મેહરબાની કરી મને કાંઇ પણ સવાલ ના પુછો, હું તમને કાંઇબી કહી શકીશ નહી."

પેલી એકીનદાર ઓરતને શીરીનના આ બોલવાથી શક ઉપજ્યો અને તેણી વીષે ખોટું ગુમાન લઇ ગઇ.

"તમોએ મારો જીવ બચાવીને મારીપર મોટી મેહરબાની કીધી છે તો પુરી કરીને મને મુગી મુગી અહીંથી જવા દો."

'શુ ? ત્યારે તમો મને કાંઇ પણ જવાબ દેવાને ના પાડો છો ?" પેલી નીરદોષ માતાને શીરીન વીશે વધારે શક આવવા લાગો.

"તમો દલગીર ના થાઓ. પણ મારેથી મુદ્દલ જવાબ નહીં દેવાશે."

"હું નહીં ધારતી હતી કે તમારો જીવ બચાવ્યો તેના બદલામાં હું તમારૂં નામ વટીક જાણીશ નહીં. તમારી આબરૂ ચીશે મને ઘણું ઉચું મત હતું."

શીરીનને આ સાંભલી ઘણું લાગી આવ્યું. પણ તેણી શું કરે? અંતે નાસ્તો આવવાથી ફક્ત પોતાના ગુસ્સે થયલા મેજબાનને ખુશી કરવા તેણીએ જરા ખાધું અને પછી ઉઠીને જવાને તઇયાર થઇ.

'કયાં જાઓ છો?" મીસીસ આનતોને પુછ્યું.

"મારી મુસાફરી ચાલુ કરવા."

તું તદ્દન બેઅક્કલ છે, છોકરી, રસ્તો હાલ એટલો તો ખરાબ થઇ ગયો છે અને હજુર તોફાન એટલું ચાલે છે કે તારા જેવા એક નારથી તો મુદ્દલ જવાશેજ નહીં. અને જો તું જબરીથી જશે તો તારીપર આપઘાત કરવાનો મહા કરપીન ગુનાહ લાગુ પડશે."

"નહીં—ગમે તે થશે પણ હું આપઘાત તો કરનારજ નથી." શીરીને એવા અવાજથી કહ્યું કે પેલી ઓરતને કહેવાની ફરજ પડી.

"પણ જેમ તેં ગઇ રાતના કીધું હતું તેમ જે લોકો પોતાના જીવને જોખમમાં નાખે છે અને તેઓનું મરણ નીપજે છે તેઓ પણ ગલાંમાં ફાંસો ખાઇ કે ઝેર ખાઇ આપઘાત કરનારા જેટલોજ ગુનેહગાર ઠરે છે."

"અફસોસ! એ તો હું મુદ્દલ જાણતી ન હતી. યા ખોદા! આ કેવો કેહર! આ કેવો સીતમ! મારૂં શું થશે? અફસોસ!

ખોદા મારૂં મોત કેમ નથી લાવતો? મુવેલી હું શું કરવા જીવતી થઇ? ઠીક છે, મેહરબાન બાઇ, હું તારા કહયા પ્રમાણે આજની રાત તારાજ મકાનમાં કાઢીશ."

એટલું બોલી શીરીન પોતાના બીછાનાપર પડી અને પેલી ઓરત તેણીને વાશે શું ધારવું તેના ગુંચવાડામાં તે ઓરડામાંથી બહાર નીકલી.

તેણીના વરે તેણીને તે છોકરી વીશે પુછ્યું ત્યારે તેણી બોલી કે "મારા ધારવામાં તો એ કોઇ લુચી ઓરત નજરે આવે છે."

"નહીં માતાજી," જોને પોતાનો વીચાર જણાવયો, "જો એ લુચીજ હતે તો પોતા માટે કાંઇપણ જુઠી અને પોતાને અને પોતાને ફાયદાકારક વાત ઉભી કરી તમને કેહતે. માટે હું તો ધારૂં છું કે એ બચારી કોઇ સારી, આબરૂદાર, પણ વાખાની મારેલી છે."

બુઢા આનતોન બાવાનો પણ એવોજ વીચાર તેવણે જાહેર કીધો.

પેલી ત્રણ બેહેનોએ પણ પોતાની માતાને પોતાનો વીચાર પણ જોનને મલતોજ જણાવયો.

"ચાલો, મેં તમુને તેણી વીશે પુછયું નથી. તમારા જેવી નાદાન દુકતીઓને બીજી ઓરતો વીશે ધારવાનું અને વીચારવાનું તે કેવું? ખબરદાર, જો તમારામાંની કોઇબી તેણીના ઓરડામાં ગઇ છે અને તેણી સાથ કાંઇ પણ વાતચીત કીધી છે તો!"

પેલી માતાએ પોતાની બેટીઓને પોતાના તાબામાં રાખીને દમ ભરાવ્યો.

તેઓએ તે દીવસ ગાલી કાઢયો. અને બીજે દીવસે સહવારના તેઓ જલદી ઉઠયાં અને બનતી ઉતાવળે આનતોન અને તેના બેટાનો નાસતો પાણી કરી આપી ગાડાં સાથ રવાના કીધા અને પછી મીસીસ આનતોન શીરીનવાળા ઓરડામાં ગઇ, પણ તેણીની અજાએબીનો સું પાર? નહીં મલે ત્યાં શીરીન કે નહીં શીરીનના કપડાં! પણ તેણીનાં પોતાનાં કપડાં શીરીને કાઢી ઘડી વાલી પેલાં બીછાનાપર બધાં દેખાઇતાં મુકી ગઇ હતી.

"છોકરીઓ! આવો તો, રાંડ પેલી દુકતી આપણા ઘરમાંથી નાસી ગઇ છે માટે ચાલો તો મારી સાથ આપણા બધાં કપડાં અને જણસો જોવા લાગો તો!"

શીરીનને આ કેટલો ગેર ઇનસાફ! કેટલું અપમાન!

---

# પ્રકરણ ૨૪ મું.

## "જાંગીર તીરંદાજ"

પોતાની ગાડી બારણા આગળ તઇયાર ઉભેલી હોવાથી રતને તેમાં કુદકો માર્યો અને બલદયાની પીઠમાં એક આખી આર ચલાવી દઇ તેઓને ચારે પગે છોડી મુકયા, કારણ કે તેણી એક ચીતાની માફક પોતાના દુશમનને હેરાન કરવાને છેરાઇ પડી હતી. માંદી શું ચીજ છે તે તેણી હવે તદન વીસરી ગઇ. તેણી હવે કીનાથી તદન ઘેલી જેવી થઇ હતી.

તેણી મહા જેહમતે હમેશ પોતાનો ખાર ગરીબ બચારા બળદયાઓપર કાઢતી. અંતે અરાજનં ખાતે પોતાના ગામ-ડામા તે આવી પુગી. રસતમ તેણાને જોઇને કાંઇ પણ રીતે અચરત થયા વગર તેણીને આવકાર દેવા ગયો અને પોતાની આ નાની પણ વ્હાલી બાઇનો ચહેરો જોયો. તેને તુંરતજ જણાયું કે તેણીપર કાંઇ ઘણું મોટું દુઃખ આવી પડ્યું હતું અને તેણી તદન હાલ બેહાલ થઇ ગઇ હતી.

"બાવાજી પાછા આવ્યા કે, રૂસતમ!" તેણીએ તેને તુરતજ પુછ્યું.

"નહીં, રતન, તેવણ તો નજદીક ત્રણ મહીનાં પછી આવવા કહી ગયા છે માટે હજુર તેવણને આવતાં નજદીક પંદર દીવસ લાગશે." પેલાં વેંહતીઆએ જવાબ આપ્યો.

રતન જઇને પોતાના બીછાનામાં પડી અને મોતની રાહ જોવા લાગી.

જાંગીરજી તીરંદાજ પંદર દીવસ વીતી ગયા પણ આવ્યા નહી. એક મહીનો વીતી ગયો પણ તેવણની હાજરી મલે નહી. રતન હમેશાં પોતાના મનમાંને મનમાંજ પોતાના દુઃખના અને તેના ફીનાના વીચારો કરી મુજાયા કરતી હતી.

અંતે જાંગીરજી પાછા આંવ્યા. પણ આ વખતે જેવા તેવણ ગયા હતા તેવા પાછા નહી આવ્યા, તેવણનામાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. તેવણ હવે તતાર-ચાલતા હતા, મજ-બુત પગલાં ભરતા હતા, અને દરેક વાત હસીને અને ખુશી થઇને કરતા હતા.

પેલી માતાએ પોતાની બેટીઓને પોતાના તાબામાં રાખીને દમ ભરાવ્યો.

તેઓએ તે દીવસ ગાલી કાઢયો. અને બીજે દીવસે સવ-વારના તેઓ જલદી ઉઠયાં અને બનતી ઉતાવળે આનતોન અને તેના બેટાનો નાસતો પાણી કરી આપી ગાડાં સાથ રવાના કીધા અને પછી મીસીસ આનતોન શીરીનવાલા ઓરડામાં ગઇ, પણ તેણીની અજાએબીનો સું પાર? નહીં મલે ત્યાં શીરીન કે નહીં શીરીનના કપડાં! પણ તેણીનાં પોતાનાં કપડાં શીરીને કાઢી ઘડી વાલી પેલાં બીછાનાપર બધાં દેખઇતાં મુકી ગઇ હતી.

"છોકરીઓ! આવો તો, રાંડ પેલી દુકતી આપણા ઘર-માંથી નાસી ગઇ છે માટે ચાલો તો મારી સાથ આપણા બધાં કપડાં અને જણસો જોવા લાગો તો!"

શીરીનને આ કેટલો ગેર ઇનસાફ! કેટલું અપમાન!

---

## પ્રકરણ ૨૪ મું.

### "જાંગીર તીરંદાજ"

પોતાની ગાડી બારણા આગળ તઇયાર ઉભેલી હોવાથી રતને તેમાં કુદકો માર્યો અને બલદયાની પીઠમાં એક આખી આર ચલાવી દઇ તેઓને ચારે પગે છોડી મુકયા, કારણ કે તેણી એક ચીતાની માફક પોતાના દુશમનને હેરાન કરવાને છેરાઇ પડીં હતી. મારી શું ચીજ છે તે તેણી હવે તદ્દન વીસરી ગઇ. તેણી હવે કીનાથી તદ્દન ઘેલી જેવી થઇ હતી.

તેણી મહા જેહમતે હમેશ પોતાનો ખાર ગરીબ બચારા બળદયાઓપર કાઢતી. અંતે અશાજનં ખાતે પોતાના ગામડામા તે આવી પુગી. રસતમ તેણાને જોઇને કાંઇ પણ રીતે અચરત થયા વગર તેણીને આવકાર દેવા ગયો અને પોતાની આ નાની પણ વ્હાલી બાઇનો ચહેરો જોયો. તેને તુરતજ જણાયું કે તેણીપર કાંઇ ઘણું મોટું દુઃખ આવી પડયું હતું અને તેણી તદન હાલ બેહાલ થઇ ગઇ હતી.

"બાવાજી પાછા આવ્યા કે, રૂસતમ!" તેણીએ તેને તુરતજ પુછયું.

"નહીં, રતન, તેવણ તો નજદીક ત્રણ મહીના પછી આવવા કહી ગયા છે માટે હજુર તેવણને આવતાં નજદીક પંદર દીવસ લાગશે." પેલાં વેંહતીઆએ જવાબ આપ્યો.

રતન જઇને પોતાના બીછાનામાં પડી અને મોતની રાહ જોવા લાગી.

જાંગીરજી તીરંદાજ પંદર દીવસ વીતી ગયા પણ આવ્યા નહી. એક મહીનો વીતી ગયો પણ તેવણની હાજરી મલે નહી. રતન હમેશાં પોતાના મનમાંને મનમાંજ પોતાના દુઃખના અને તેના કીનાના વીચારો કરી મુઝાયા કરતી હતી.

અંતે જાંગીરજી પાછા આવ્યા. પણ આ વખતે જેવા તેવણ ગયા હતા તેવા પાછા નહી આવ્યા, તેવણનામાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. તેવણ હવે તતાર-ચાલતા હતા, મજબુત પગલાં ભરતા હતા, અને દરેક વાત હસીને અને ખુશી થઇને કરતા હતા.

પણ અફ્સોસ ! રતન બીચારી પોતાના બાપની આ ખુશાલી સમજી નહીં અને તેના એ ફેરફાર માટે કાંઇ પણ દરકાર કીધી નહી. તેણી પોતે પોતાના દુખમાં એટલીતો ગીરફ્તાર હતી કે પોતાના બાપનાં સુખને તેણીએ આડી નજરે પણ નહીં જોયું. તેણી હમેશ તેનાથી દુરની દુર રેહતી અને જેમ જેમ દીવસો જવા લાગા તેમ તેમ તેણી બીજાં લોકોની પણ નજરે પડવાને બીહતી હતી. આસ્તે આસ્તે તેણીએ પાછી પોતાના અસલી રીતભાતો અખત્યાર કીધી અને જંગલોમાં એકલી રખડવા લાગી.

થોડો વખત વેરતો તેણી પેલા ગુફામાં પણ ગઇ નહીં કારણ કે તેની ફકત યાદથીજ તેણીને આગલું સુખ યાદ આવી તેણીને દુખથી દેવાની બનાવતું હતું.

આ રીતે રતન પોતાના એક વખતના સુખ અને શાંતીથી ભરેલા ગોફાથી દુરની દુર રેહતી હતી. પણ આખરે તેણી વખત જતો ગયો તેમ તેમ ત્યાં જવા લાગી. તેણીએ તે ગોફાની અંદર ભોંયપર ઘાસ નાખી તેપર એક સેતરંજી લઇ જઇ બીછાવી. પછી ધીમે ધીમે તેમાં તેણીએ એક મારલી; એક કાંસીયો, એક ટકીયો, ખુરસી વગેરે લઇ જઇ મુકયું. આ ગોફામાં હવે તેણી પોતાનો આખો આખો દીવસ ગાળી નાખવા લાગી, અને જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ તો તેણી પોતાના પીતાથી છુપી આવી, આખી રાત ત્યાંજ એકલી કાઢતી હતી. એક દીવસ એ પ્રમાણે તેણી પોતાના ગોફામાં જવા ઉતરી તે વખતે તેણીના બાપે તેણીને તેડી અને તેણી તેના ઓરડામાં ગઇ.

"રતન! હું ધારું છું કે તું હાલ જરા વધારે લેવાતી જાય છે. તુને શું થાય છે? અને સાડી કાંય પેહરી છે? શું કાંઇ જીવને ગમતું નથી?" તેણે પોતાની બેટીને આગલ તેડી એક ખુરસી પર બેસાડી વહાલથી ઉપરાસાપરી સવાલો પુછવા.

"હું કાંઇ આજારી નથી પણ મને ઠંડી લાગે છે." રતને બેદરકારીથી જવાબ દીધો. "ઠંડી! તો ઠંડી નહીં કાંય લાગે? તું આખો દીવસ અને સારી રાત બહાર રજડે છે તેથી તુંને અલબત સરદી થવીજ જોઇએ. પણ જો દીકરી, હવે આપણે જે નવાં લોકમાં વસવા જઇએ છીયે ત્યાં તારે એ તારી ચાલ ચલણ તદન તજવી પડશે. આપણે જે થોડાક દીવસ હયાં રેહનાર છીયે તેટલા વખતમાં તારી દવા દારૂ કરવા એક વઇદને ગંહેરથી હું બોલાવી મંગાવીશ."

'નહીં, નહીં, નહીં, હું કાંઇ આજારી નથી અને મારી જીંદગીમાં મને ઠંડી વાગી નથી. એતો જરા આજે પવન વધારે છે તેથી એમ થાય છે" રતને ગભરાઇને કહયું.

'ચાલ, ત્યારેતો ઠીક છે. હવે દીકરી મારે તને એક એવી વાત કેહવી છે કે જે સાંભલ્યાથી તારાં દીલમાંથી સરદી અને ઠંડી સઉ હમેશની જતી રેહશે."

રતન ચોંકી પણ તેણીના બાપના ચેહરા તરફ જોતાં તેણીની ખાતરી થઇ કે તે કાંઇ બીજીજ વાત કેહવાનો હતો. તેણીનું પોતાનું દુખ તે મુદલ જાંણતો ન હોતો.

"રતન, તેં કદીબી તારા બાપ વીશે એમ ધારયું હતું કે જે નામે તુંને તે જાણીતો છે તેનાં કરતાં વધારે સારૂં નામ અને માન તે ધરાવે છે!"

"નહીંજી."

"ત્યારે, દીકરી, આજે મારાં ખરાં નામે ઓલખ! હું પોતે ખાન સાહેબ હોરમજી અરદેસર છું અને તું જંગલમાં વસ્તા જાંગીર તીરંદાજની બેટી રતન નહીં પણ રતનબાઇ હોરમજી અરદેસર ખાન સાહેબ છે."

રતન પોતાના બાપની ખુશાલીમાં ભાગ લઇ શકી નહીં, તેણીએ તેની તરફ તીકયા કીધું પણ તેણીનો બાપ એવું સમજ્યો કે તેણી તદન અજાએબીમાં ચકચુર થઇ ગઇ હતી અને તેથી તે વધારે ખુશી થયો અને બોલ્યો.

"હા, દીકરી રતન, તું પુનાના એક માનવંતા ખાન સાહેબ હોરમજી ઉમરીગરની બેટી થાય છે."

"ઉમરીગર!" રતને એક નાની જેવી ચીસપાડી અને પોતાના હાથ આંખોપર ઢાંકી તેણી ખુરશીપર અઢેલી બેસી ગઇ. કારણ કે તેણીને કાંઇ શક પડયો. શીરીનના બપાવાનું નામ પણ અરદેશર ઉમરીગર હતું.

"કાંએ રતન શું છે? તેણીંના બાપે તદન અજબ થઇને પુછયું.

રતનને આ વખતે પોતાની હાલત તપાસવાની હતી, માટે ઉચું જોઇ બોલી "નહી, બાવાજી, આ બધું તમો મને કેહેવો છો તેથી હું તદન અજબ થઇ ગઇ હતી; પણ પીતાજી, એવું તે શું બન્યું છે કે છેક રહી રહીને હાલ તમો મને તમારૂં ખરૂં નામ અને ઓધ્ધો કહો છો તથા બીજા લોકોમાં જઇ વસવા બોલો છો.

દીકરી, આગલા વખતમાં થયલા એક બલવામાં સાંમેલ હોવાનું અને અંગરેજ સરકારની સામે કાવત્રાં કરવાનું મારી ઉપર તોહમત મેલાયલું હતું તેથી હું નાસભાગ કરૂં છું. પણ હાલ તે તહોમત ઉડી ગયું છે અને તે સાથ મારી જપત થયલી દોલત પણ મને સરકારે પાછી બક્ષી છે.

"ત્યારે તો હવે તમો પુણે શીધારશો?" રતને ફક્ત તાહેલું કરવાના વીચારથી પુછયું.

'નહીં, પેહલે હું મુંબઇ જઇ તને મારી એક સાવકી બેહન ત્યાં રહે છે તેના તાબામાં ઉંચે દરજજેની કેલવણી આપવા મુકીશ. તું જાણે છે કે હું સરકારી અમલદારોથી દરતો હતો તે છતાં મેં થોડાક માસની વાતપર પેલા બેરામજીને શા મા માટે આપણે ત્યાં ઉતારો આપ્યો હતો?"

રતને પોતાનું મોહ ફેરવી પોતાના બાપની નજરે પડતો પોતાના ફીકા ચહેરો ફેરવ્યો.

"એ બેરામજી તે કોઇજ નહીં પણ મારો ભાણેજ થાય. તેની માતાને દાદાભાઇ મોટા શેઠનાની ધણીઆણી બીખાઇજી તે મારી બહેન થાય. તુંને ખબર હતી કે જે વખતે તું બેરામજીની સારવાર કરતી હતી ત્યારે તું તારા પોતાના મશીઆઇ ભાઇનીજ જીંદગી બચાવતી હતી?"

"નહીજી." રતને તાંણી તોડીને જવાબ દીધો.

"હવે દીકરી, આપણે દસ યા પંદર દીવસમાં અહીંથી કુચ કરીશું, માટે તુને જે કાંઇ લેવું હોય તે બધું તઇઆર બાંધી રાખ, અલબત તુંને જે કાંઇબી અહીંથી પસંદ પડતી ચીજો હોય તે લેવાને મારી રજા છે. તુંને કાંઇ કપડાં જોઇશે

માટે ફુરસતમને તારી સાથ લઇ આ રૂપ્યાછે તે લઇને શંદર જજે અને ગમે તે કપડાં ખરીદી લાવજે." એટલું બોલી તેણીનાં બાપે એક રૂપીઆથી ભરેલી ભારી કોઠલી તેણીના હાથમાં મુકી.

રતને તે લીધી અને પોતાના બાપની ભાગા તુટા શબ્દોમાં રજા લઇ ઓરડાની બહાર નીકલી અને પેલી કોઠલી તુટેલાં જીગરે અને દરદી દીલે એક ખુણામાં ઉશાડી નાખી તે ઘરની બહાર દીવાની જેવી નીકલી પેલી નદીના કીનારા આગલ અહીંથી તહીં દોડવા લાગી.

આખરે તેણી તેના કીનાપરની રેતીમાં પડી અને દુઃખની મારી છાતી કુટી, બાળ તોડી, રડવા લાગી—

"આહા! હવે શું કરૂં? હવે કોણુની મદદ લઉં? મારો બાપ પોતાનાં સુખ અને સારાં નસીબથી ઘણો ખુશી થયો છે, અને મને પણ તે સુખમાં ભાગ લેવા કહે છે. પણ હું તો તેનાં સુખમાં કવચની પેઠે આડી પડી છું? મેં તો તેને મલેલી આબરૂની ધુલધાની કરી નાંખી છે! અફસોસ! એ હું કેમ ખમું? મારૂં મોત કેમ નથી આવતું? મોત! ઓ મોત! હાલ તું બીજા ખીલતાં આશવંત રોપાઓને કચડી નાંખે છે તેના બદલામાં મારા કરમાઇને રીબતા રોપાને એકદમ તોડી નાખ! જે લોકો તને નથી તેડતાં તે લોકો પાસના જા અને મારી આગલ આવ! મને અહીંથી ખેંચી જા! મારો જાન લે, કારણ કે હું મુવેલાંઓને શરમ લગાડી તેઓનાં હાડ ધુજાઉં છું. અને જીવતાની જીંદગીમાં કાતેલ ઝેર ભેળું છું! આવ મોતના મુબારક પેગામચી આવ અને હું અભાગતી કમબખત નારને અહીંથી લઇ જા."

તેણી ચોંકી, અને પછી ઉભી થઇ. જે જગાએ તેણી ઉભી હતી ત્યાં નદી ઘણી ઉંડી હતી અને પાણી પણ તદ્દન શાંત દેખાતાં હતાં.

"ખચીત આ જગા શાંતીને લાયક છે" તેણીએ પાછું બોલવા માંડયું "અહીં હમેશની શાંતી છે. આપઘાતનો ગુનાહ કાંઇ ઘણો ભારી નથી. કોઇએ એવું કરયું નથી. મેં કોઇ વાચ્યું નથી. હું એટલું જાણું છું કે એ પુન્યનું કામ નથી પણ તેમ એ કાંઇ દરેક વાતે નહીં માફ થઇ શકે એવો ગુનાહ નથી! મારાં પાપપર ઢાંકણુ વાલવા મારે મરવુંજ જોઇએ. મારા બાપની આબરૂ જાળવવા મને મરવુંજ જરૂરત છે! ખોદા! હું પસતાઇને આખરે મરૂં છું! એટલું બોલી પોતાના બેઉ હાથ આકાશ તરફ ઉંચા કરી તેણીએ એકદમ કુદકો મારયો. પણ તુરતજ કોઇએ પછવાડેથી મજબુત હાથે પકડીને તેણીને પાછી એંચી.

---

## પ્રકરણ ૨૫ મું.

### નીમક હલાલ નોકર.

રૂસ્તમ કે જે રતનની પછવાડે પછવાડે ફરતો ત્યાં આવી લાગ્યો હતો તેણેજ રતનનો હાથ ધરી લીધો અને બોલ્યો, "રતન, અવીચારી રતન, હજુર તારો મરવાનો વખત નથી આવ્યો! તું નથી જાણતી કે આપઘાત કરનારાઓને માટે આ દુન્યામાં તેમજ બીજી જેહાનમાં રાહત અને આરામ છેજ નહીં."

માટે રૂસતમને તારી સાથ લઇ આ રૂપ્યાછે તે લઇને રાંદેર જજે અને ગમે તે કપડાં ખરીદી લાવજે." એટલું બોલી તેણીનાં બાપે એક રૂપીઆથી ભરેલી ભારી કોઠલી તેણીના હાથમાં મુકી.

રતને તે લીધી અને પોતાના બાપની ભાગા તુટા શબ્દોમાં રજા લઇ ઓરડાની બહાર નીકલી અને પેલી કોઠલી તુટેલાં જીગરે અને દરદી દીલે એક ખુણામાં ઉશાડી નાખી તે ઘરની બહાર દીવાની જેવી નીકલી પેલી નદીના કીનારા આગલ અહીંથી તહીં દોડવા લાગી.

આખરે તેણી તેના કીનાપરની રેતીમાં પડી અને દુઃખની મારી છાતી કુટી, બાળ તોડી, રડવા લાગી—

"આહા! હવે શું કરૂં? હવે કોણની મદદ લઉં? મારો બાપ પોતાનાં સુખ અને સારાં નસીબથી ઘણો ખુશી થયો છે, અને મને પણ તે સુખમાં ભાગ લેવા કહે છે. પણ હું તો તેનાં સુખમાં કવચની પેઠે આડી પડી છું? મેં તો તેને મલેલી આબરૂની ધુલધાની કરી નાંખી છે! અફસોસ! એ હું કેમ ખમું? મારૂં મોત કેમ નથી આવતું? મોત! ઓ મોત! હાલ તું બીજા ખીલતાં આશવંત રોપાઓને કચડી નાંખે છે તેના બદલામાં મારા કરમાઇને રીબતા રોપાને એકદમ તોડી નાખ! જે લોકો તને નથી તેડતાં તે લોકો પાસ ના જા અને મારી આગલ આવ! મને અહીંથી ખેંચી જા! મારો જાન લે, કારણ કે હું મુવેલાંઓને શરમ લગાડી તેઓનાં હાડ ધુજાઉં છું. અને જીવતાની જીંદગીમાં કાતેલ ઝેર ભેળું છું! આવ મોતના મુબારક પેગામચી આવ અને હું અભાગની કમબખત નારને અહીંથી લઇ જા."

તેણી થોભી, અને પછી ઉભી થઇ. જે જગાએ તેણી ઉભી હતી ત્યાં નદી ઘણી ઉંડી હતી અને પાણી પણ તદ્દન શાંત દેખાતાં હતાં.

"ખચીત આ જગા શાંતીને લાયક છે" તેણીએ પાછું બોલવા માંડયું "અહીં હમેશની શાંતી છે. આપઘાતનો ગુનાહ કાંઇ ઘણો ભારી નથી. કોઇએ એવું કરયું નથી. મેં કહે ચાહ્યું નથી. હું એટલું જાણું છું કે એ પુન્યનું કામ નથી પણ તેમ એ કાંઇ દરેક વાતે નહીં માફ થઇ શકે એવો ભારી ગુનાહ નથી! મારાં પાપપર ઢાંકણ વાલવા મારે મરવુંજ જોઇએ. મારા બાપની આબરૂ જાળવવા મને મરવુંજ ઘટારત છે! ખોદા! હું પસતાઇને આખરે મરૂ છું! એટલું બોલી પોતાના બેઉ હાથ આકાશ તરફ ઉંચા કરી તેણીએ એકદમ કુદકો મારયો. પણ તુરતજ કોઇએ પછવાડેથી મજબુત હાથે પકડીને તેણીને પાછી ખેંચી.

---

## પ્રકરણ ૨૫ મું.

## નીમક હલાલ નોકર.

રૂસ્તમ કે જે રતનની પછવાડે પછવાડે ફરતો ત્યાં આવી લાગ્યો હતો તેણેજ રતનનો હાથ ધરી લીધો અને બોલ્યો, "રતન, અવીચારી રતન, હજુર તારો મરવાનો વખત નથી આવ્યો! તું નથી જાણતી કે આપઘાત કરનારાઓને માટે આ દુન્યામાં તેમજ બીજાઇ જેહાનમાં રાહત અને આરામ છેજ નહીં."

"રૂસ્તમ તેં શું કીધું છે તે તું જાણતો નથી." રતન તેની તરફ જોઇ નાસીપાસીથી રેતીમાં પડી જઇ બોલી.

"હું જાણું છું, બેટી, હું સર્વ જાણું છું. મને ખબર છે કે મેં તને થોડી પલનાં દુખમાંથી હમેશના જલતા આતશમાં જતાં અટકાવી છે! પણ રતન, ઘોરમાં દટાવા પછી આપણાથી કોઇબી રીતનો પસતાવો થઇ શકતો નથી. પસતાવો કરી ખોદાની માફી મેલવવા માટે આએજ દુન્યા સરજેલી છે.

"રૂસ્તમ, પણુ વધારે સરસ કીયું? બેઆબરૂ કે મોત?"

"અલબત્ત મોત, પણ હાલ તને મોતની કાંઇબી જરૂર નથી! દીકરી, મારી દીકરી, જે નોકરે તને આજ સોળ વરસ થયાં પોતાના હાથમાં રમાડી ખોલામાં ઉછાળી મોટી કીધી છે, જેણે નાનપણમાં તને રમાડી છે તેની ઉપર વાશ્વાસ રાખ અને તે પોતાની જીંદગી પણ તારે માટે ખરચી તને સુખી કરશે."

"રૂસ્તમ, તું શું માગણી કરે છે તે તું થોડુંજ જાણે છે. શા કારણ માટે હું મરવા તઇયાર થઇ છું તે તું નથી જાણતો."

"દીકરી, હું સર્વે જાણું છું, અને તેથીજ તારે જીવવું જોઇએ."

"મારે જીવવું જોઇએ! હા, હું કીના અને વેરને ખાતરજ જીવીશ."

"પણ ખોદાનું ફરમાન છે કે કીનો અને વેર આદમ જાતને માટે નથી. એક આદમને દુ:ખી-કરનાર પર તે પોતાનો કેહર વરસાવ્યા વગર રહેતો નથી."

રતન એકદમ પુકારી રૂસ્તમને પણ કમકમાત છુટે એવી રીતે બોલી "હા આઆ! ખોદા કરેને તેનો કેહર તેની ઉપરે

વરસે! તે હંમેશનો દુઃખી થઇ ફરે! પોતાની રગેરગમાં તે પીડા પામે અને આખરે ખોદાઇ કોપના આતશથી ભુંજાએલા કબાબની મીશાલે તે પોતાને દોજખે પુગે."

તેણી આ વખતે ઘણી ચીક્કાલ લાગતી હતી. તેણીની ચશમોમાં આતશ પ્રકાશી નીકલ્યો હતો. તેણીનો ચેહરો તદન સફેદ થઇ ગયો હતો.

"રતન રતન! ખોદાને ખાતર મુગી રહે! તારી ફક્ત ફુંકજ આ જગ્યાની બલીહારી નાશ કરવાને પુરતી છે." રૂસતમ ગભરાઇને બોલ્યો."

રતન પોતાના ગુસ્સાઓ દાબી નહીં શકવાથી પાછી રેતીમાં પડી ગઇ અને રડી પડી પોતાની છાતી ખાલી કીધી.

"મને આટલુ લાગતે નહીં. હું એટલી દુખી થતે નહીં. પણ મેં મારો પ્યાર તદન સાચોજ બાંધ્યો હતો. પણ તે કરપીનને મારી કંઇ દયા નહીં આવી. તે મને ધરમના ઉપાધ્યા આગલ લઇ ગયો અને ત્યાં મને પોતાની ધણીઆણી બનાવી! અફસોસ! મારો બાપ જો એ જાણે તો મારે માટે શું ધારે?"

"પણ જો તેણે તને ખરી હકદાર ઓરતજ બનાવી છે તો પછી તે કબુલ કરશેજ." રૂસતમે કહ્યું.

"પણ તેમ નથી. તે મારી સાથે નેકાથી જોડાયો તે અગાઉ તો તે બીજીસે પરણ્યો હતો. તે છતાં તેણે મને છેતરીને આ પ્યાર ભરચું કાગજ લખ્યું પણ એ શું કામનુ?" એટલું બોલી રતન પેલું કાગજ કાઢી તે ફાડી નાખવા જતી હતી પણ રૂસ્તમે તે ઝાટવી લઇ કહ્યું.

"ગાંડી છોકરી! એનેથીજ તારૂં સર્વે કામ સરશે. એનેથી તો તું તેને દુન્યામાં ઉઘાડી પાડી શકશે. એનેથી તો તે હંમેશનો બીહશે. તું જો એ ફાડી નાખશે તો, તારી પાસ બીજી કાંઇપણ શાક્ષી રહેશે નહીં."

"પણ મારા દુખનું વેર દુન્યા લે તેમાં મને શું ફાયદો? નહીં, નહીં, મારૂં વેર તો હું પોતેજ લઇશ, અને તે પોતેજ જાણે કે હુંજ તેને દુખી કરનાર છું. મારા સીવાય બીજુ કોઇ પણ તેને સતાવશે નહી! અને મારા સીવાય બીજુ કોઇ પણ જાણશે નહીં કે તે જીવતો પણ મુવેલા સરખો છે? પણ તું કહે છે તેવી ખરૂં છે આ કાગજથી તો હું વધારે પગભર છું."

"રતન હવે ઘર ચાલ."

"ઘર! રૂસતમ તું શું બોલે છે? જો મારો બાપ હવે જે વાત તું જાણે છે તે જાણે તો તે પોતાનું સર પડકી પોતાનો જાન તુરતજ કાઢી નાખે."

"પણ તેને જાણવાની કાંઇ ગરજ નથી. સંકજામાં આવેલો હાથ આપણને જેમ તેમ કેલાથી કાઢવો જોઇએ. તારા બાપના હરે ચઢના વખતમાં જે સુખી જીંદગી ભોગવવાને તું સરજેલી તેનો તો હવે સમુલગો નાશ થયો છે. જે દુન્યામાં જઇ તારી સાથે સુખી થવાની તે વાતો કરે છે ત્યાં તારી આ હાલતમાં તેનેથી મુદ્દલ જવાશે નહીં."

"અને તેથી હવે મને મરવાં વગર છુટક નથી."

"મરવાની તું વાતજ ના કર. જ્યાં વેર પરવરદેગારનો પેગામચી તારે માટે પેગામ લાવે નહીં ત્યાંવેર તારાથી મરાશે નહીં અને વળી જે એક કીંમતી નીરદોષ જાન જે તું તારા

પેટમાં હાલ રાખે છે તેને માટે તો તારે જીવવુંજ જોઇએ."

"ત્યારે તું શું ઇલાજ બતાવે છે?"

"એક બેટી તરીકે તું મરણ પામ પણ માના તરીકે જીવ: તારો બાપ જે બેઆબરૂ થવાનું દુખ નહી ખમશે તે મરણનો વીલાપ વધારે સારી રીતે ખમી શકશે, અને તેટલા માટે તેને બેઆબરૂની નીરાશીમાંથી બચાવવા તું તેને જુદાઇના ગમમાંથી ગીરફતાર કર.

"રૂસતમ, તું શું બોલે છે તે ખુલ્લું કરી કહે."

"જો સાંભળ. હું અહીં એક દુબરાની જાતની ઓરતને ઓળખું છું. જેણી હવે પછી તારી હાલતમાં તુંને મદદ કરી તારી સારવાર કરશે, અને તારા બચ્ચાંની થોડોક વખત પોતે જતન કરશે. તારો બાપ તે વીશે કાંઇ પણ જાણશે નહીં. ત્યાર પછી એ ઓરત જેણીનું નામ ભાણી છે તેણી તને એક એવી જાતનો પાલો આપશે કે જેથી તું થોડા કલાક મુવેલી જેવી પડશે. તારો બાપ તુંને મરણ પામેલી સમજી તારી પર વીલાપ તો ઘણોજ કરશે પણ તેને બીજાં કામો હોવાથી અને તારા જેવી એક પુરી પ્યારી બેટી ખોવાથી તેજ જગાએ રહી તેની યાદમાં વધારે નહી રીબવાના સબબે તે આ જગા જલદી છોડી જશે. તું હુશીયાર થયા પછી તુંને ભાણીના ઘરમાં રાખીશું, અને ત્યાં તું સારી થયા પછી જે તારૂં થવાનું હશે તે થશે.

રતને થોડોક વાર આ બાબદ પર વીચાર કર્યો, અને પછી બોલી "રૂસતમ હાલ તો તેં મને બચાવી છે, પણ ખોદા જાણે હવે પછી મારી પર શું શું વીતશે?"

"હવે મારી સાથે ઘર ચાલ" રૂસ્તમે ગતાને ઉઠાડી અને પોતાના હાથનો ટેકો આપી તેને ઘર લઇ ગયો.

---

## પ્રકરણ ૨૬ મું.

## શીરીન મલી.

શીરીનને શોધી કહાડવાને બેહરામે ઘણા ફાફાં માર્યાં પણ સર્વ ફોકટ. તે વખત કાંઇ હાલની માફક આગગાડી કે, તાર કે ઘણાં વરતમાન પત્રો હતા નહી કે જેથી એક ઠેકાણેના ખબર બીજે ઠેકાણે તુરત જઇ પુગે. તે માટે જો કે બેહરામ પોતાના ઘોડાની પીઠ પર હંમેશ ફરયા કરતો અને તેના જાસુસ સર્વ ઠેકાણે ફરતા પણું છેક દશ દીવશ નીકળી ગયા પછી તેને ખબર પડી કે શીરીનબાઇને મલતી કોઇ છોકરી એક ખેતરમાંથી એક ફીરંગી ખેડુતને મલી આવી હતી. તે તુરતજ ખેડુત આનતોન ડી ગામાના ઘર તરફ દોડયો.

ત્યાં તેની ખાતરી થઇ. તેઓએ તેને શીરીનની સર્વ હકીકત કહી અને વળી કહ્યું કે તેણી એક કીંમતી હીરાની વીંટી મુકી ગઇ હતી.

બેહરામે તે વીંટી જોવા માગી અને તે તેણે તુરતજ શીરીનની તરીકે ઓળખી તેની પુરતી ખાતરી થઇ. પણ તે સાંભલીને નાસીપાસ થયો કે શીરીન કયાં ગઇ હતી તે તેઓ કાંઇ જાણતા ન હતા.

તેણે તેઓને આસપાસ કાંઇ ખબર કાઢવા કહી અને તેઓનો ઘણો ઘણો ઉપકાર માની તે પાછો પોતાને ઘર ગયો.

અહીં તેને બીજી ખબર મલી કે શીરીનબાઇના જેવી કોઇ છોકરી કલ્યાણીમાં પાઠું રાખતા એક પારસીના ઘરમાં હતી. જ્યાં તેણીને ભેજાંની તાવ આવતી હતી. માટે તે પારસીએ કહેવડાવ્યું કે જો તેણી તેજ હોય તો તેણે આવી જોઇને ખાતરી કરી જવી.

બેહરામને ફરીથી ઉલટ આવી અને તે અને તેની માતા તુરતજ ગાડી જોડાવી કલ્યાણી તરફ નીકલી ગયાં. કેટલાક કલાક સુધી મુસાફરી કરી અંતે તેઓ પેલા પીઠાં આગળ આવી પુગા. બેહરામ તુરતજ પોતાની ગાડીમાંથી કુદી પડયો અને પેલો પારસી જેનું નામ અસપંદીઆરજી અસલાજી હતું તેની આગળ તુરતજ જઇ પોતાનું નામ કહ્યું.

"ત્યારે તો બહુ સારૂં!" પેલા પીઠાંવાલા અસપંદીઆરજીએ જવાબ આપ્યો. પણ આમ કેમ થયલું કે એ પોયરીનું ભેજું ખીસી ગયલું ને પોતાના હગાઓથી નાહી આવેલી."

"અંજાણા શખસો એ બીચારીને ઘેલી સમજી એના દુઃખનું ખરૂં કારણ શું છે તે જાણતા નથી. એબી એક રીતે તેણીના હાથમાં ફાયદો કરનારૂં છે." બેહરામે વીચાર્યું અને પછી પુછયું.

"પહેલે મને કહેવો કે એ છોકરી હાલ કેમ છે?"

"અરે ઘણી હારી રે હાએબ! પણ જરા એમ એમ નરમ ને નબલી થયલી."

તેઓ આગલું બોલે છે તેટલા ભીખાઇજી ઉતરી આવ્યાં અને પેલા પીઠાંવાલાના ઉપલા સખુનો સાંભળ્યા અને તેવણે કહ્યું.

"મેહનામ, તું અહીં રહી સર્વ રીતની ખબર ક્હાડ તેટલા હું અંદર જઇ એ છોકરીને જોઇ આવું. અસપંદીઆરજી, મને એ છોકરીનો ઓરડો બતલાવવા કોઇને મોકલશો?"

"તેરું, બાઇ હાબ તેરું! રૂપાં, દીકરી રૂપઇ!" અસપંદીઆરે ઘાંટો કાહડ્યો.

તુરતજ બાર વરસની એક છોકરી છુટા બાલોએ અને માંજરી આખોએ પોતાના હાથમાં સીવવાનો સદરો અને સોય લઇ પોતાના બાપને જવાબ દેવા દોડી આવી.

"રૂપઇ, આ હેડાણીને પેલી માંદી પોરીની ખાતલી આગળ લઇ જા."

રૂપઇ નમી અને ભીખાઇજીને એક અંદરનું બારણું દેખાડી બોલી.

"એમ આવોજી."

તેણી ભીખાઇજીને એક પછવાડેના ખુલ્લી હવાવાલા એક ઓરડામાં લઇ ગઇ જ્યાં શીરીન એક ઉંચી પાટીની ઘોલડી પર સાફ બીછાનામાં એકલીજ પડી હતી.

"એને શું તમો લોકો એકલીજ રાખતાં હતાં?" ભીખાઇજીએ જરા દલગીર થઇ પુછ્યું.

"નહીરેજી. હું એવણુ આગલ હંમેશ રહું છું એ તો હું જરા પાણી પીવા આવી હતી તે વખતે મોરા બાવાજીએ મને તેડવાથીજ હું ગઇ હતી."

"ઠીક છે, હવે તમે સીધારો. હું અહીં મારી દીકરી આગલ છું" ભીખાઇજીએ રૂપાંને ઓરડાની બહાર મોકલી.

ભીખાઇજીએ એક ખુરસી શીરીનનાં બીછાણાં આગલ ખેંચી અને પોતે તેપર બેસી શીરીન જે ઉંઘાએલી જેવી રીતે પડી હતી તેણીને જાગવાની રાહ જોવા લાગી. શીરીન તદન ઘુંબ પડી હતી. તેણીના સફેદ સુવાલા હાથો આંગલાંમાં ખાંગલાં ભેરવી જાણે ખુદાઇ ભજન કરીને કીરતારની દુવા માંગતા હોય એવી રીતે તેણીની કોમલ છાતીપર પડયા હતા. તેણીના ડોલા મીચાયલા હતા, અને તેણીના છુટા બાલો તેણીના રૂપાલા પણ ફીકા ચેહરાપર પડી તેને વધારે ફીકો બનાવતા હતા.

---

## પ્રકરણ ૨૭ મું.

## ભીખાઇજી અને શીરીન.

ભીખાઇજીને શીરીનનો આ હાલ જોઇ ઘણીજ દયા છુટી અને તેણીની આંખોમાંથી આંસુ ખરયાં.

થોડો વખત ગયા પછી શીરીને પોતાની આંખો ખોલી અને ભીખાઇજીને જોઇ તદન અજબ ધીમા અને ખોખરા સાદે પોતાના સાસુને પુછ્યું.

"માતાજી ભીખાઇજી, તમો અહીં!"

"હા, દીકરી, તું સારી થઇ અમો સાથ આવવા સામર્થવાન થાય તેટલો વખત તારી બરદાસ્ત લેવા હું આવી છું." ભીખાઇજીએ ઉઠીને કહયું.

"યા ખુદા! હજુર નસીબ મારી સામેજ રહેલું છે!" શીરીને હાએ મારી પોતાનું મોહ ફેરવી કહયું.

"મારી પ્યારી દીકરી, શું કરવા એમ કરે છે? ખોદાએ તને સર્વ વાતે સુખી કીધી છે! સર્વ ચીજો તને બક્ષી કે અને તે છતાં એમ શું કરવા કરે છે? જુવાની, ખીલતી ખુબ સુરતી, દરેક રીતનો લાડ, જર અને જોર અને છેલ્લે તારા ખાવીંદનો ખરો અને વફાદાર પ્યાર તને બક્ષેલો છે માટે હવે વધારે શું જોઇએ છે?"

શીરીને ઉંચે જોયું અને બેધ્યાન તેણીથી તદ્દન અજાણીમાં બોલાઇ ગયું "મારા ખાવીંદનો ખરો અને વફાદાર પ્યાર!"

"હા અલબત હા, તે હજુર કોઇ પણ એવી ઓરત ની સોહબતમાં પડયો નથી કે જેથી તારા પ્યારમાં તારી સાથ કોઇ બીજી ભાગવન થતી હોય."

"ત્યારે શું તેણી સ્તન વીષે કાંઇ પણ જાણીતી નથી!" શીરીને પોતાના મનમાં વીચાર્યું અને પોતાની સાસુનો ચેહરો તપાસી જોવા લાગી જેથી તેણીની ખાતરી થઇ કે બેરાંમની માતા તેનાં બીજીવારનાં લગન વીષે કશુંએ જાણતી નં હતી.

બીબાઇજીએ તેણીને ઘણીક વાતેથી સમજાવી, અને જો તેણીની મરજી હોય તો બેરાંમને તેડવાને તેણીએ પુછ્યું.

"શું તેઓ અહીં છે?" શીરીને અજબ થઇ મોટેથી પુછ્યું.

"હા"

"નહી, હું હાલ તો તેવણુને મલીશ નહીં!" શીરીને કેડર મદી ના કહ્યું.

ભીખાઇજીએ જ્યારે બોહસ નકી કીધી અને છેક રાત થઇ ગયલી હોવાથી તેઓ તે રાતના ત્યાંજ સુઇગયાં. ભીખાઇજી પણ શીરીનનાજ ઓરડામાં સુતાં હતાં.

બેરામે અસપંડયાર પીઠાંવાળા પાસેથી જે ખબર મેલવી તે એહવીજ હતી કે થોડાક દીવસની વાતપર શીરીન તેઓના બારણાં આગલ રખડતી અને એખલી તદન થાકેલી આવી પુગી. તેઓએ તેણીને અંદર બોલાવી તેણી વીષે ચણુંગી પુછ્યું. પણ કાંઇ જવાબ આપ્યો નહી. તે રાત તેણીએ ત્યાંજ ઉતારો લીધો અને બીજે દીવસે સહવારના પોરમાં તો તેણીને ભેજાંની તાવ આવવા લાગી. તેઓએ તેણીને માટે ત્યાંના એક જોશી વઇદને તેડાવ્યો જેણે કાંઇ ધુતધમાતમ કરી તેણીને થોડોક ફેર પાડયો. એટલામાં અસપંડયારને ખબર પડી કે "જમશેદબાગમાથી મોટા શેઠના ખાંનદાનની એક છોકરી પોતાનાં સગાં વહાલાંઓને છોડી નાસી ગઇ હતી એટલે તેણે તુરતજ એક માણસ મોકળી બેરાંમજીપર કેહવડાવ્યું અને તેથી તેઓ અંહી આવ્યાં હતાં.

બેરાંમે એટલી વાત મેલવીને તે રાતના તેજ ઘરમાં વાસો કાધો.

બીજે દીવસે ભીખાઇજી ઉઠયાં અને, શીરીન અને પોતા વચ્ચે થયલી વાત બેરાંમને કહી તેને પાછો "જમશેદબાગ"માં શીરીનને મલવા વગર જવા કહયું અને પોતાની ઇચ્છા તેણીની આગળ રહી તેણીની સારવાર કરવાની જણાવી.

શીરીન બીજે દીવસે ઉઠી તે વખત ઘણીજ નબળી અને વધારે બીમાર માલમ પડી. ભીખાઇજીએ પોતાની આ

બેટીને માટે તુરતજ ત્યાંનોજ એક કેળવાયલો હકીમ તેડી મંગાવ્યો. જેણે શીરીનને ઘણીજ સંભાળથી દવાઓ આપવા માંડી પણ તે છતાં શીરીન એટલી તો કાયલી થઇ ગઇ હતી કે નજદીક પંદર દીવસે સાજી થઇ.

તેણી સાજી થઇ તેને ત્રીજે દીવસે તેણી એકાંત બેઠી હતી તે વખતે ભીખાઇજીએ વાત છેડી.

"દીકરી શીરીન, કાલે સહવારના આપણો બેરાંમજી આપણી ગાડી લઇ આવશે તેમાં આપણે પાછાં આપણે ઘર જાઇશું."

નહીં, નહીં, નહીં, હું નહીં આવીશ! મારેથી નહીં અવાશે! મને કોઇ એવે દુરને ઠેકાણે મોકલી દેઓ જયાં હું મારી જીંદગીના દહાડા પુરા કરી જયારે ખોદાનો પેગામ આવશે ત્યારે મારો જીવ તેને હવાલે કરીશ!" શીરીને હાથ જોડી પોતાની સાસુને અરજ કીધી.

"શીરીન, તું છેક નાદાન થઇ ગઇ છે!" ભીખાઇજીએ જરા ટણકો કરી કહયું. તારા ખાવીંદનો વીચાર કર. એક પરણેલી મોહરદારે પોતાના ખાવીંદને વગર કારણે તજી જવાને કશો હક નથી. બેરાંમ એ વીશે શું કહેશે? તારા દીનદોસ્તો શું કેહશે? દુન્યા શું વીચારશે? દીકરી, કાંઇ સમજ. તારો એ વીચાર તદન બેહુદો છે.

"માતાજી, હું કબુલ કરૂં છું ને તમો કેહવો છો તે ખરૂ છે. પણ જો મારા જવાથી મારી આબરૂ, મારી પંકતી અને બેરાંમજીનું સુખ જો શચવાતું હોય તો મને કાંએ નહીં જવા દેવો?"

"છટ, છટ, દીકરી તું ભુલ કરે છે! તું એવું ધારે છે કે બેરાંમ તને ચાહતો નથી, પણ મારી તે વીષે તેણે ખાતરી કીધી છે. અને તે તારી પણ ખાતરી કરશે."

"મામજી, ખ્યાગં માયજી એ તમો શું બોલો છો તેની તમને મુદલ ખબર નથી. મારૂં માનોનો મને જવા દેવો મારેથી નહીં અવાશે. હું નહીં આવીશ."

"પ્યારી દીકરી હું જે કાંઇબી બોલું છું અને કરૂં છું તે સર્વ મને ખબર છે. હું તારાં કરતાં ત્રીસ વરસ મોટી છું વળી તારી રખેવાળી કરનાર છું અને મારો બેટો તે તારો ખાવીંદ અને તારો ધણી છે. એટલા માટે હું ખચ્ચીત તને "જમશેદ બાગ"માં પાછી લઇ જઇશ. અને મને આશા છે કે નાગ જેવી ગરીબ નમાની બેટી પોતાના સુરબીઓનો હુકમ તોડશે નહીં." ભીખાઇજીએ નરમાસથી કહ્યું અને વધારે બોલી શીરીનને ઉસકેરી ને તેની નાજુક હાલતને વધારે ખરાબ નહીં કરવાના વીચારથી મુગાં બેસી રહયાં.

"શીરીન પણ મુંગી બેઠી અને પોતાના મનમાં નીચલો ઠરાવ કીધો.

"હવે મારે જે કરવાનું રહયું છે તે એજ છે કે આવતી કાલે બેરાંમજીને મોઢે મોઢું ગમે એવું દુઃખ હોવા છતાં મળવું અને હું તેનેથી શા કારણ માટે છુટી પડી છું તે કહી તેજ કારણ તેની માતાને કેહવાને તેનેજ ભલામણ કરૂં કે જેથી તેણીને ખબર પડે કે હું આ કારણથી તેની સાથ રહી શકતી નથી."

---

## પ્રકરણ ૨૮ મું.

### એરાચ અને શીરીન.

તે દીવસે છેક રાતના એરાંચ પોતાની ગાડી લઇ ત્યાં આવી પુગો.

"મારી પ્યારી શીરીન કેમ છે?" તેણે ઉતરતાં તુરતજ પોતાની માને પેહલો સવાલ નાખ્યો.

હા દુઃખી અને મગજે ઠીક. હુ ધારૂછું કે આપણું ઘર તજી જવા વીશે તેણીને કાંઇ વધારે મજબુત કારણો હશે." ભીખાઇજીએ એરાચ તરફ શકની નજરે જોઇ કહયું.

"તેણી હાલ કયાંછે? હું તેણીને મળવા માગું છું."

"નહીં હાલ તો તેણી સુઇ ગઇ છે માટે કાલે સહવારના જે હોય તે કરજો"

એ પછી તેઓ પણ સુઇ ગયાં.

બીજે દીને શીરીન પોતાના સાસુના કરતાં વધારે જલદી ઉઠી અને હાથ મોહડું ધોઇ તઇયાર થઇ પોતાના ઓરડામાંથી બહાર આવી, અને એરાંચ જે પણ સહારે ઉઠી પોતાના ઓરડામાંથી બહાર આવ્યો હતો તેને એક બીજા ઓરડામાં જઇ મળી.

"મારી વહાળી, જીગર કરતાં પ્યારી શીરીન." એરાંચ તેણીને ભેટવાના હર્ષથી આગલ વધી બોલ્યો.

પણ શીરીને સભયતાની નજરે પોતાનો હાથ લાંબો કરી તેને દુર રાખ્યો, અને પછી બોલી:

"એરાચજી હું ફકત તમોને મલવા આવી છું તે એટલાંજ કારણથી કે તમારી સાથ ગોઠવણ કરી તમારાં માતાજી

સાથ મારે હવે કેવી રીતે વરતવું તે જાણું." શીરીને એક-દમ મોહ ખોળી હીંમતથી જેમ એક અબળા પોતાની નીતી સાચવવાના વખતે જીવપર ખેંચી બોલે તેમ બોલી.

"તે કેવી રીતે!" બેરાંમે પુછ્યું.

"તમારા માતાજીને તમારાં—તમારાં."

"મારા પાપ અને ભુલો." બેરાંમે વાક્ય પુરૂં કરવા ચાલ્યું.

"નહી" શીરીન બોલી "તમારાં બીજાં લગન વીષે તમારાં માતાજી કાંઇપણ જાણતાં નથી અને તેથી હું તેણીનો આસરો શું કાંમ છોડી આવી છું તેનું કારણ તેવણ જાણતાં નથી." શીરીને હીમતથી કહ્યું.

"ખાંનું" બેરાંમે ઠંડે કલેજે અને કરડા સખુનોએ કહ્યું "તમો એક એવા બાબદપર બોલો છો જે તમારી પંકતીની, ઉમરની, અને જાતની ઓરતોને તે વીષે એક સખુંન પણ બોળવો સજાવાર અને લાયક નથી. મોગ શેહના ખાંનદાનની એક બાનુંને એક જંગળી અને કરપીન ઓરત સાથ એટલું તે શું લાગે વલગે છે કે તે બાનુ તે ઓરતને પોતાના માર્ગમાં આવવા દઇ પોતાના સુખનો નાસ કરે?"

"શું કારણ," શીરીને ગંભીરાઇથી કહ્યું "એક આદમ જાતનો સ્વભાવીક ખવાસ, ઓરત જાતનું નીરમળ હઇયુંજ, કે એક જાતનુ દુઃખ ખમવાનો નીચાર એજ એ કાંમ કરાવવાને બસ છે."

"તમારા મનમાં શું છે તે હું પુછી શકતો નથી, શીરીનબાઇ પણ મારી તમને સખત ભલામન છે કે એ

મુજી છોકરીનું નામ હવે પછી મારા આગળ કદી પણ લેતાં ના." બેરાંમે કદી નહીં દેખાડેળાં એવાં મક્કમપણાથી કહ્યું.

નરમ માયાલુ અને સરમાળ શીરીંનની છાતીમાં આ વખતે જે જુસાઓ ઉભરાઇ આવતા હતા તેનું વરણન કરવું મુશકેળ છે. હાલ તેણી જે ધણીને પોતાની બચગીથી પોતાના ખાવંદ તરીકે ઓલખી ચાહવા શીખેલી તેની સાંમે હાલ તેની બંદ ઉઠાવની હતી. પણ બહેરામના અને રતનનાં ભલાંને ખાતર તેણીને તેમ પોતાની મરજી વીરૂધ્ધ કરવાની દુખભરી ફરજ પડી હતી.

અફ્સોસ, આ કોમન કાંતીની ઓરતોને આ કેટલું દુઃખ! પણ એ પણ તેણીએ સહન કીધું અને પોતાના જુરસાઓ દાબી બોલી.

"બેરાંમજી, હું તમોને એક એવી વાત કેહવા આવી છું કે જે તમોને તેમજ મને સંતાપ કારક છે. પણ તોબી તેને માટે મારે હવે જે તે છેડો લાવવો જોઇએ."

"શીરીન જો તુ એવો નીશ્ચજ કરીને આવી છે કે મને પજવવો તો જેમ તારી ખુશી, હું તારી મરજીને આધીન છું."

આ બોલોથી દરીને નહી પણ દુખી થઇને શીરીને રતન સાથની પોતાની મુલાકાતની સર્વ બીના કહી સંભલાવી.

બેરાંમે તદન શાંત દેખાવે પણ ફીક્કા ચેહરાએ, પીસેલા હોંથોએ અને કરડા ડોલાએ તે વાત મુગા મુગાએ સાંભલી પણ જે કાંઇબી બન્યું હતુ તે માટે ના, કે હા, કે પોતાની દલગીરી કાંઇ પણ જણાવી નહી.

"બહારથી મયાલુ દેખાવનો છે પણ તે અંદરથી કેવો ક્રૂર છે." શીરીને વીચાર્યું અને પછી પોતે જે ચીઠી રતનપર લખી હતી અને પછી પોતે શું શું કીધું હતું તે સર્વ કહી સંભલાવ્યું.

---

## પ્રકરણ ૨૯ સું.

### પ્રેમ બંધન.

બેરામ ઉપલી વાતો સાંભલીને તદન અચરત થયો અને મનમાં બોલ્યો,

"અહીં એક એવી ફરેસ્તાઇ અબલા છે કે, જે ધણીને પોતે ચાહે છે તેનું સુખ જાલવવાને માટે પોતાના સર્વ ભોગો આપવાને તઇયાર છે."

તેણે થોડાક વાર તેણીના ચ્હેરાપર ટીકયું. શીરીન તેથી તેની સામે જોઇ શકી નહી અને પોતાનાં નેણ નીચે ફેંકયાં. અંતે બેરાંમે પોતાની ખુરશી શીરીનની લગોલગ ખેંચી કહ્યું.

"શીરીન, તું કહે છે કે તારો હાથ મારી સાથ જોરજુલમથી જોડવામાં આવ્યો હતો અને મેં મારે મન પસંદ બીજી ઓરત શોધી કાઢી હતી. અને તેથીજ તું મને તજી જવા ઇચ્છે છે. પણ સાંભલ, મારે તુંને એટલુંજ કેહવું છે કે તું મારી ખરી હકદાર ઓરત છે. એટલુંજ નહીં પણ તને મારા મન અને તનની ખરી પસંદ કીધેલી રાણી સમજુ છું, અને આજ સુધી મેં તારા સીવાય બીજી કોઇ પણ ઓરતને વધારે ચાહી પણ નથી. તેથીજ આ દુન્યાપરની કોઇપણ ચીજ મને હવે તારેથી જુદો પાડશે નહીં.

આટલું બોલી તેણે તેણીને એકદમ પોતાના હાથમાં લ છાતીસે દાબી. શીરીનના ચહેરા પર ખુશાલીનું કીરણ ચમક અને પછી તુરતજ તેના હાથમાં બેસુધ્ધ થઇ પડી.

બેરાંમે બુમ પાડી તેણીને એક ખુરસીપર બેસાડીને મદદ બોલાવી, અને ભીખાઇજી તથા અસપંડીયાર વગેરે અંદર દોડી આવ્યાં.

તેઓ શીરીનને પાછી તેના ઓરડામાં લઇ ગયાં, જ્યાં તેણી થોડેવારે હુશયારીમાં આવી.

તેણીને ત્યાંજ મુકી ભીખાઇજી બેરાંમ પાસે પાછાં આવ્યાં અને તેને કહ્યું.

બેરામ જ્યાં છે ત્યાં તેં શીરીનને કાંઇ ઘણો ગેર ઇન્સાફ આપ્યો છે. અને તેણીની તરફ ઘણી ગેર વરતણુંક ચલાવી છે, કારણ કે તેણી આપણી સાથ ઘેર આવવા સાફ ના કહે છે. તેની માવતર અને રખેવાલ તરીકે હું તેણીને જો કે આપણે ઘર લઇ જઇશ પણ તેને એક વચન આપીશ કે તેની મરજી હોય નહીં ત્યાં વેર તેણીના માર્ગમાં તારે આવવું નહીં.

બેરામે પોતાની માયની મરજી પ્રમાણે કબુલ્યું.

બીજે દીવસે તેઓએ ગાડી તઇયાર કરાવી "જમશેદ બાગ"નો રસ્તો લીધો. છેક સાંજના તેઓ ત્યાં આવી પુગ્યાં.

શીરીનને તેણીના ઓરડામાં લઇ જવામાં આવી. જ્યાં તેણીને માટે આશાએશની સર્વ સામગ્રી તઇયાર કરવામાં આવી.

તેણીની સાસુ તેણીની નજદીક બેસી હમેશ તેણીને દીલાસો આપતી.

ઘરના ચાકર નફરોમાં અને આસપાસનાં લોકોમાં એવી વાત ફેલાવવામાં આવી કે શીરીનબાઇને ભેજાંની તાવ આવવાથી તેની ઘેણમાં તેણી પોતાનું ઘર છોડી ગઇ હતી, અને લોકો શીરીનની ખરી બીનાની તદન અંજાણ હોવાથી આ આ વાત તેઓને ખરીજ લાગી, પણ કુંવરબાઇ જે આ સર્વ જાણતી હતી તેણે ફકત એ સર્વ કેટલું ગલત હતું તે જાણ્યા છતાં શીરીનબાઇની આબરૂ ખાતર તેનો એક પણ શબ્દ કોઇ આગલ કાઢયો નહીં.

પોતાના ઘરમાં પાછી આવયા પછી બીજે અઠવાડીએ શીરીને કુંવરપર પોતાને મલી જવાનું તેડું મોકલયું.

કુંવર તુરતજ પોતાની આ દુઃખી સહીને મલવા આવી અને શીરીનના પુછવાથી તેણીના પેલી રાતના આવી ગયા પછી જે કાંઇબી બનયું હતું તથા રતન કેવી રીતે કીના અને ગુસાથી ચાલી ગઇ હતી તે સર્વ વર્ણવીને કહયું.

શીરીન આ સાંભલીને વધારે દુઃખી થઇ.

કુંવર તેણીની આગલ હવે રોજ રોજ આવી દીલાસો દેવા લાગી.

ખરેજ શીરીનનું દુઃખ કુંવર શીવાય બીજુ કોઇ જાણતું નહી હતું અને તેને ખરો દીલાસો દેનાર કોઇ હતુંજ નહીં.

બેરાંમે પોતાનું વચન પાલયું અને શીરીનને કદીપણ છેડી નહીં કે તેના માર્ગમાં કદીપણ આવયો નહીં. પણ

પણ હવે તો તું તઇયાર છેની? આજે બ્રેસપતવાર થયો. આપણે આવને સોમવારે જરૂર કુચ કરીશું.

"એટલા જલદી" રતને અજબ થઇ ચમકીને પુછ્યું.

"જલદી! કાંય? તુને શું આ જંગલ હજુર છોડવા નથી ગમતું!"

તેણીને એ ઘર છોડી જવાનું કાંઇબી દુઃખ ઉપજતું ન હતું, પણ દુઃખ માત્ર પોતે તેની સાથે જે કાવતરૂં રમનાર હતી. તે એટલું જલદી રમતું પડશે તેના વીચારથી ઉપજતું હતું.

રતને પોતાના વીચારો આગા તુટા બોલોમાં કહી સમજાવ્યા અને પછી ઓરડાની બહાર નીકલી પોતાના ઓરડામાં ગઇ, અને ત્યાં થોડા વાર સુઇ ગઇ. નજદીક રાતના દસ વાગે તેણી ઉઠી અને નદી કીનારે જઇ રસતઇ સાથ પેલી હોડીમાં બેસી ગોફામાં ગઇ.

ત્યાં પેલી દુબરી બેસી કાંઇ ગાતી હતી. તે તેણીને આવતાં જોઇ ઉભી થઇ. રતને તેને જવા કહયું, અને આવતી કાલે આવે તે વખતે પેલો પાલો લઇ આવવા કહ્યું.

એ પછી રસતઇ અને ભાંણી બેઉ જણ પાછાં ઘર ગયાં, અને રતન હંમેશની માફક ગોફામાં પોતાના બાલક સાથ એકલી રહીં.

બીજે દીવસે સવારના પહોરમાં પેલી દુબરી આવી પુગી.

"પેલો પાલો લાવી?" રતને પુછ્યું.

"મારી દીકરી પોતે જોઇને ખાતરી કરશે." એટલું બોલી તેણે પોતાની સાડીમાંથી ખરાબ દુરગંધ આવતો એક સુકવેલો પાલો કાઢી દેખાડયો.

"શું એ બરાબર અસર કરશે !"

"હા, મારી દીકરી, એ હું મંતરીને આપું પછી ગરમ પાણીમાં ઉકાળી તે પી જજે. તું બે દીવસ બેર મુવેલી જેવી પડી રહેશે. પણ ત્રીજે દીવસે તું પાછી સજીવન થશે."

"બાંણી, આ રૂપ્યા લે. રતને પેલી ઓરતને રૂપ્યા આપતાં કહ્યું. એ આએ પાલાની કીંમતમાં અને તેં જે મારી બરદાસ્ત કીધી છે તેના બદલામાં આપું છું. હવે તું મારા બાલકની સંભાલ લેજે અને જ્યારે હું પાછી જાઉં ત્યારે એ મને એવીજ હાલતમાં પાછું લાવી આપજે તે વેલા એના કરતાં બેવડું નાણું આપીશ."

એટલું બોલી રતને પેલી અબલાને પોતાનું બચ્ચું શોપ્યું અને તેને તેના જીવ કરતાં પણ વધારે સંભાલ લેવા કહી રસનાથ સાથે પેલી હોડામાં બેસી પોતાને ઘર પોતાના બાપ ઉઠવા અગાઉ જઇ પુગી.

સાંજે રતનને પોતાના બાપથી છુટું પડતાં બહુજ લાગ્યું કારણ તેણીને ખબર હતી કે તેણી તેને તે વખતે છેહલોજ જોનાર હતી. તે છેલોજ કલાક હતો જે વખતે તે બેઉ બાપ દીકરી સાથે વાત કરતાં હતાં. અંતે જ્યારે તેઓને છુટા પડવાનો વખત આવ્યો, (બાપના વીચાર પ્રમાણે રાતનોજ પણ દીકરીના ઠરાવ પ્રમાણે હંમેશ સુધી—) છુંટા પડવાનો વખત આવ્યો ત્યારે તેણીથી પોતાનો જુસો દાબી શકાયો નહીં. તેણીની આંખમાં આંસુ આવ્યા અને જો તે દુખી થશે એવો તેણીને વીચાર ન આવતે તો તેણી ખચીતજ તેના પગ આગલ પડી તેને સર્વ કહી દેતે. પણ તેને હંમેશનો દુ,ખી ન કરવાના વીચારથી તેણી કાંઇ બોલી નહી.

"હું જાઉંછું, પીતાજી," આખરે તેણી બોલી. હાય! આ વખતે તેણીનું જીગર પોતાના વહાલા બાપને ભેટી છેલ્લી કોઠી કરવાને કેવું તલપતું હતું! પણ અફસોસ! તેણી કાંઇ કરી શકી નહીં.

"વેહલી ઉડજે, દીકરી," તેણીના બાપે તેણીને કહયું અને તેઓ છુટાં પડયાં.

રતન, તારો બાપ તને મુવેલી સમજી રડશે પણ તું જીવતી રહી તેની જુદાઇનું દુ:ખ કેમ ખમીશ!

તદન એકલી અને દુ:ખથી મુવેલી રતન પોતાના ઓરડામાં ગઇ જ્યાં તેણી માટે બારણાં આગલજ રસતમ એક વાંસણમા પેલો પ્યાલો ઉકાલી લઇ આવ્યો હતો.

"રસતમ!" તેણી તેને જોતાં વારજ રડી પડી.

"હીંમત પકડ, દીકરી, ધારતી ના બા!"

"મારો બાપ."—"તેણીથી વધુ બોલાયું નહીં, તેની છાતી પોતાના બાપની જુદાઇના વીલાપથી ફાટી જતી હતી.

"હીંમત રાખ, દીકરી સૌ સારૂંજ થશે." રસતમે તેને હીંમત આપી.

"સવારના પોહોરમાં સકારે આવી મારા ઓરડામાંથી આ વાસણ લઇ જજે. હું એ હમણાંજ પીને સુઇ જઇશ. એ લઇ જવાને ભુલતો ના, કે જેથી મારી બેભાન હાલતનો કોઇને પણ ખ્યાલ આવશે નહીં."

"ઠીક છે, હું તારા હુકમને તાબે થઇશ."

"અને પેલી બુઢીની દેખરેખ રાખી મારાં બચ્ચાંને કાંઇ પણ ઇજા પુગવાના——"

તેણીને પોતાના બાપનો સાદ આવ્યાથી મુંગી રહી ગઈ, અને પોતાનાં ઓરડામાં જતી રહી.

રસતમ પણ પોતાના ઓરડામાં જઈ સુઈ ગયો.

બીજી પલે તેનો બાપ તેના ઓરડામાં આગલથી આવી પસાર થયો. તેની ઉપર આવતાં આફતનાં વાદલાંથી તે તદ્દન બેખબરો પોતાના ઓરડામાં જઈ સુઈ ગયો.

---

## પ્રકરણ ૩૨ મું.

### મોહલત.

બીજે દીને સહવારે જ્યારે જહાંગીર—આપણે હજુર તેને તેના એજ નામે બોલાવીશું—ઉઠી તઈયાર થઈ નાશ્તો ખાવા ગયો ત્યારે રતનને નહી જોવાથી રુસ્તમને પુછ્યું.

"હું ધારૂં છું કે રતન આજ તો સહવારના પોહરમાં બહાર નહી ગઈ હશે. મેં તેણીને આજે બહાર જવા ના કહ્યું હતું, કારણ આજે તો બધું બાંધી મુકી તઈયાર કરવું જોઈએ. તું જાણે છે. રુસ્તમ ક્યાં ગઈ છે?"

"નહીંજી, મેં આજે તો મારાં બાઈને સહવાર પછી જોઈજ નથી અને વળી ઓરડાનાં બારણાં પણ અંદરથી બંધ છે માટે હું ધારૂં છું કે તેણી ઘરમાંજ હશે."

"ત્યારે તો જા, તેણી જો પોતાના ઓરડામાં હોય તો બોલાવી લાવ."

રસ્તમ પોતાના શેઠનો ફક્ત હુકમજ બજાવવાની મતલબે રાંધણીમાંથી બહાર પડ્યો.

થોડીક પલ પછી તે પાછો આવ્યો. આ વખતે તેના ચેહરા પર ખુદરતી ધાસ્તી પ્રગટી નીકલી હતી અને તેનો એવો અકલાટ જોઇને તેના શેઠે પણ ધાસ્તી ખાધી.

"કાંય. રસ્તઇ, શું છે?" તેણે બુમ પાડી.

"ન—નહી સાહેબ, કાંઇ સમજ નહી પડતી."

"શું ને ખુલ્લું બોલી દે!"

"અરે સાહેબ, અત્યારે રતનબાઇને ઉઠવાનો વખત હોવાથી અને તેણીનું બારણું ઉઘાડું હોવાથી હું અંદર ગયો અને—અને—"

"અને શું! બોલી દે ખોદાને ખાતર જલદી બોલ."

"અને તેણી પોતાના બીછાનામાં મુવેલી જેવી બેસુધ પડી છે."

છેલ્લો બોલ સાંભલ્યા અગાઉ. જાંગીર ગંધણીમાંથી દોડયો અને બે હલાંગે માલપર જવાનો દાદર ઓલંગી રતનના ઓરડામાં ગુસ્યો. જયાં રતન પોતાના બીછાનાપર પોતાનું માથું છાતીપર નાખી હાથ નીચે લંબડતા રાખી પડેલી હતી.

"દીકરી! મારી પ્યારી દીકરી! રતન! યા ખોદા! આ શું?" જાંગીર રતનને બીછાનાપર પડેલી જોઇ બુમ પાડી ઉઠયો અને તેણીને પોતાનાં હાથમાં ઉંચકવા ચાહી. તેણીનું શરીર થંડુ અકડી ગયલું અને બેભાન પડેલું હતું. તેણીનું શરીર એક કલાકના મરણ પાંમેલા મુરડાં સરખું હતું.

તેણે તેણીને પાછી સુવાડી અને રસતમને હાંક મારવા દાદર આગર દોંડયો અને ત્યાં તેને રાંદેર દોડી જઇ કોઇબી

હકીમને લાવવાનો હુકમ કીધો, અને પછી તુરતજ પોતાના ઓરડામાં જઇ પોતેજ થોડીક દવાઇઓ રાખી હતીતેનો ઉપયોગ જાનતો હતો તે લઈ આવ્યો અને પોતાની બેતીને પાછી સજીવન કરવાને ઘણાખી ઉપાયો લીધા પણ સર્વ રદ ગયાં !

તેણીને ઘણીક દવાઓ લગાડવા છતાં કાંઇ વલ્યું નહીં.

અંતે શંદેરથી એક પારસી હકીમ આવી પુગ્યો, અને તુરતજ તેને રતનના બીછાના આગલ લઇ જવામાં આવ્યો

ડાકતરે તેણીની સરવ તપાસ કીધી પણ કેકટ. તેને તેણીની જીંદગીની જરા પણ આશા આંપી નહી અને બોલ્યો.

"જાંગીરજી હું આશા રાખું છું કે તમારી બેટીની. હાલત તમો પામી ગયા હશો. તમારી છોકરી આ દુન્યાથી કુચ કરી ગઇ છે. તેણીનું દરદ એવું છુપું હતું કે જે છેક છેલ્લી ઘડીએ પોતાના ભોગનો જાન લીધા પછીજ જણાય છે."

"અને તે દરદ શું હતું ?"

"એણીને છાતીનું અંદરથી દરદ હતું" ડાકતર સાહેબે પોતાના જાતભાઇ પંડીતોના રીવાજ પ્રમાણે મુંડી હલાવી હાંક્યું.

આ દુ:ખી બાપે પોતાની બેટીનાં આંગ ઉપર ચાદર ધાંકી પોતે પેલા ડાકતરની સાથ ઓરડામાંથી બહાર પડયો અને તે જતો હતો તેને કહયું.

"અમો અહીં ફકત બેજ જણ છીએ અને તેથી એખસાં માટે મેહરબાની કરી કોપ ઓરતને શંદેરથી મોકલશો તો આપણે એણીને ગવલ મંજલ પહોંચાડવા તઇયારી કરશું."

"જો તમારી રજા હોય તો એ મરનારની મારા ભાઇની બેટી તરીકે સદૈવ માવજત કરવાને માથે લઉં છું."

જાંગીરએ આંખમાં આંસુ સહીત પોતાના મુએ મોઢે ઉપકાર જણાવી હા કહયું અને પેલા પરગજુ ડાકતર પણ પોતાનું કામ ઉતાવલે પાર પાડવા ગયા.

ટુંકમાં તે વખતે નજદીકમાં કોઇ અવલ મંજલની જગા ન હોવાથી રતનને તેણીના ઘરની પડોશનાજ એક જંગલમાં બીજે દીવસે દાટવામાં આવી.

આ વખતે પેલા દુઃખી બાપની હાલત વરણવી બહુ મુશ્કેલ છે. રતનની ઘોર ઉપર તેના બાપના વીચાર પ્રમાણે હમેશની મટટી વલી ગઇ હતી.

એ પછી તેઓ સર્વ પાછા ફર્યાં. રાંદેરથી આવેલો એક દસ્તુર જહાંગીરનો હાથ લઇ તેને પોતા સાથ રાંદેર લઇ ગયા જ્યાં તે ત્રણ દીવસ પોતાની બેટીને લગતી ધર્મ ક્રીયાઓ કરવામાં રોકાયો.

રૂશતમ, રસ્તઇને હવે તેની નીમક હલાલીના બદલામાં આપણ આ વધારે આબરૂવાલાં નામથી બોલાવીશું તે—રૂશતમ અને પેલી ભણી રતનની લાશ જે ઘોરમાં ઉતારી હતી ત્યાં ઠેક રાતનાં આવ્યાં અને રૂસ્તમ હવે રતનને દવા પીધાને બે દીવસ વીતી ગયલા હોવાથી એટલો તો અધીરો પડી ગયો કે થોડું અંધારૂં પડતાંજ તેને જીવતાં માણુસની પેલી ઘોર ઉખેડવા માંડી અને થોડા વખતમાં તેણે રતનવાલી પેટી પેલી બુઢીની મદદથી બાહાર કાઢી અને પોતે એક છરો સાથે લાગ્યો હતો તેનેથી તેનું ઢાકણું એકદમ ભાંગી ઉઘાડી નાખ્યું.

આ સર્વ કામ તેણે બહુ જલદથી કીધું, કારણ કે રખે કોઇ આવી જાય એવી તેને ધાસ્તી હતી. એટલુંજ નહી પણ તેની બાઇ વખતસર અંદરજ હુશીયાર થઇ હવા વગર ગુંગલાઇ જાય તેની પણ તેને બીક હતી.

તેણે તુરતજ રતનને પેલા બાકસમાંથી કાઢી અને તેણીનાં કપાલ ઉપર હાથ મુક્યો.

"લે જો, આપણે જરા પણ વાર ઢીલ કીધી હતે તો તેણી અંદર ગુંગલાઇને ખચીતજ મરી જતે, જો એણીના કપાલ ઉપર પરશેવો છુટે છે.

"નહી—મને મારી કાલીકા ભવાનીની પર પુરતો વીશ્વાશ છે. એણી સહવાર અગાઉ કદીબી સજીવન થનાર નથી. ચાલ હવે એણીને ઉંચકી આ ઝાડીમાં છુપાવ, પછી તું આ માટી પાછી નાખ, નહી તો કોઇ આવી લાગશે."

રૂશતમે આ શીખામણ પ્રમાણે કીધું. રતનનું શરીર ઉંચકી તેને પેલી ગુઢીની સંભાલ હેઠલ એક ઝાડીમાં સંતાડ્યું અને પછી પોતે પાછી પેલી પેટી પેલા ખાડામાં નાખી ઉપર માંટી નાખી. અને તે તેણે ખોદી હતી એવી જરા પણ નીશાની રાખી નહી.

તે જેવી માટી નાખી રહયો હતો તેટલાં તેને ત્યાં કોઇ આવતું જણાયું. તે તુરતજ એક ઝાડી પાછળ સંતાઇને ઉભો અને પોતાના શેઠના ભારી અને ધીમાં પગલાં તુરતજ ઓલખી કાઢયાં.

બાપ મતીમાં રતનની ઘોર ઉપર પડયો અને હવે પોતાની જુદાઇ નહી ખમી શકવાથી પોતાના બાલ પીખી જીગર ફાડી નાખે એવી રીતે રડવા અને વીલાપ કરવા લાગો.

આં તેનું રૂદન અને દુખ રૂસતમ જોઇ શકયો નહીં. તેનું પણ હઇયું પોતાના શેઠના આ દુખથી ફાટફાટ થતું હતું તેની દરેક હાય સાથ તે પોતે પણ હાય નાખતો હતો. અને તેનીજ માફક પોતાનું કપાલ કુટતો હતો. પણ તે બીજું કશું કરી શકતો નહીં. બહાર આવી પોતે જાહેર થઇ પોતાના શેઠને દીલાસો દેવાની તેની હીંમત ચાલી નહી. પોતાના એક પુરા પ્યારા ફરજંદની જુદાઇમાં વીલાપ કરતાં આ બાપની હાલતની તેને દયા આવી પણ તે તદન લાઇલાજ હતો.

"એટલુંબી ભલુંજ છે" રૂસતમે વીચાર્યું. જ્યારે એ તેણીની જુદાઇથી આટલો ગમ ખાય છે, ત્યારે તેણીની હાલત મોત કરતાંબી કેવી બદતર છે તે જો એ જાણે તો એ કેટલો દુખી થાય. રતનની જુદાઇનો ગમ કોઇબી દીવસે વીસરસે, પરંતુ તેણીની ખરી હાલત જાણ્યા પછી તે ગોને કદી પણ જીવતે નહીં."

એ પછી જયારે જાંગીરજી ત્યાંથી ઉઠી મુંગે મોઢે રડતો ચાલી ગયો ત્યાર પછી રૂસતમ બાહાર આવ્યો; અને રતનને પોતાની ખાંધ ઉપર જતનથી લઇ તેને પેલા નદીના કીનારા પર લઇ જઇ પેલી હોડીમાં સુવાડી અને પછી પોતે તેને હલેસાં મારી પેલા ગોફા આગલ લઇ ગયો.

---

## પ્રકરણ ૩૩ મું.

### દુઃખ ઉપર હુમલો.

ગોફામાં રતનને એક બકરાંના ચામડાં ઉપર સુવાડી રૂસ્તમે એક બતી સળગાવી આસપાસ નજર ફેંકી અને તરતજ તેને અચરતી ઉપજી.

"પેલું છોકરૂં ક્યાં છે?" તેણે પેલી ભાંણી તરફ ફરી પુછ્યું.

"ક્યાં? વળી પેલાં ખુનાંમાં એક ગોદડી ઉપર, જ્યાં મેં સાંજના સુવાડી હતી ત્યાંજ."

ભાંણીએ પોતાનું ડોકું હલાવ્યું.

"છોકરી ક્યાં છે?" રૂસ્તમ તેણીનાં આંખપર ધસી આવી બગડ્યો.

"કોઇ તેણીને ચોરી ગયું છે." પેલીએ કહ્યું.

"શંખની, ડાકણ, તું તે બચ્ચાંને ચોરી લઇ ગઇ છે, તુંજ તેને તારી જાતમાં ઉમેરો કરવા લઇ ગઇ છે!"

"કાલીકા દેવીના ચેલાઓ એક અજ્ઞાતનાં બચ્ચાંને શું કરશે? તું મુર્ખાઇથી બોલે છે. તું આ ઉંઘતી માતાની જતન લે, તેટલાં હું મારા જાદુઇના જોશથી તે બચ્ચાંને ઢુંડી કાઢું છું."

રૂસ્તમને તેણીના થંડા સ્વભાવ પર અને ધીમા બોલવા પર વીશ્વાશ આવ્યો અને પોતેજ મુર્ખાઇ વાપરી હતી તેથી તેને શરમ લાગી. એટલુંજ નહી પણ તેણે ધાર્યું કે ખોહવા ચલું બચ્ચું પાછું મેલવવાનો ફક્ત એકજ ઉપાય હતો અને તે એ કે તે બુઢીને પટાવીને અને તેણીને વધારે પઇસા આપવાની લાલચ દેખાડી તે બચ્ચું શોધી કઢાવવું. તે બોલ્યો.

"ભાણી, એ બચ્ચાંની સંભાલ માટે તુંને નાણાની એક મોટી રકમ આપી છે અને બીજી તેટલી આપવા કબુલછું માટે જો એ બચ્ચું શોધી લાવશે તો હું એ ઉંઘમાં પડેલી બાઇનાં નામથી તુંને કહું છું કે એ રકમથી બેવડી તુંને મલશે."

"કાલીકા માતા પોતાનાં બચ્ચાંઓપર હમેશ દયા દેખાડે છે અને તેથી તેઓ જે કાંઇ કામ ઉઠાવે છે તેમાં પાર પાડે છે." એટલું બોલી તેણી ગોફાની બહાર નીકલી.

રૂસતમ પોતાની બાઇના બીછાનાની પડોસમાં ગુઠણ મંડીએ પડયો અને તેણીના તદન સફેદ ચેહરા તરફ તીકી તીકીને જોઇ બોલ્યો.

"ઓ રતન પ્યારી બેટી, શું તારા નસીબમાં આટલું દુખ વધારે હતું? બેવફા ખાવીંદ ખોયો, પ્યારો બાપ તજયો વાહાલું ઘર છોડયું, એ શું થોડુ હતું કે, જે વહાલાં બચ્ચાંને ખાતર તેં સઘળી દુન્યા ત્યાગ કીધી, જે બચ્ચું તને આ સંઘળાં દુખમાં સંતોષ પમાડનારૂં જે નીરદોશ બાલક તને આટલાં દુખમાં નાખવા છતાં તેજ દુખનું હશીને સમાધાન કરનાર તે બાલકને પણ ખોહવાની શું તારી સરજત છે! તું જાગશે ત્યારે આ જુદાઇ તને કોણ કેહશે? કોણની તને કેહવાની હીંમત ચાલશે કે દુન્યામાં જે તને પ્યારામાં પ્યારી અને છેલ્લીજ ચીજ તે પણ કોઇ જંગલી ઘાતકી પ્રાણી કે કરૂર આદમ ચોરી ગયું છે? તારી આગમાં તેલ નામવાને કોણ આગલ પડશે? ખચીત તારી એ આગ કદી બુઝાશે નહી! વગર તેલે તે બલશે? કારણ હું જાણું છું કે એક ...રૂં પોતાની માતાને પેટે અવતરી તેનાં દુખનું ગમે એવું

મુળ થઇ પડે તે છતાં તે બચ્ચું તેને પોતાના જાન કરતાં વહાલું હોય છે અને રતન; તું તું પોતે પણ એ બચ્ચાંનેજ ખાતર પોતાનો વહાલો જાન કાઢી નાખતાં જરામાં અટકી હતી? હા, ઓ! રતન, એ બચ્ચું તને મલે નહી ત્યાંવેર તું કદીબી જાગતી ના!"

રૂસતમ આ પ્રમાણે પોતાનો ગમ ખાલી કરતો છેક મધરાત થવા આવી ત્યાંવેર પોતાના બાઇની પડોશમાં બેસી રહયો. અંતે જયારે ભાણી પાછી ખાલી હાથે આવી ત્યારે તે એકદમ ચોંકી ઉઠયો અને પુછવા લાગ્યો.

"કેમ છોકરી મલી કે?"

ભાણીએ પોતાનું ડોકું હીલાવ્યું.

"તું જાતની વાઘરી છે, અને જે અમો જેટલું લોકો નહી કરી શકીએ એટલું તમો લોકો કરો છો. તમારી સુંઘણ શકતીથી અને બીજી રીતે કોઇ પણ આદમ જાતનાં પગલાં પારખી શકો છો. માટે એ છોકરીને કોણ લઇ ગયું તે વીશે કાંઇબી ખબર મલેલી તો હશેજ."

'તે તેં કેમ જાણ્યું?"

"કાલીકા દેવીના સાગીરદો પરનાતના લોકોની કોઇ પણ જગાએ હાજરી તુરત પારખી શકે છે. કાલીકા દેવીની મદદથી હું તેઓને નદીના કીનારાવેર શોધી શકું છું પણ પછી તેઓના પગલાં પાણીમાં પડે છે. જયાંથી હું તેઓની સોધ આગલ ચલાવી શકતી નથી."

એટલું બોલી તેણી ગોફાના મોં આગલ બેઠી અને કાંઇ રૂદનનું ગીત ગાવા લાગી.

રૂસ્તમનું દુઃખ હવે હદ બાહેર વધી પડયું. હવે તેણે રતનને માટે દુવા ચાહી કે તેણી જે નીંદમાં પડી સરવને મુવેલી જણાતી હતી તે નીદમાં તે હંમેશ સુધી પડી રહે. તે બાણીની સર્વ વાતપર ભરોશો લાવ્યો નહીં તેણે એટલુંજ માન્યુકે કોઇ રાહદારીઓ તે રસ્તે ગયા હશે ખરા પણ તેઓ તે બાલકીને લઇ ગયા હતા તે તેના મનમાં મુદલ્લ્બી આવ્યુ નહીં. તેને લાગુંકે કોઇ જંગલી જાનવર ત્યાં આવી તેને ખાઇ ગયું હશે. અને તેની માતા એ વાત જાનવાને કદી પણ ઉઠે નહીં એવી તેને હવે બંદગી કરવા માંડી.

---

## પ્રકરણ ૩૪ સું.

### રતન દીવાની.

રૂસ્તમની બંદગી, આ વખતે પાર પડી નહીં.

રતનના નસીબમાં જે દુખ ખમવાનું હતું, તે તેની બંદગી છતાં કોઇબી રીતે ઓછું થયું નહી.

પાછલી રાતના રતને સુધીમાં આવવાના ચીન્હો બતાવ્યાં તેણીની છાતી ઉંચકઇ તેમાંથી ડચકાંનો અવાજ આવવા લાગ્યો. તેણીનું શરીર ગરમ થવા લાગ્યું. તેણીના ફીકા ગાલો અને હોઠો પર રતાશ આવવા લાગ્યો. છેલ્લે તેણીની આંખો ફફડવા લાગી અને તેણીએ પોતાની આંખો ધીમેથી ઉંઘાડી

રૂસતમે એક ભાંબી પણ મુંગી હાય મારી અને રતનના મોં આગલ પાંણીનું વાસણ ધર્યું જેમાં પેહેલાં તેણીએ જરા હોઠ ભીજવી પછી એકદમ પી ગઇ. આથી તેણી તતાર થઇ બીછાના પર ઉઠી બેઠી અને આજુબાજુ અજાએબીથી જોવા લાગી. તેણીની પોતાની હાલત હજી યાદ આવી ન હતી રૂસતમ અને ભાંણી તેણીની આગલ બેસી તેણીને ઇંતેજારીથી તપાસતાં હતાં.

થોડીક પળ આમતેમ જોઇ તેણીએ પોતાના હાથ પોતાના કપાલપર મુકયા અને વીચાર કરવા યાતો પોતાની હાલત યાદ કરવા પડી. પછી એકદમ આવારનવાર જોવા લાગી. તેણીના મગજમાં એકદમ પોતાની હાલત યાદ આવી.

"શું સર્વ—આખરે સર્વ ખલાસ થયું" તેણીએ એ વાતો ધાડા અવાજથી પુછી કે તે સાદ તેણીનોજ છે એવું ઓલખવું બાહુ મુશકેલ થઇ પડયું.

"વ્હાલી બાઇ, હા, સર્વ ખતમ થયું." તેણીના નીમક-હલાલ નોકરે કહ્યું.

"અને મારો બાપ તેણે કેવી રીતે એ સર્વ ખમ્યું ?"

અફસોસ પોતાના બાપને માટે આ કેવી લાગણી! આ કેવો સવાલ!

"તેણે બહુજ વીલાપ કીધો," રૂસતમે કહયું.

"ઓ પીતા, ઓ રેહમવંત બાપ," રતન દુ:ખ અને દલગીરીથી રડીને બોલી ઉઠી.

"યાદ રાખ, બેટી, કે એ સરવ તેને બે આબરૂ થતાં અટકાવવા માટેજ કરવું પડયું હતું" આ દુઃખીયારી બેટીને દીલાસો દેવાને રૂસતમે કહ્યું, પણ ફોકટ.

"ઓ મારા બાપ! ઓ પીતા, શું હું તમારૂં મોહ કદી પણ જોઇશ નહી? મોહત કરતાં બદતર હાલતે પુગેલી બેટીના જુદાઇના વીલાપથી જે ચેહરો કરમાઇ જશે, તે ચેહરો હું કદી પણ જોઇ શકનાર નથી. તમારી વહાલીમાં વહાલી બેટી તમને આ પ્રમાણે છેતરે છે? અફ્સોસ! મારૂં મોહત કેમ નથી આવતું?" રતન બહુ રડીને અફ્સોસ કરવા લાગી, અને જ્યારે તેણીની છાતીનો જુસ્સો નરમ પડયો, અને જ્યારે તેણી થંડી થઇ ગઇ ત્યારે તેણી બોલી.

"મારૂં બચ્ચું મને આપો."

જે ચીજથી તેઓ વધારે બીહતાં હતાં તે હવે તેઓ સામને આવી ઉભી. વધારે વખત ગાલી કાઢવા તેઓએ સાંભલ્યું નહી હોય તેમ તેઓ ઉભાં પણ નહીં. તેઓની એ વેતરણ નીશફ્ળ થઇ.

"તું સાંભળે છે કે? મને મારી દીકરી આપ?—(આહ અફ્સોસ તેને તેની બેટી હવે કે પાછી આપશે. તે પોતાની પાળીને મોહટી કીધેલી બેટીને માટે કોણ પર હુકમ કરશે.) રૂસતમ, તુ બેહેરો છે કે? મારી દીકરી લાવ." તેણીએ જરા જોરથી કહયું.

વાહલી બાઇ, ઠંડી પડ! "હજુ તું તારા બાળકને લેવા લાયક હાલતમાં નથી આવી." રૂસ્તમે કહ્યું.

"મારી દીકરી લાવ! મારે હવાલે કર! મને તેણીની ગરજ છે?"

"બાઇ, વહાળી બાઇ, થંડી પડ!"

"મારૂં બાળક મને આપ નહી તો મારૂં જીગર ફાટી જશે!" રતને ચીચારી પાડી કહ્યું.

"બાઇ! મારી શેઠાણી——"

"દીકરી, મારી દીકરી લાવ!" રતને પોતાના બેઉ હાથ છાતીપર મારી કહ્યું.

"બાઇ, રતનબાઇ, હું તારો ગરીબ નોકર તને અરજ કરૂં છું કે થોડો વખત થંડી પડ. તારૂં બાલક—સુતેલું છે."

"કાંઇ ફીકર નહીં, મારી નજદીક લાવ હું તેને નહી ઉઠાડીશ."

"રતન—દીકરી—મારૂં સાંભલ——"

"હાઆ, તેણીને કાંઇબી થયું છે?" રતને એકદમ ઉભી થઇ આસપાસ નજર ફેંકી બુમ પાડી. "તેણીની ગોદરીપર હું તેને જોતી નથી! તેણી કયાં છે? બોલ, બોલકે તેને શુ થયું છે?"

તેણીનું દુઃખ તેણીથી છુપાવવું હવે તદન મીઠયા હતું. માટે રૂસ્તમ તેણીની નજદીક આવ્યો અને રડતા સાથે આંજુ ભરી ચશમોએ ડચકાં ખાતી છાતીએ, અને ગમ ભર્યા

ચેહરાએ, તેણીને તેણીના બાલકની અવસ્થા વીષે કહી સંભળાવ્યું.

અને રતન—અફસોસ—ગમે એટલું લખવા છતાં રતનની હાલતનું આપણાથી વર્ણન થઇ શકશે નહીં. જે દુઃખ ભરી હાલત તેણીની થઇ તેનું વર્ણન કરવાને આપણામાં શકતી નથી. કારણ કે તે દુઃખે રતનને તુરતજ દીવાની બનાવી નાખી.

હા; વાંચનાર, જે રાતના રતનને તેણીની જીવતી ઘોરમાંથી ખોદી કાઢી હતી તેજ રાત પુરી થવા અગાઉ અને તે રાતની અગાઉ અસ્ત પામેલો સુર્ય ઉદય થાય તે અગાઉ રતન દીવાની બની ગઇ.

રૂસ્તમે તેણીની તે રાતના જતન કીધી અને જયાંવેર પોતાનીજ હાકથી તેણી ઉંઘાઇ ગઇ નહી ત્યાંવેર તેણીને તેણે છોડી પણ નહીં. અને જયારે તેણી ઉંઘમાં પડી હતી એટલે સલામત હતી એવું ધારી તેણીને છોડી, તે દીવસે તેનો શેઠ પોતાને જુને ઘર આવી તે હંમેશનું છોડી જનાર હતો માટે તેની સામગ્રી તઇયાર કરવા ગયો.

ત્યાં તેને પોતાના શેઠને પોતાના બીજા મીત્રો સહીત ત્યાંથી જવાને તઇયાર થયલો જોયો. તુરતજ તેણે તેઓનો નાસ્તો તઇયાર કીધો અને પછી પોતાના શેઠની ગાડી જોડી લાવી બારણા આગલ ઉભી કીધી.

જાંગીરે ગાડીમાં બેઠા પછી રૂસ્તમને પણ બેસવા કહ્યું જે તેણે ના પાડવાથી પુછયું.

"કેમ નથી કેમ આવતો?"

સાહેબ, જે ગામમાં હું બાળપણથી બુઢો થયો તે ગામ છોડી જવા મને ગમતું નથી.

"ઠીક છે, જો તારી એમજ મરજી છે તો મેં આ આપણું ઘર આ ભગા હકીમ સાહેબના હવાળામાં વેચવા આપ્યું છે. તેમાં તું એ જ્યાવેર વેચાય ત્યાંવેર રેહજે અને એ વેચાયા પછી એના જે નાણા આવે તે પણ તુંજ લેજે અને રાખજે." એટલું બોલી તેણે રૂસ્તમના હાથમાં સો રૂપ્યાની એક કોઠલી આપી.

રૂસ્તમથી પોતાના શેઠનો આભાર માણવાને પોતાની જીભ ઊંચકી શકાઇ નહીં. તેણે આંખમાં હરખ અને દળગીરીનાં ભેગાં આંઝુ લાવી નમીનેજ પોતાનો ઉપકાર જાહેર કીધો.

એ પછી જાંગીરે પોતાનો રસ્તો એકદમ પુણા તરફનો લીધો જ્યાં તેવણે આવતાંના વારમાં પોતાનું ધારણ કીધેલું નામ બરતરફ કરી પોતાને ખરાં—ખાન બાહાદુર હોરમજજી અરદેસર ઉમરીગરને નામે જાહેર થયા.

રૂસ્તમ પોતાના શેઠના ગયા પછી એકદમ પાછો પેલા ગોફામાં રતનને પાછી પોતાના જુના ઘરમાં લાવી ત્યાં થોડો વખત છુપાવી રાખવાના ઇરાદાથી ગયો પણ ત્યાં જતાં વારજ તેણે જોયું કે——

---

## પ્રકરણ ૩૫ સું
## પીડા પતી.

શીરીનબાઇએ જે દુઃખ સહન કીધું હતું તેના આંચકાથી અને જે વરથી તેણી હંમેશ સુધી દુર રહેવા માંગતી હતી તેજ ઘરમાં તે પાછી આવી છે એવા વીચારથી તે વધારે ગમમાં પડી અને તેથી પોતાની માંદગીમાંથી બહુ ધીમે ધીમે સારી થવા લાગી. બેરામને નહીં મલવાના ઇરાદાથી તેણી આખો દીવસ પોતાના ઓરડામાંજ કાઢતી અને જ્યારે તે બહાર જતો હતો ત્યારેજ તેણી નીચે ઉતરી આગલા એકાંત ખુનામાં કોઇ ફુલથી ભરેલા કયારામાં બેસી ત્યાંની ઠંડી એકાંત હવામાં પોતાનો કાળ ગુજારતી હતી.

તેણી પોતાનાં સગાં વ્હાલાં, દોસ્ત આસનાવ અને કોઇ પણ આદમજાત સાથ સંબંધમાં આવવાને હવે દરૂસત ધારતી ન હતી. કારણ તેણીને લાગતું કે સર્વ લોક તેણી ઉપર શકની નજરે જોઇ તેણીને દીવાની ધારતાં હતા અને તેણીની સંઘળી હાલત માટે છુપી દયા ખાતાં હતાં.

ઘરના સર્વ નોકર નફરો વટીક તેણીની તરફ દયા, માન અને અજાયબીથી જોતાં હતાં અને જો કે તેઓને ધાસતી હતી કે રખે તેણી પોતાનાં મનની અસરપર જઇ તેઓને કાંઇ હેરાન કરે તે છતાં તેઓ તેણીની ઉપર પોતાનો જાન કુરબાન કરવાને રાજી હતાં.

પણ બેરામજ ફકત જાણતો હતો કે શીરીન શું કારણથી તેઓ સર્વથી દુર નહાસતી હતી. તેજ ફકત જાણતો હતો કે તેણીનું ખરૂ દુઃખ શું હતું.

આ પ્રમાણે જમશેદ બાગમાં ચાલતું હતું તે વખતે

બેરામે એક દીવસ એક વર્તમાન પત્રમાં મરણની ટીપ વાંચતા નીચલી લીટીઓ વાંચી :—

"સુરતની પાસે રાંદેરની પાદરે આવેલાં એક નાંખલાં જંગલમાં એકાંતવાસ રેહેનાર પારસી જાંગીરજી તીરંદાજની બેટી રતનબાઇ, છાતીમાં દરદ થવાથી મરણ પામી હતી. ઉમર વરસ સોલ.

બેરામને આ વાંગતાંજ ચકરી આવી. તેને વીજલીની માફક એક ઝટકો લાગો, અને તેણે એક સરદ હાય મારી. પણ આ હાય!—એથી તેની છાતી ખુલ્લી થઇ તેની છાતી પર એક મોટો પત્થર ઉંચકી નાખવામાં આવ્યો હતો.

જે દુઃખી અબલા તેની જીંદગીના સુખમાં એક કાંટા મીશાલ આવતી હતી તે તેણે ધાર્યું કે કમોતે નહીં પણ કુદરતી મોહતે મરણ પામી હતી. તેણીના દુઃખ અને તેની દલગીરીનો હમેશ તુલકનો અંત આવ્યો હતો. શીરીનને હવે પોતાના હકો ભોગવવાને કાંઇપણ અડચણ આડે હતી નહી. માટે જે અડચણ તેઓના સુખમાં વચ્ચે ઉભી કરી તેણી સદાની જુદી રહેવા માગતી હતી તે અડચણનો હવે સમુલગો નાબુદ થયો છે એવું તેણીને જણાવવાને તે તદન અધીરો થઇ ગયો.

---

## પ્રકરણ ૩૬ સું.

### ખુશ ખબર.

જતા વરસાદના ઝાપટાં અવાર નવાર પડતાં જતાં હતાં. વાદલ ખુબ ઘેરાયલું હતું અને થોડાજ વખત ઉપર એક મોટું ઝાપટું આવી ગયું હતું તે વખતે એક દીવસે "જમશેદ બાગ"ના બગીચામાં બેસી એક નાર તે ઝાપટાથી ભીનાઇ મજાહ મેલવતી હતી અને પોતાના વીચારોપર ધ્યાન કરી જાણે પોતે જે વરસાદથી બહારથી ભીજાય છે તે વરસાદ તેણીનાં અંદરથી જલેલાં જીગરને પણ ટંડુ પાડતું હોય તેમ વરસાદને વધારે જોરમાં આવવાની વાટ જોતી હતી. આ વખતે તેઓના કાનમાં કોઇએ આવી તેણીનું નામ માયાથી પોકાર્યું.

"શીરીનબાઇ."

જો કે આ નામ તેણીના કાનમાં ઘણીજ મમતાથી પુકારવા આવ્યું તે છતાં તેણી એકદમ ઉભી થઇ બેરાંમની સામે ડોલા કાઢવા લાગી.

"આ હા બેરામજી ! શું તમો આ ઠીક કરો છો ? હું એકાંતવાસ ભોગવવા માંગું છું તે છતાં મને તે કોઇ ભોગવવા દેતું નથી. હું તમોથી દુર રહેવા માગું છું તે છતાં તમો મારી નજદીકમાંજ આવ્યા કરો છો."

"શીરીનબાઇ, તમારાં કપડાં વરસાદથી સઘલાં ભીજાઇ ગયાં છે."

"આંજુના વરસાદથી જેટલું મારૂં બખતર ભીનાયું છે તેના કરતાં કાંઇ એ કપડાં વધારે ભીનાયાં નથી."

"અને આ ઘેરાયલું વાદલ એકદમ ટુટી પડી તમોને વધારે તરબોળ કરી નાખશે."

"ઘણાંક વાદલો તુટી પડયાં છે અને તેઓમાં બેસી હું મજાહ મેળવું છું કારણ કે તેથી મારો અંદરખાનેનો ગમ બહારની ઠંડીથી નરમ પડે છે."

"ચાલો, શીરીનબાઇ મારી સાથ ઘરમાં આવો. મારે તમને એક ખુશ ખબર કેહવી છે જે સાંભળી તમો ખરેખર ખુશી થાશો." એટલું બોલી બેરામે શીરીનનો હાથ લેવા પોંતાનો હાથ લાંબો કીધો તેટલાં એક વરસાદના ઝાપટાંએ તુટી પડી તેઓને તદન ભીજવી નાખ્યાં.

શીરીન બેરામનો હાથ લીધા વગર ઘર તરફ ચાલી અને અંદર ગયા પછી પોતાનાં કપડાં બદલી બેહરામે મોકલેલાં તેડાં પ્રમાણે ઘરના પુસતકાલયમાં તેને મળવા ગઇ.

ત્યાં બેરામે તેણીના હાથમાં પેલું વરતમાન પત્ર આપી રતનનાં મૃત્યુકની નોંધ બતાવી.

શીરીન તે વાંચી દબાઇ ગઇ અને બેરામ તરફ પુછતી હોય તેમ જોવા લાગી

"શીરીનબાઇ, આપણાં સુખની નડ તરીકે તમો જે કમબખત નારને સમજતાં હતાં તે અંતે મરણ પામી છે."

"કેવું દુઃખદાયક! કેવું ભયંકર! અફસોસ! ગરીબ બચારી! જુવાનીમાં માર્ગ લાગી! પણ કોણ જાણે છે કે તેણી કેવી રીતે મરણ પામી છે?"

"નથી તેણી આપઘાત કરી મુઇ કે નથી મારા હાથે મરણ પામી, પણ પોતાના કુદરતી મોહતે છાતીના દરદથી મરણ પામી છે."

"અને શું આ તેણીનાં અકાલ મૃત્યુથી તમો દલગીર નથી?"

'હું દલગીર તો છું, પણ એ થયું તેબી ઠીકજ થયું છે. લાગતાં વળગતાંઓના હાથમાં તો એથી ફાયદોજ થયો છે."

"બેરાંમજી, બેરામજી આ તમારા સખુનો કેવા ઘાતકી છે? જે નારે પોતાને તમારી ખરી હકદાર ઓરત સમજી બધી જીંદગી બરબાદ કરી આખર ઠેકાણે લાગી અને જેણી ખરી રીતે જોતાં તમારી પોતાની ઓરતજ હતી તેણે વાશ્રે આ તમારા કેવા વીચાર?"

"શીરીનબાઇ, તમો તદન નાદાનીયત ભરેલા વીચારો ધરાવો છો પણ મારે તમોને તે વાશ્રે કાંઇબી કહેવું નથી. હું તમને એટલુંજ કહેવા આવ્યો છું કે જે ગરીબ છોકરીને માટે તમોએ આપણાં બેઉનાં સુખનો નાશ કીધો હતો તેણી હવે મરણ પામી છે." એટલું બોલી બેહેરામ શીરીનને ત્યાંજ વીચારમાં નાખી ઓરડાની બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૩૭ મું.

### દેશવટો.

બેહેરામ બહાર નીકલ્યો તેને તુરતજ તેની માતા સામણેથી આવતી મલી.

"તલી પાછો શીરીન સાથ વાત કરવા ગયો હતો કે?" તેણીએ તેના ચેહરા પરથી પામી જઇ પુછયું

"હાજી".

"તો જો, બેહરામ, હવે મારાથી એ ખમાતું નથી. હું તદ્દન કંટાળી ગઇ છું. માટે હું કહું તેમ કર તું થોડોક વખત બહારગામ ફરી આવ."

"હા—શીરીન જ્યારે તારાથી છુટી પડશે ત્યારેજ પોતાની ખરી હાલત સમજી તારે માટે બલાપો કરશે. એમ 'નહી' તો તું તેણીથી થોડો વખત દુર રહેવાથી તેણી પોતાના દીલમાંનો તારે માટેનો વસવસો કાઢી નાખશે."

બેરામને તેની માતાનો આ વીચાર પસંદ પડયો, અને તુરતજ પોતાની મુસાફરી ચાલુ કરવાની ગોઠવણમાં પડયો.

કયાં જવું, કેમ રહેવું, અને કાગલો કયાંથી લખવાં તે

વતરોગે સર્વ ગોઠવણો પોતાની મા સાથ નકી કરી તે જવાને તઇયાર થયો.

"બહારગામ? માતાજી?"

તેના જવાની ખબર જે દીવસે તે જનાર હતો તેની એક દીવસ અગાઉ ભીખાઇજીએ શીરીનને કહી.

શીરીન આ સાંભળી અજબ થઇ અને જ્યારે ભીંખાઇજીએ તેણીને ગુસ્સામાંજ કહયું કે બેરામને જવાનું કારણ ફકત તેણીજ હતી ત્યારે તેણીથી રડવા વગર રહેવાયું નહીં. તેણી રડી પડી અને આ વખતે તેણીને વીચાર આવ્યો કે પોતાની સાશુ સામણે ગુઠણ મંડીએ પડી પોતે ક્યા કારણથી બેરામથી છુટી રહેવા માંગતી હતી તે કહી પોતેજ દુર પડે. પોતાના ખાવીંદને તેની માતા સાથે રાખે પણ તેથી એક ગેરફાયદો

થાય! તેથી એક નુકશાન થાય! અને તે એ બેરામ પોતાની માતાની નજરમાં ગુનેહગાર, બેવફા, અને નીચ જણાઇ આવે.

નહીં, તેણીએ ફક્ત પોતાની છાતીમાંજ તેને માટે બંદગી કરી દુવા ગુજારી કે ગમે એવો છે પણ તે જ્યાબી જાય ત્યાં પોતે સુખી રહી શુખ જોય.

આફ્રીન છે શીરીન! અમે તેની પણ તું તારા સુખનો ભંગ કરનારને વતીક ઉંગાડો નહી પાડવાને જે દુઃખ ખમે છે તેજ તારો ભલો ખવાસ બતાવી આપે છે. તારા જેવી નેક અબલાઓ નીવડે અને સરવ તારીંજ માફક વરતે એવું આપણે ધ્રુચ્છીએ છીએ.

શીરીને તે રાત રડીને કાઢી.

બીજે દીને સહવારના પોહરમાં ઉઠી નાસ્તો કરી બેરામ જવા તઇયાર થયો અને તેને તેની મા દરવાજા વેર મુકવા ગઇ, તેની સાથ પાછલ પાછલ શીરીન પણ પોતે ચાલી અને દરવાજા પર જઇ ઉભી.

બેરામે ગાડીમાં બેસવા અગાઉ પોતાની માને મમતા ભરી કોટી કરી અને પછી શીરીન આગળ જઇ ફક્ત તેનો હાથ લઇ પોતાના હાથ પર લગાડી મુકી દીધો.

શીરીને તેને નીચી મુદીએ પોતાનો હાથ ઉચકવા દીધો અને પછી જ્યારે પોતાની આંખ ઉંચી કીધી ત્યારે બેરામની ગાડી દુર નીકલી ગયલી જોઇ.

શીરીનની આંખમાં પાણી આવ્યું. બેરામ તેણીને કહી

ગયો કે તે જાય છે પણ તેણીએ મનમાંજ તેને વીશે બંદગી ઓ કરવી ચાલુ રાખી.

ભીખાઇજીએ પણ હવે શીરીનને તેની ફરજો વીષે શીખામણો દેવાનું માંડી વાળ્યું અને આ રીતે શીરીન હવે તદનજ એકલી પડી.

## પ્રકરણ ૩૮ મું.

વખત જતે બેરામ તરફથી ભીખાઇજીને માટે કાગલો આવવા લાગ્યાં—પણ શીરીનને માટે એક નહીં.

એક દીવસે એક કાગલ આવ્યા પછી ભીખાઇજીએ શીરીનને કહયું કે બેરામનું કાગલ આવ્યું હતું અને તેમાં તેણીને તેણે દુવા લખી હતી.

"તેવણનો ઉપકાર થયોજી" શીરીને નરમાસથી કહયું "જયારે તમો લખો ત્યારે મારી દુવા પાછી કહેવડાવજોજી.

આ કાગલ આવ્યાની બીજે દીને શીરીન શહેરીયાર સાથ ફરવા ગઇ અને જરા ખુશનુમાં લાગવાથી ચાલતાં ચાલતાં કુવરના ઘરનો રસ્તો લીધો. ત્યાં પુગતાંજ તેણીને ઘરની આગળના કમપાઉન્ડમાં ચાર ગામડયા જેવા પારસીઓ જમીન ખોડતા જણાયા.

"એ આ લોકો કોણ શેહરીઆર?" શીરીને પુછયું.

"એ તો પેલા કુમલાના ભાઇ છે. એ લોકોને ઓલખેછ. એ લોક બહારગામ ગેઇતી તે પાછી આવી હોસે." શેહરીઆરે પુરતી ઓળખાણ આપી દીધી.

કુંવરને ધ્રુજતા સાદે પુછયું.

"એ બચ્ચું કયે દીવસે મળ્યું હતું વારૂ ?"

"સતરમી આગષ્ટે" શીરીનના ફીકા ચેહરા પર ટીકીને કુંવર બોલી.

"અને રતન તો એકાએક પંદરમી ઓગષ્ટની મરણ પામી હતી," શીરીન મનમાજ બબડી.

"શીરીનબાઇ, એ છોકરાનું શું કરવું તે મને સમજ પડતી નથી, જો કે હું બી એક ઓરત જાતજ છું પણ મેં કોઇ દીવસ કોઇના બચ્ચાં પાળયાં નથી તેથી મને લાગે છે કે મારી જતન વગર એ કદાચ મારે ત્યાં રહેશે તો મરણ પામશે."

"અને એ છોકરી પર મને અત્યારથીજ એવું વહાલ દોહે છે કે જો હું પોતેજ મારા ઘરબારની માલેક હોત તો મારાથી બનતે તો હુંજ રાખતે."

"બનેતો, અરે ફકત તમો એને લઇ જાવો તેથીજ એની પર કેવી દયા થશે ને એ બાલક કેવું દુવા દેશે, તમોને એ કદી પણ વીસરસે નહીં."

"હું મારાં સાસુને વીચાર પુછીશ."

"પણ–શું તમો પોતે જમશેદ બાગના માલીક નથી ? શું તમારી મરજી પ્રમાણે તમે નહીં કરી શકો ?"

"નહીં અને કરૂંબી પણ હું તેથી મારા કુરંબીને ખોટું લગાડવા નથી માગતી. પરંતુ મને એ બાલક પર ઘણોજ ભાવ

થાય છે. હું એને મારી કરી લેવા ચાહું છું. અને જો કે હું તારીજ માફક બચ્ચાંની જતન કરવાથી અજાણી છું તે છતાં હું કોઇ બી માણસને રાખી એની જતન લેવડાવી શકીશ."

એટલું બોલી પેલાં બચ્ચાનાં કપાલ પર એક માતાના પ્યારથી ચુંબન કરી તેણીએ પોતાના ઘર તરફનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૩૯ મું.

### નવો પરોણો.

જ્યારે શીરીન પોતાને ઘેર પુગી ત્યારે બહુ મોડું થયલું હોવાથી ભીખાઇજી કે જેવણ બારીએજ તેણીની રાહ જોતા બેઠાં હતાં તેવણે તેણીને એટલું મોડે આવવા માટે ઠપકો આપ્યો.

શીરીને નરમાશથી તે માટે માફી ચાહી. અને તેણીને ખાવાને કપડાં બદલી આવવા કહ્યું.

હવે ભીખાઇજીને એવી ટેવ હતી કે ગમે એવાં તેઓ ગુસ્સે હોય તે છતાં ખાનાની વખતે તેવણ તદન ઠંડા પડી જઇ ઘણાજ ખુશ રહેતાં હતાં. શીરીન આ વાત જાણતી હતી અને જેમ કુંવરે તેણીને પેલાં બચ્ચાં માટે જે વાત કહી હતી: તેમ તે કહી સંભલાવી. પણ તણીને તે છોકરીની મા વીષે જે શક પડયો હતો તે તેણીની ભીખાઇજીને કહયો નહીં.

ભીખાઇજીએ આ વખતે કંઇ પણ વાંધો કાઢ્યા વગર શીરીનને તે બચું ઘર લાવવાની રજા આપી એટલુંજ નહીં પણ તેની જતન કરવા કોઇ ઓરતને શોધી કાઢી તુરતજ લાવવાનો હોકમ આપ્યો.

શીરીનની આંખો આ જોઇ હર્ષનાં આંસુથી ભરાઇ આવી. તેણી ટેબલ પરથી ઉઠી તુરતજ પોતાની સાસુનો હાથ ઉંચકી તે પર ચુંમીઓ લીધી અને પછી રડતી ચસમોએ તેણીને ગળે વળગી બોલી.

"મેં મારી મરજી ઉપરાંત ફરજની મારી તમને બહુ દલગીર કર્યાં છે, પણ હવે તમો પાસ માફ માગું છું, માટે માતાજી સર્વ વાસરી જઇ આપણો આગલો એખલાસ પાછો ચાલુ રાખો."

"પ્યારી દીકરી, હું સર્વ સમજતી હતી કે તું નાદાન હોવાથી જીદ કરતી હતી પણ કાંઇ નહીં, હું જેમ એક પેટના બચ્ચાંને ચાહી તેના ફાયદાને સારૂં તેની સાથ ગુસ્સે થતી તેજ પ્રમાણે તારી સાથ થઇ હતી. પણ હવે હું તે સર્વ વીસરી જાઉં છું. અને ખોદા કરેશે તો સર્વ સારૂંજ થશે." બેરામની માતાએ પોતાની વહુને છાતીએ દાબી કહયું.

બીજે દીને સહવારના ભીખાઇજીએ પોતાની ગાડી જોડવાનો હુકમ કીધો અને એક ઓરત જે પેલાં બચ્ચાંની જતન લેવાને તઇયાર હતી તેણીને સાથે લઇ કુંવરના ઘર તરફ ગયાં.

કુંવરે, અરધી રડતી, અરધી હસતી, પેલાં બચ્ચાંને ભીખાઇજીનાં હાથમાં મુકયું.

એ પછી કુંવરને કેટલીક શીખામણો દઇ બીબાઇજી પોતાની ગાડીમાં પાછાં બેઠાં અને ઘેરનો રસ્તો લીધો.

શીરીન તેઓને લેવા બાગના દરવાજા પર દોડી આવી. અને બીબાઇજીના હુકમથી આ નવાં પરોણાને માટે સર્વ રીતની ગોઠવણ થવા લાગી.

શીરીને થોડા વખતમાં પોતાના આ કરી લીધેલાં બાળક માટે મહેનત લઇ પોતાને હાથેજ સુંદર કપડાંના જબલાં અને કાંનીઆંની તોપીઓ વગેરે તઇયાર કીધું અને તેની જોરી પોતાનાજ ઓરડામાં મુકાવી.

## પ્રકરણ ૪૦ મું.

---

### મેલાપ.

થોડા વખત વીત્યા બાદ શીરીન અને તેની પેલી માનીતી બેબી જેનું નામ ગુલેસ્તાન રાખેલું છે તેઓ બન્ને પુણે પોતાના બંગલામાં હવા ખાવા ગયાં.-જ્યાં આગમજથી ગયલો બેરામ પણ ત્યાંજ ઉતર્યો હતો.

બીજે દીવસે બેરામે શીરીનને સવાલ કર્યો;—

"તું જાણે છે, શીરીન, કે આપણે અહીં છેલ્લાં કઇ વખતે મળ્યાં હતાં?"

"હા" શીરીને હસી આસપાસ નજર ફેંકી કહ્યું.

હાલ તેઓ જે ઓરડામાં બેઠાં હતાં તેજ ઓરડામાં હાલના ખાનબહાદુરના મરનાર ભાઇ અને શીરીનના બાપના મરણ વખતે તેઓના લગ્ન થયાં હતાં.

તેઓને વાત કરવાને વધારે વખત મળ્યો નહીં. કારણ કે બારણામાંથી એક લાંબા કદનો સફેદ કપડામાં વીંટલાયલો એક સખસ આવ્યો અને તેઓને લાંબા હાથે ભેટવા દોડયો પણ બેરામે તેના ચેહેરા તરફ જોઇ—ગમે એવા ફેરવાયલા પોશાક અને જરદ મારેલા ચેહરામાંબી તુરતજ પોતાના જુના મેજબાન જાંગીર તીરંદાજને ઓલખી કાઢયો અને તે બુમ પાડી ઉઠયો.

"જાંગીરજી તીરંદાજ!" તે ધ્રુજતા સાદે આ શબ્દો બોલ્યો, કારણ કે જેવો તેણે જાંગીરજીને ઓળખ્યો તેવીજ તેને યાદ આવી કે પોતાના આ મામાની બેટીનો જાન લઇ તેને વારસ વગરનો કરનાર તે પોતેજ હતો.

"હવે જાંગીર તીરંદાજ નહી—પણ તમારા મામા હોરમજી ખાનબહાદુર તરીકે મને પીછાનો." ખાનબહાદુર બોલ્યો. "મેં મારા દેશવટામાં પણ મારા એક પુરા ભાનેજને ઓલખ્યો હતો અને જો મને વધારે મજબુત કારણો ન હતે તો તેજ વખતે મારૂં ખરૂં નામ અને સગાઇ તમને જાહેર કરતે." તેવણે હસીને કહ્યું અને બેરામ અને શીરીનને બેસવાની ઇસારત કરી પોતે પણ બેઠા.

શીરીન આ બેઉ મામા ભાનેજનો ચેહરો વારો ફરતી દીગાઇને તીકવા લાગી.

"હાઆ! જો તમોંએ મને તમારૂં છુંપું નામ તેજ વખને કહ્યું હતે! જો તમોએ મને તમારી છુંપી વાતથી જાણીતો કીધો હતે, જો તમારી ખરી ઓલખ અને સગાઇ કહી હતે તો કેવું સારૂં થતે!" બેરામ પોતાના પાપના પસતાવાથી કગલીને બોલવા લાગ્યો.

"તેથી ફાયદો શું થતે! જો તમો કોઇબી રીતે મને તે મારો એકાંત વાસ છોડવી મારા ગુનાહની માફી બખશાવી બહાર લાવવાની વેતરણ કરાવને તો તેથી ઉલટા તમોજ પોતે વધારે પીડામાં આવી પડતે!" હોરમજીએ બેરામની લાગણીનું ખરૂં કારણ સમજયા વગર કહયું.

બેરામ તો આ વખતે તદનજ બેફામ બની ગયો હતો. મુવેલી રતનનો ચહેરો હવે જાણે તેની સામે આવી ઉભો હતો, અને જાણે તેને તેના આવાં કુકર્મ માટે ડોલા ધુરકતો હતો. બેરામ પોતાના કરપીણ કામનો પસતાવો કરી શકયો નહીં.

શીરીન આ બેઉ મામા ભાણેજની વાત પરથી સમજી ગઈ હતી કે પોતાના ખાવીંદે જે ઓરતને જનમની દુઃખી કરી તેણીનો અંત આણયો હતો તેતો તેણીના અને તેના મામાની એક પુરી બેટી, તેઓના હાલના મેજબાનની એકલી વારેસ, અને તેઓની ભત્રીજી હતી. તેણીએ હવે જાણયું કે જે બુજોરગ મામોના તેઓ હાલ પરોણાં હતાં તેને બેરામેજ ફરજંદ વગરનો કીધો હતો. અને હવે શું રતનને આ રીતે દુઃખી કરી તેણીની જીંદગીનો જલદીથી અંત લાવી બેરામ તેણીના બાપની મીલકતનો વારસ થઇ શકે? નહી, કદી નહીં.

આ વીચારોથી અને ઉપલી ગુફતેગોથી શીરીન તદન ફીકી પડી ગઇ હતી.

"શીરીન, દીકરી તું ઘણીજ થાકી ગયલી લાગે છે. પણ હીંમત પકડ, ખાવાનું જલદી તઇયાર થશે. તે ખાઇને પછી જરા સુઇ જા. બેરામજી મારાં ગામડાંનાં ગરીબ ઝુપડાંમાં

આપણે ભોંય ઉપર બેસી મારી બેહસ્તનશીન બેટી રતનના હાથનું પકાવેલું ખાનું ખાતા હતા તે તો તમો સારી રીતે જાણતા હશો ?"

હા, તે જાણતો હતો ખરો, પણ તેની જીભ તે કહેવાને ઉપડી શકી નહીં.

"પોતાની જુવાનીમાંજ બચારી કાંઇ પણ મોજ શોખ કરયા વગર માર્ગ લાગી." ખાનબહાદુર બોલ્યા અને પછી રતનના મરણને લગતી જે કાંઇ વાત જાણતો હતો તે સર્વ પોતાના ભાણેજ અને ભત્રીજી આગળ રડતી આંખે કહી સંભલાવી.

બેરામ અને શીરીનની છાતીમાં તેના હરેક શબ્દો તીરની પેઠે લાગતા હતા. હોરમજી તેઓના દુઃખનું કારણ ન સમજતો હતો. તે એટલુંજ ધારી શકયો કે તેઓ તેના પોતાના વીલાપ માટે વધારે વીલાપ કરે છે અને તેથી પોતાની વાત જલદી પુરી કરી તેઓને દીલાસો આપવા લાગયો.

ખાધા પછી શીરીન જરા આસાએસ લેવાને બહાને પોતાના ઓરડામાં ગઇ જયાં થોડો વાર પછી બેરામ તેણીને આવી મળયો. તે ઘણોજ દુઃખી અને નાસીપાસ થયલો જણાતો હતો અને જો કે બેઉ જણ રતન વીશે કાંઇ પણ બોલવાને દરૂસ્ત ધારતાં ન હતાં તે છતાં આ વખતે શીરીન બેરામને પુછ્યા વગર રહી નહી.

"બેરામજી, આપણે જેટલો વખત અહીં રહેવાને ઠેરાવ કરી આવ્યાં હતાં તેટલો લાંબો વખત હવે રેહવાને તમને વાજબી લાગે છે ?"

"અલબત નહીંજ, અને બનતી ઉતાવળે કાંઇ પણ બહાનું કાઢી અહીંથી આપણે કુચ કરી જઇશું.

શીરીને બીજે મુંગે મોઢે હાય મારી.

બીજે દીનથી ખાન બહાદુરે પોતાના ભાણેજની ઓલખાન કરાવવાને અને બેરામને પોતાના વારેસ તરીકે જાહેર કરવાને ખાનીપાનીઓ સરૂ કીધી અને તે દીનથી ખાન બહાદુરને ત્યાંથી રોજ ઇજન જતાં અને તેઓને ત્યાં રોજ અવાર નવાર પરોણાઓ આવતાં.

## પ્રકરણ ૪૧ મું.

## એક લોહી.

પુને આવ્યા પછી ગુલેસતાન ત્યાંની હવાથી બહુજ તંદરોસ્ત થતી ચાલી અને હોરમજીને તે અત્યંત પ્યારી થઇ પડી. તેવણ હંમેશ તેણીને પોતાની પડોસમાં રાખતા અને આ છોકરી પણ એ બુઢા ઉપર કુરબાન હતી. હોરમજીને તેણીનું નામ બહુજ પસંદ પડયું હતું, અને તેઓ તેણીને શીરીનના "રમકડાં" તરીકે બોલાવતા હતા. કાંઇ છુપી બસારતથી તેઓ તેણીને બહુ ચાહતા હતા.

એક દીવસ બેરામ પોતાના કોઇ દોસ્તને ત્યાં ખાવા ગયો હતો અને હોરમજી અને શીરીન, ગુલેસતાન સાથ બાગમાં ફરતા હતાં ત્યારે હોરમજી બોલ્યા.

"જેટલું વહાલ તું હાલ આ છોકરી ઉપર દેખાડે છે તેટલુંજ તારાં પોતાનાં બચ્ચાંઓ થાય ત્યારે પણ તેની ઉપર દેખાડવાને ભુલતી ના"

"કદી નહી. હું મારા પોતાનાં બચ્ચાની જતન લઇસ તેથી જયાદા જતન હંમેશ એની લઇશ."

"અગરજો કદી તું એનાથી કંતાળી જાય અને એ તુંને ભારી પડે તો બેલાસક એને મારી પાસે મોકલી આપજે. હું એણીને મારી પોતાની બેટી તરીકે રાખીશ."

"મારી એ બચુકલી પર તમો અજબ રીતે વહાલ દેખાડો છો?"

શીરીન હસીને બોલી.

"હા, તેનું તું કારણ જાણે છે?-મારી બેહેસ્તન રતન પણ જયારે એની ઉમરની હતી ત્યારે આબાદ એનાજ જેવી હતી-આપણી જીંદગીમાં આપણે વારંવાર એક બીજાનાં મલતાવડાપણાં જોઇએ છીએ અને રતન અને ગુલેસ્તાન વચે પણ એવુંજ નહીં વીસરાયલું મલતાવપણું છે. એ કાંઇ મારા મનમાં ખયાલ નથી તે હું સાબેત કરી આપીશ આ બંગલામાં એક ઓરડો છે તેમાં મારી સાથે આવ.

"એટલું બોલી હોરમસજી શીરીનને બંગલામાં લઇ ગયાં.

તેઓ હયાં છેક અંદરના ભાગમાં એક ઓરડામા ગયા. આ ઓરડો આઠ ખુણાનો હતો. તેમાંથી એક બાજુએ અંદર આવવાનો દરવાજો હતો. તેની સામેની ભીંતમાં ફક્ત એકજ બારી રંગીન કાચોથી જડેલી હતી. અને બાકીની છ ભીંતો ઉપર ખાન બહાદુરની, તેવણનાં મરનાર ધણીઆણી અને તેઓની એક બેતીની, તેવણના ભાઇ અને ભોજાઇ તે શીરીનના માબાપની અને શીરીનની કરી છ મોટી છબીઓ ગોઠવેલી હતી.

શીરીંને કાંઇ પણ ઉતર દીધો નહીં.

"શીરીન, મને લાગે છે કે તું મારા વીચારને મલતી નથી થતી ?"

"તમારી મરજી પ્રમાણે કરવાનો તમોને સર્વ હક છે."

"તો પણ તારો શું વીચાર છે તે હું જાણવા માંગુ છું."

'મારા વીચાર પ્રમાણે તમો અમલ કરશો એવું હું મુદ્દલ ધારતીજ નથી, અને તેથી મારો વીચાર જણાવવાથી કાંઇ ફાયદો પણ નથી.'

"કાંઇ ફીકર નહીં. મારી મરજી છે કે તારો શું વીચાર છે તે હું જાણું અને મારી એ મરજી તારે કરવીજ જોઇએ."

"ઠીક છે ત્યારે તો," શીરીંને ઠંડો જવાબ દીધો. "મારો એવો વીચાર છે કે ગરીબ બચારી રતનના બાપને પેહલો દુઃખી કરી હવે તેની પરોણાગતમાં રેહવું એ આપણને લાયક નથી."

બેહરામનો ચેહેરો આંથી જરદ મારી ગયો. તેને ગુસ્સો આવ્યો હતો.

"શીરીનબાઇ, તમારા આ સખુનો ઘણું અપમાન ભર્યા છે." એટલું બોલી બેરામ શીરીનના ઓરડામાંથી બહાર આવી પોતાના ઓરડામાં ગયો.

ઘણા દીવસ સુધી બેહરામ પોતાની ઓરત સાથ આ પ્રમાણે રૂસાયલો રહ્યો, તે આશા રાખતો હતો કે શીરીન પોતાની મેલે ઠંડી પડી તેની પાસે આવશે. અને શીરીન જો કે પોતાના આ ખાવીંદને હદ વીનાનો ચાહી તેને માટે

બજાગો કરતી હતી તે છતાં તેનીજ તરફની આ ગેરવરતણુકથી તેણી બહુ દુઃખી થતી હતી.

આ ગીનાકેસો કેટલો વખત ચાલ્યો હતો તે કહી શકાતું નથી, કારણ એક એવો બનાવ બન્યો કે જેથી આ કુસુંપી જોડું ફરજતું મારયું એકમેકના અતલગના સંબંધમાં આવી પડયું.

## પ્રકરણ ૪૨ મું

### રંગમાં ભંગ.

ખાન બહાદુર હોરમસજી વતીક આ જોડાંનો અણબનાવ ચેતી ગયા હતા. તેવણે ખુલ્લી નજરે જોઇ લીધું હતું કે બેરામ પોતાની ઓરતને ધીકારની નજરથી જોતો હતો અને શીરીન તેની આ નનરાજીથી બહું દુખી થતી હતી, પણ તેવણ એ બાબે એ બેઉમાંથી એકને પણ કાંઇ કહી શકયા નહી. તેઓને એકમેકના એખાલસમાં વધારે લાવવાનો તેવણે બીજોજ રસ્તો અખત્યાર કીધો.

બેરામની વર્ષગાંઠ નજદીક આવેલી હોવાથી તે દીને, તેવણે એક મોટું ખાણું આપવાનો પોતાનો ઇરાદો જણાવ્યો.

તે દીવસે ત્રણ વાગેથી સર્વે પરોણાઓની ધમાલ ચાલી. ગાડીઓ દરવાજા ઉપર આવતી અને તેમાંથી જાત જાતનાં પોશાકોમાં લોકો આવવા માંડયું. તેઓને આવકાર દેવા હોરમસજી અને બેહરામ બંગલાના ઉંબર ઉપરજ ઉભા હતા.

પાંચેક વાગ્યા હતા અને દરેક પરોણાઓ આવી ચુકયા હતા. કોઇ પોતાની જુની ઓલખ બીજા દોસ્તો સાથે કાઢતું, તો કોઇ કોઇની તારીફ કરતું, અને કોઇ કોઇની નીંદા

કરતું. આ પ્રમાણે નજદીક સાત વાગવા આવ્યા અને નીચે-નાજ ઓરડામાં સર્વ પરોણાઓ ખાનબહાદુર અને તેવણના ભાણેજોની સલામતી ચાહવા ખુરસીઓ ઉંપર બીરાજ્યા.

ખાન બહાદુર જેવણ પ્રમુખની જગા ઉંપર બેઠા હતા તેવણ ઉઠયા અને પોતાનાં હાથમાં ગલાસ લીધું.

સર્વ જણની નજર તેવણ તરફ તીકાયલી હતી. આ વખતે તેવણે સુધ કાલી ઉંચી મખમલનો ડગલો પેહર્યો હતો, તેવણની સફેદ દાઢી તેવણની છાતીપર રૂંવાની માફક ઉડી મજાહ કરતી હતી.

"મેહેરબાંન મીત્રો," તેવણે તદન ગંભીરાઇથી બોલ્યા. "તમારાં ગલાસો ભરી મારી સાથે એકમતે એક સલામતીમાં ભાગ લેવાની હું તમને અરજ કરૂં છું." એટલું બોલી તેવણે પોતાનું ગલાસ ભર્યું અને જયાં લગ સર્વ પહરોણાઓએ પોતાના ગલાસો ભર્યાં ત્યાં સુધી ઉભા રહવા, તે ભરાયા પછી તેવણ બોલ્યા.

"લેવો સાહેબો, આ હવે પછી થનાર મારા વારેસ અને તેની બખતાવર મોહરદારની સલામતી, ખોદા કરેને તેઓનું જોડું હંમેશ–"

છેલા બોલો બોલતી વખતે તેવણના હાથ ધ્રુજવા લાગ્યા અને શરાબથી ભરેલું ગલાસ તેવણના ધ્રુજતા હાથમાંથી ટેબલ ઉપર પડી ટુકડે ટુકડા થેઈ ગયું.

ઘરના કારભારીએ તે એક નજીવો બનાવ સમજી બીજું ગલાસ ભરી પોતાના શેઠના હાથમાં આપ્યું.

ખાન બહાદુર જેવણ પોતાનો એક હાથ ટેબલ ઉપર ટેકવીને ઉભા. દરેક જણની નજર તેવણ તરફ ટીકાયલી હતી, અને તેઓએ જોયું કે તેવણનો ચેહેરો તદન ફીકો પડી ગયો હતો. તેવણના હોઠ જેમ જેમ તેવણ બોલવાની કોશેશ કરતા તેમ તેમ વધુ ધ્રુજતા અને તેવણના હાથમાથી ગલાસ બીજીવાર ટેબલ પર પડી ભાગી ગયું.

"મેહેરબાન મામાજી તમારા જીવને ઠીક નથી." બેહેરામ તુરતજ પોતાના મામાની મદદે દોડયો, અને તેના પડી જતાં શરીરને પોતાના હાથમાં જીલી લઇ, તેમને ખુરસીપર બેસાડયો.

બધે ઘોંઘાટ થઇ રહયો.

પરોણાઓ પોતાની જગા ઉપરથી ઉઠી તુરતજ પોતાના મેજબાનની મદદે દોડી આવ્યા.

"એવણને બીછાના પર સુવાડો."

"જરા દારૂ પાવો."

"માથા પર બરફ ફેરવો."

"એવણના પગ ગરમ પાણીમાં બોલો."

"છાતી પર રાઇ મુકો.

"બાટલીનો શેક કરો."

"કોઇ ડાકટરને બોલાવી લાવો."

વગેરે વગેરે તરેહવાર સુચના લોકોએ કીધી અને તે તુરતજ અમલમાં લાવવામાં આવી.

ડાકટરને માટે એક માણસ દોડાવવામાં આવ્યું. ખાન બહાદુરને એક બીછાના પર સુવાડવામાં આવ્યા, અને તેવ-

ણુને હુશીયાર કરવાને અનેક ઉપાયો કામે લગાડ્યા, પણ સર્વ ફોકટ, દુખીઆ ખાનબહાદુર કાંઇ પણ બોલી શકયા નહીં. અરધો કલાક પછી જયારે ડોકટર આવ્યો ત્યારે તેણે તેને મરણ પામેલો જણાવ્યો.

રંગ રાગના ઘરમાં હવે માતેમની શરૂઆત થઇ, અને ખાનબહાદુર હોરમજી એદલજી ઉમરીગર પોતાની હમેશગીની ઉંઘમાં સુતા.

## પ્રકરણ ૪૩ મું.

## બેવફા દુનયા.

ખાન બહાદુરના મરણની ચોથે દીવસે તેવણનું વીલ વાંચવાનો ઠેડાવ જાહેર કરવામાં આવ્યો હતો. મરનારનાં અતલગનાં ઓલખીતાંઓ બેરામ અને શીરીન સાથ સહવારના સાત વાગાને સુમારે એક ઓરડામાં ભેગાં મલ્યાં પછી તેવણનો વકીલ પોતાના હાથમાં તેવણનું વસીઅતનામું લઇ દાખલ થયો અને પોતાની જગા એક ટેબલ આગલ લીધી.

વકીલે પરબીડું ઉખેડયું અને મોટે સાદે તે વાંચવું શરૂ કીધું. તેમાં મરનાર ખાનબહાદુરે પોતાનું "કાંઇ પણ ફરજંદ જીવતું ન હોવાથી" પોતાની સર્વ મીલકત પોતાના પ્યારા ભત્રીજા બેહેરામજીને" હવાલે કીધી. બીજી કલમોમાં તેવણે પોતાના નોકર નફરોને અને પોતાના ગરીબ દોસ્તોને થોડી થોડી નાણાની રકમો એનાયત કીધી હતી અને છેલ્લી એક કલમમાં તેવણે દસ હજાર રૂપીઆ રોકડા બેરામની કરી લીધેલી દીકરી ગુલેસતાનને નામના જુદા કાઢી તેના ટ્રસ્ટી તરીકે બેરામજી અને શીરીન બાઇને નીમયાં હતાં.

## પ્રકરણ ૪૪ સું.

### ભુત.

જો કે ખાનબહાદુરના મરણને લીધે ખાંતાની ટેબલપર બેઠેલા પરોણાઓ કાંઇ વધારે ખુશાલી બતાવી શકયા નહીં તે છતાં તેઓએ કોઇબી રીતે તેમના મરણનો શોગ કરી ખાવાની બાબદમાં કઠણુ રહયા નહી.

ખાનું ચાલતું હતું તે વખતે ત્યાંના એક મોટે ખાંચરેના શેઠીઆ નામે એદલજી ખરશેદજી આંતીઆ જેવણ બેરામની જ પાસે બેઠા હતા તેવણ ઉઠયા અને બોલ્યા.

"લેવો સાહેબ; આ બુલંદ મકાનની થયલી શેઠાણીની સલામતી."

દરેક જણે પોતાના ગલાસો ભરી હાથમાં લીધાં.

"આ મકાનની થયલી નવી શેઠાણીની સલામતી ? ખોદા તેણીને જુગ જુગ જીવાડે અને ઘણું સુખ દેખાડે."

દરેક જણે નમીને પોતાના ગલાસો ખાલી કીધાં.

"આ મકાનની શેઠાણી તમારી સલામતી કબુલ રાખી તમારો ઉપકાર માંને છે."

દરેક જણ ચોંકયા ? બેરામે બીહીને આસપાસ નજર ફેંકી.

ઓરડાની અંદર કેડેથી એક ઘાડો ઉંડો અને ખોખરો સાદ આવ્યો હતો પણ તે કયાંથી તે કોઇ સમજી શકયું નહી.

શીરીનનો તો એ અવાજ હતોજ નહીં. તેણીની મધુર વાણી એ હતીજ નહી. કે નહી ત્યાં હાજર થયલાંમાંથી કોઇ બોલ્યું હતું.

"એ કોણ બોલ્યું ?" બેરામે ફીકકો પડી જઇ પુછ્યું.

કાંઇ જવાબ આવ્યો નહી. પણ દરેક પરોણાઓ એક બીજાના ચહેરા તરફ અચરતીથી જોવા લાગ્યા, અને શીરીન જે વખતે બેરામની પછવાડે એક ખુરસી ઉપર બેઠી હતી તેણીએ તે ખુરશીને મજબુત પકડી અને જાણે પોતે બેફામ બનતી હોય તેથી તેની મદદ લીધી.

"તું કાંઇ ધાસતી ના કર કાંઇ નથી" બેરામે ધીમેથી પણ ધ્રુજતા અવાજે એક જવાબ આપ્યો. "આ મકાનની શેઠાણી અને હકદાર વારેસ."

શીરીન ગુંગલાયલા સાદે એક ચીસ પાડી ખુરશી પરજ પડી ગઇ.

દરેક પરોણાઓ પોતાની ખુરસીમાં ટટાર થઇ બેઠાં અને દરેક પલે કાંઇ છુપો ભેદ ખુલ્લો થવાની રાહ જોવા લાગા.

"ગ્રહસ્થો, આપણી ઉપર કાંઇ પણ જુઠો અલાપ લેવામાં આવે છે! પણ આપણે એ છુપાયલા ચોરને બહાર કાઢવાની વેતરણ કરવી જોઇએ!" બેરામે ધ્રુજતા અવાજે કહયું.

"એટલી કાંઇ ગરજ નથી." પાછો પેલો અવાજ આવ્યો.

અને તે ઓરડાનું એક બીજું બારણું જે આ સઘળો વખત બંધ હતું તે એક કડાકા સાથે ઉઘડયું અને એક ઉંચી કાલી ચામડીની ઓરત બેહદ ખુબસુરતીની, પણ અતયંત ફીકી

પડેલી, તદ્દન કાલા શોગના પોશાગમાં તે ઓરડામાંથી બહાર આવી ટેબલની નજદીક બેરામની સામે આવી ઉભી, જે તેણીને જોતાંજ દુખની લાંબી હાય મારી પોતાની ખુરસી ઉપર બેસી ગયો.

"જો તું અસલનો અવાજ પીછાનતો ન હતો, તો હવે રતન, જેહાગીર તીરંદાજની બેટીનો આકાર પણ ઓલખે છે કે નહીં? અને આ કાગજ તને યાદ છે કે નહીં? તેણીએ પોતાની છાતીમાં દાબેલું એક કાગજ કાઢી બેરામને દેખાડી બોલી.

તેણે પોતાનો ચેહેરો પોતાના હાથોથી ઢાંકગો અને હાય મારવા લાગ્યો.

જો તારામાં હીંમત હોય તો હવે મરનાર ખાનબહાદુરનો વારેસ થા! તારા જીવના જોખમે ખાનસાહેબની હવેલીમાં વાસો કર! જે છાપરૂં તારા પગલાંથી અપવીત્ર થાય છે તે એકદમ છોડી જા. નીકલ! દુર થા! જા, તારામાં હવે આબરૂનો જરા પણ અંશ રહયો હોય તો અહીંથી નીકળ! એટલું બોલી પોતાનો હાથ ઉંચો કરી ધમકી આપી. આ સહેતાનયત ભરેલી ઓરત ઓરડામાંથી બહાર નીકલી ગઇ અને કોઇ પણ પોતાંની હુશયારીમાં આવી તેણીને પકડવાની કોશેશ કરે તે આગમજ તેણી ત્યાંથી ગુમ થઇ ગઇ.

"કોઇ ઘેલી પોરી નાસી આવી છે." ત્યાં હાજર થયલા ઉપાધ્યાએ પોતાની જબાંન ખોલી.

"અરે એ તો કોઇ ભુત છે! એક બુજરોગ આગલા જમાનાના કાકાએ તાહુકો પુરયો.

"કોઇ લુચી છે? એને પકડી શીક્ષા કરવી જોઇએ?" એક સુલેહના અમલદારે હુકમ કીધો.

એ વતરોગે બીજા પરોણાઓએ પોતાના જુદાં જુદાં મત આપ્યાં પણ બેરામ તો પોતાનો ચેહરો પોતાના હાથોથી ઢાંકી પોતાની ખુરસી પર મુરખ જેવો બેસીજ રહયો.

## પ્રકરણ ૪૫ મું

## કીનાની શરૂઆત.

પણ આ બનાવને થોડો વખત વીસારી મેલે એવો એક બીજો બનાવ તુરત બન્યો.

જે ખુરસી પર શીરીન બેઠી હતી તે ઉપરથી તેણી તદન બેશુદ્ધ હાલતમાં ભોંય ઉપર પડી ગઇ. તેણીના પડવાનો અવાજ થતાંજ સર્વ પરોણાઓ ચોંકી ઉઠયા અને તેણીની સારવાર કરી તેણીને હુશીઆર કરવાના અનેક ઉપાયો સુચવવા લાગા. પણ સર્વ ફોકટ, શીરીનને ઉંચકી તેણીના ઓરડામાં લઇ જવામાં આવી, જ્યાં તેણી બેભાન હાલતમાં એક મુરદાં મીસાલ ઘણાક કલાકો પડી રહી. અને જો તેણીના હવે પછી થનાર માતા સમાનની હાલતનું તેણીને દુઃખ નહીં ઉપજતે તો તેણી બેભાનીમાં બીજો કેટલો વખત પડી રેહતે તે કાંઇ કહેવાતું નથી. પણ આ કવખતનાં તેણીના કષ્ટથી કરીનેજ તેણી પોતાની હુશીયારીમાં આવી. તેણીને પોતાનાં

હાએ નડી છે. આપણું પહેલું બાળક આપણી નજર સામે સુવેલું અવતરયું છે."

"એ તો જેવી ખુદાની મરજી. એમાં કાંઇ કોઇનો ચારો નથી." બેરામ દીલાસો દેવાની મતલબથી બોલ્યો.

"બેરામજી, તે દીવસે આપણને પેલા ઓરડામાંથી દેખાયું હતું તે કોણ હતું? શું તે તેણી પોતેજ હતી? યા તેણીનો ભુત હતો?" તેણીએ બીહ, કમકમીને પુછ્યું.

"પ્યારી શીરીન" તે બોલી મુંગો રહી ગયો. શું જવાબ આપવો તેના તે ગુંચવાડામાં પડયો. આ અદભુત દેખાવ જેમ તેણીને તેમજ તેને અને સર્વને મનથી ભેદમાં નીતલા યલો હતો. તે પોતે પણ સમજી શકતો ન હતો કે તે શું હતું. "પ્યારી શીરીન," તેણે પાછું ચલાવ્યું "એ બનાવ વીષે તું કાંઇ પણ વીચાર ના કર! એથી કંઇ આપણને થોડું નુકશાન નથી થયું! ખોદાના સુગરાના કર કે તુંજ હાલ સહી સલામત છે અને જલદી તંદરોસ્ત થવાનો વીચાર કર."

"હા! એ કેમ બને! મને તે કરૂર ઓરત સીવાય બીજો કાંઇ પણ ખ્યાલ આવતો નથી. તેણીનો આકાર, તેણીનો અવાજ, તેણીની કદુવા, અને તેની નીસફલતા એ સર્વ મારી છાતી રૂંધી નાંખે છે. તેણીની કવખતની હાયથી મારા જીગરમાં આગ બળે છે."

"પણ તું એવી કાંઇપણ વાત છેડના, તેથી તુંને તે વધારે યાદ આવી વધારે પજવશે."

"પણ ત્યારે પેલો આકાર શું હતો? બેરામજી, મને કહો, કે તે શું હતું?"

"શીરીન, ઘણાં લોકો કહે છે કે તે એક દીવાની નહાસી આવેલી ઓરત હતી."

"ઓહ!" તેણી બોલી "લોકો કહે છે તે મને ના કહો. તે લોકો શું જાણે છે? બેરામજી, તમો એ બાબદ ઉપર શું જાણો છો? બેરામજી, તમો એ બાબદ ઉપર શું મત રાખો છો તે મને કહો?"

"શીરીન, હું એ બાબે કાંઇ પણ કહી શકતો નથી. જે તેં જોયું તેજ મેં પણ જોયું અને તેં જે સાંભળ્યું તેજ મારે પણ કાને પડયું. હું તેથી કાંઇપણ વધારે જાણતો નથી.

"તેણીતો મરણ પામી છે અને પછી તેણીના બાપે તેણીને દાટી હતી. અને તે છતાં તેણી આપણી હજુર જાણે ઘોરમાંથી જીવતી થઇ નીકલી આવી હતી! મુએલી છતાં આપણે એનો અવાજ સાંભલ્યો હતો! ગોયા તે તેણીજ હતી. બેરામજી, યાનો તેણી પોતે જીવતી થઇ આવી હોય. કે—તેણીનો જીવ આ દુન્યામાં ભટકતો હોય—બેરામજી, એ બેમાંથી એક ચીજ તો ખચીતજ હોવી જોઇએ! અફસોસ! આ કેવું દુઃખ? આ કેવો સંતાપ."

"શીરીન, હવે બસ કર, એ બાબદ ફેરવી નાખ."

"કેમ બને, એમ કેમ બને. તે મુવેલી નાર, જીવતી જાગતી, આપણી સનમુખ આવી ઉભી? નહીં તે વખતે રાત હતી, કે નહીં તે વખતે હું એકલી હતી પણ ધોળે દીવસે લોકોની ગીરદીમાં તેણી આવી. અને આપણી સાથ વાત કરી ગઇ. એ કેમ બને! મુવેલું આદમી કદી પણ જીવતું થાય કે?" એટલું બોલી થાકી ગયલી હોવાથી શીરીન પાછી જોરમાં દમ ખેંચવા લાગી.

બેરામ ગભરાયો અને તુરતજ ડાકતરને બોલાવવામાં આવ્યો, અને તે આખો દીવસ તેણીની નાર ધરી બેસી રહયો. કારણ કે તે બહુજ ઝડપથી ચાલતી હતી. તેણીને તાવ લાગુ પડયો હતો. અને રાતના તો તે એટલી ઝડપથી ચાલવા લાગી કે ડાકટર વતીક ગભરાવા લાગો. પણ બીજે દીવસે સહવારના તેણીનાં લાગતાં વળગતાંઓ અતીયંત ખુશાલી વચે અને તેઓએ રાખેલી વકીથી ઉલટુંજ શીરીન તંનદરોસ્ત થઇ મોહતને લાત મારી ઉઠી અને સર્વના મોહ હસ્તાં કીધાં. પણ ઘરમાં સર્વ ઠેકાણે શાંતી રાખવાનો મજબુત હોકમ થયો. પેલા અદભૂત દેખાવની વાત ઉપર એકદમ મતોડું વાલવામાં આવ્યું. બેરામને તેણીની આગલ આવતો અટકાવ્યો હતો અને કાંઇ પણ ગભરાત ફેલાવે એવી વાત કરવા દેવામાં આવતી નહતી.

ઉપલી તાકીદો કરવા પછી ડાકટરે બેરામને એક બીજી તાકીદ એ કીધી કે શીરીન જેવી પોતાની શકતી પાછી મેલવે કે તુરતજ તેણાને આ બંગલામાંથી એકદમ દેઠે દુર લઇ જવી અને, તેટલો વખત તેણીને એ બંગલાના બીજા ઓરડાઓમા પણ જવા દેવી નહીં, કારણ કે વળી ઉપલા દુઃખી બનાવોની યાદથી તેણી ઉપર કાંઇ અસર થાય અને તેણી વધારે હેરાન થાય.

ચોકસ કારણોને લીધે બેરામે ડાકટરની આ સલાહ માન્ય કીધી.

શીરીનની હાલત આ વખતે ઘણીજ ખરાબ હતી. તેણીના ઝીગરમા હવે એકજ વીચાર આવ્યા કરતો હતો. અને તે એ

કે એક વખતનું તેણીનું વહાલું પણ હવે અકારૂં થઈ પડેલું વતન તેણીના બાબતમાં કેટલાક દુઃખી બનાવોને જન્મ આપનાર આ શહેર એકદમ છોડી જવું.

તેણીનો ડાકટર તેણીની રોજ મુલાકાત લેતો અને તેણીનો જીવ ખુશ કરી દીલાસો અપતો હતો.

## પ્રકરણ ૪૭ મું.

## છુપી ધાસ્તી.

નજદીક દોઢ મહીનો આ પ્રમાણે નીકળી ગયો અને આખરે બેરામને શીરીનની મુલાકાત લેવાની રજા આપવામાં આવી. જો કે એકમેકને મલતાંજ આ જોડું થોડોક વાર ચુપ બેસી રહયું પણ તે છતાં હવે પ્યારથી ભેટયું.

પણ જયારે બેરામે શીરીનનો સફેદ બરફ સમાન પટલી-કાંદીનો સવાલો હાથ પોતાના હાથમાં લઈ પુછયું કે "વહાલી શીરીન, એવી કોઈ ચીજ માંગ કે જેથી હું તે બજાવી મારો તારી પર કેટલો પ્યાર છે અને તારી જીંદગી સલામત છે તેથી હું કેટલો ખુશી છું તે બતાવી આંપુ".

ત્યારે તેણીએ જવાબ આપ્યો કે "બેરામજી, બસ મને અહીંથા કયે દુર જલદી લઈ જાવો.

તે તો મારો પેહલેથીજ વીચાર હતો માટે કાંઈ બીજું બોલ."

"બીજૂં, હું જે માગું છું તે એવો ભોગ છે કે જે હું તારૂં સુખ ભોગવવાને મારી બીલકુલ છાતી નથી."

"નહીં બોલ, મારી વહલી શીરીન, એવી કાંઇ ચીજ નથી કે જે બોલવાને મારી બીલકુલ છાતી ચાલતી નથી." કે જે હું તારૂં સુખ જાલવવાને નહી કરીશ."

"પણ આ એવી ચીજ છે કે જે બોલતાં મને આંચકી લાગે છે."

"તારા ખાવીંદ આગલ તારી છાતી ખોલવાને કોઇ પણ શરમ રાખ ના.

"બચીત મારે નહીજ શરમાવું જોઇએ. મારે બોલવું ઘટારત છે. જે વાત તમને પેલા કરૂર અવાજ કરવા કહી ગયો તેકરો. વારસામાં મળેલી દોલત આ મહેલ બાગ બગીચા અને માલમીલકત સર્વ તજીદો અને જેવાં આપણે આવ્યાં તેવાં પાછાં ચાલો." શીરીને તેનો હાથ પકડી આજુજીથી કહયું.

બેરામ પોતાનું માથું પોતાની છાતીપર નાંખી વીચાર કરતો હોય તેમ ઉભો. શીરીને આ જોઇ પોતાની કાકલુદી વધારી.

"મારા ખાવીંદ ખોદાને ખાતર તે અવાજના હોકમને તાબે થાવો મને કાંઇ એવી અસારત થાય છે કે જો તમો તે પ્રમાણે ન કરશો તો આપણે વધારે હેરાન થઇશું મને લાગે છે કે જો તમો આ સર્વ તજી દેશો તોજ તમારી આબરૂનો અને જીંદગીનો બચાવ કરી શકશો, અને તોજ તમો આપણું સુખ પણ કાયમ રાખસો."

"શીરીન, દુન્યાને ખાતર નહી, આબરૂને ખાતર નહી મારી જીંદગીને અને મારાં સુખને ખાતર પણ હું એ સર્વ

ચીજ તજી દેતે નહીં પણ તારૂં સુખ, પયારી શીરીન, તારાજ સુખને ખાતર હું એ સર્વ છોડી જવાને તઇયાર છું." એરામે બહારથી દલગીરીનો સાહયો પેહેડી કહયું. પણ અંદર ખાનેથી તો તે પોતે પણ આ વારસો છોડી નહી જવાને તત્પર હતો કારણ તેને ખુદરતી ધારતી લાગી હતી કે તેની આબરૂ અને તેની જીંદગી તથા છુટાપણું જો તે આ નવો વારસો છોડી નહીં દે તો ખોવું પડે. પેલા અદભુત દેખાવના બનાવના પછી તથા શીરીનની માંદગીનો ગભરાટ નરમ પડવા પછી તથા શાંત મને તેણે વીચાર કીધો તો તેની ખાતરી થઇ કે તે અજાણ્યો પરોણો બીજો કોઇજ નહીં પણ તેને હાથે દુઃખી થયલી રતન તે જાંગીર તીરંદાજની બેટી હતી યાને તેણીનાજ બોલોમાં બોલીએ તો તેના મરનાર મામાની હકદાર વારેસ રતનબાઇ હોરમજી ઉમરીગર હતી. તેને બીજો વીચાર એ આવ્યો હતો કે જો તે રતનના માર્ગમાંથી પોતેજ વેગળો ન થાય તો તે કરૂર ઓરત તને હંમેશનો દુઃખી કરે અને પોતે તેણીના હાથમાં જે એક હથ વાર લખી આપ્યું હતું તેજ તેની સામે રજુ કરી તેને દુન્યામાં રૂસવા કરે. આ વીચારથી તેણે પોતાની મરજી ઉપરાંત નહીં પણ પોતાની રાજીખુશીથી પોતાની મામાની દોલત પરનો પોતાનો હક છોડી દીધો પણ બહારથી એવો ભપકો રાખ્યો કે તે ફકત શીરીનના સુખને ખાતરજ તેણે છોડયો હતો.

## પ્રકરણ ૪૮ મો.

### સલાહ સંપજ.

બીજો એક મહીનો શીરીનને બરાબર કઉવતમંદ થતાં નીકળી ગયો જે પછી તેઓએ ખાનબહાદુરવાલો બંગલો તેના જુના કારભારીના હાથમાં આપી તેને તેની બરાબર જતન લેવા કહી બેરામ અને શીરીન, નાની ગુલેસતાન સાથ પોતાની મુસાફરીએ નીકલ્યાં.

તેઓ નીકલ્યાં તે વખતે તેઓએ મરનાર ખાનબહાદુરની અને તેવણના કુટુંબની સર્વ સખીઓ (તેમાં રતનની નાઘલી વયે પડાવેલી પેલી સખી) લઇ ગયાં.

બેરામ હવે પોતાની જીંદગીથી તદનજ કંટાળી ગયો હતો. તેનું નસીબ ખરેજ અભાગયું હતું. બેરામના કરતાં તે વધારે લોભી આદમી કોઇજ હશે. દુન્યામાં પઇસાથી કરી જે માન અકરામ મળે છે તે મેળવવાની તેની સર્વ મોહટી ખાહેસ હતી અને મામાનો વારસો મલ્યાથી તેની તે ખાહેસ પુરી પડવાનો હવે વખત આવ્યો હતો, પણ જેમ એક ખીલેળાં ખુશનુંમાં ગુલાબની ડાંખલીને આસપાસ કાંટાં હોય છે અને તેને કોઇ એકદમ પકડી શકતું નથી તેમ આ દોલતની આસપાસ એક એવી દાકણની ચોકી હતી કે જે તેને એકજ ફટકે જમીનદોસ્ત કરી તેની આબરૂ સર્વ ધુળ બરાબર કરી નાંખે.

છને પઇસે ટકે અને પોતાના વારસામાં કોઇનો કાંઇપણ વરવાંધો હોવા વગર હાલ બેરામ તે વારસોભોગવી શકતો ન હતો અને તેથી પોતાની મરજી ઉપરાંત તેણે ખાનબહાદુરની

સુર્ત અસકેઆમત તજી પોતાની પ્રાણપ્રીય ઓરતનાં સુખને ખાતરજ મુસાફરી કરતો હોય એવો બહારનો ભપકો રાખી તે પુણેથી નીકલ્યો.

ત્યાંથી નીકલેલો તે શીરીન સાથ ખંડાલે આવી પુગો. અહીંની આબો હવા શીરીનને અને ગુલેસ્તાનને બહુજ મફક આવવાથી તેણે નજદીક છ માસ ત્યાં તોડી પાડયાં ત્યાંની હવાથી તદન તંદરોસ્ત થઇ અને પાછી પોતાની અસલ હાલત ઉપર આવી હતી.

ત્યાંથી તેઓએ મુંબઇ તરફનો રસ્તો લીધો અને ઠેકાણે ઠેકાણે ઉતારો કરતાં પુણેથી નીકલયા પછી નજદીક એક વરસે તેઓ એક દીવસે સાંજના પરેલમાં જમશેદ બાગમાં આવી પુગાં.

ત્યાં સર્વ ચીજો આબાદ હતી. જમશેદ બાગ નવા કારભારીના હાથ હેઠલ સારી હાલતમાં રહયો હતો.

શેઠ શેઠાણી પાછાં પોતાને મુકામ આવ્યાં તેનું કારણ સર્વ નોકરો અને બહારના લોકોએ એકમને એકજ ઉચાર્યું. શીરીનબાઇને થોડા વખતમાં પાછી માવતર થવાની વકી હતી. બેરામજી તેણીની આ વખતે બહુજ જતન કરતો હતો અને દુવા માંગતો હતો કે હવે એ તાંકણું સુલેહ ભર્યું નીકલી જાય. શીરીન પણ હવે પોતાના ખાવીંદના પ્યારમાં લપટાયલી ખુશીથી પોતાની આ હમેલદાર હાલતનું સારૂ સેવટ આવવાની રાહ જોતી હતી.

આખરે તે વખત નજદીક આવી લાગો. શીરીનબાઇએ એક દીવસે સહવારના પહોરમાં એક બાલકીનો જનમ આ

પર્યો. પણ આ બાલકી એટલીતો નાકૂવત અને મુરઝાલ દીસતી હતી કે તેણીને થોડા કલાક પણ જીવવાની કોઇને આશા ન હતી. પણ ખુદાની મહેરથી એ બાલક જીવવા પામ્યું, અને પોતાની કુમલી વયમાં પણ પોતાની માતાના ચેહરાને આબેહુબ મલતું આવતું હતું.

શીરીને આસ્તે આસ્તે પોતાનું કૂવત પાછું મેળવ્યું.

---

## પ્રકરણ ૪૯ મું.

### ગેબી અવાજ.

આ બનાવને એક વરસ વહી ગયું અને આ નાની બાળકી જેણીનું નામ શીરીને લાડથી આલાં રાખયું હતું તેની પેહલી વરસ ગાંઠનો દીવસ આવી લાગો.

બેરાંમજીએ તે દીવસે મોટી ધામ ધુમથી પસાર કરવાનો ઠેરાવ કીધો અને તેથી પોતાના કેટલાક મીત્રો અને લાગતા વલગતાઓને તેણે આખો દીવસ બોલાવ્યા.

આએજ ટાંકણે આ બેહુ જોડાંએ પોતાના મામાનો શોગ પણ તજ્યો અને ખુશી ભરયા હસતા ચેહેરાથી દરેક પરોણાને આવકાર દેવા લાગ્યાં.

આખા ઘરમાં સર્વ વાજગાજ થઇ રહયો હતો અને તેની અંદર ફરતી સુંદર નાજનીનોના રેશમી ભપકા ભરેલા રંગ બેરંગી પોશાકોથી જોનારની આંખને ટાહ્‌ક પડતી હતી ગોયા ખુદરત પણ આ દેખાવની અદેખાઇ કરતી હતી.

પણ સાંજ પડતાં આ દેખાવ વધારે સરસ દેખાવા લાગો.

જગેજગ થયલી બતીઓનો જમકાત રેશમી કપડાના પડતા ચળકાત, રંગ બેરંગી કસબોથી ભરેલા પોશાકોનો તારા મીસાળ ઝળકાત એ સર્વ એ જમશેદ બાગમાં બાગે બેહસ્ત નોજ દેખાવ કરી મેલયો હતો.

આજના જેવી ખુબસુરત અને અત્યંત રૂપાળી શીરીન પોતાની જવાનીમાં પણ દેખાઇ ન હતી. તેણીના દીલમાં સર્વથી સરસ કસબની ભરેલી એક સાડી અને ઉચાં રેશમી કપડાંનો પોશકો તેણીના બદનને જેબ દેતાં હતાં. પોતાના દરેક પરોણાઓને તેણી હસી હસીને આવકાર દેતી હતી, અને તેઓની ઘટતી મેનેજ કરતી હતી.

રાતના જ્યારે ખાનાનો વખત થયો ત્યારે સર્વ પરોણા ઓ ખાવાની ટેબલ આગલ બેઠાં તેબલને નાંકે બેરાંમ અને શીરીનનું જોડું બેઠેલું હતું. આ જોડુ જોઇ દરેકજણ હસતું હતું અને પોતાનાં જીગરથી તેને આબાદીમાં રેહવાની; દુવા ચાહતું હતું.

ખાનુ સરૂ થવાની આગમજ એક બુજરોગ ચહસ્થે ઉઠી શીરીનબાઇ અને બેરામજીની સલામતી ચાહી. જે લેવાઇ રહુયા પછી થોડેકવારે બીજા એક ગ્રહસ્થે ઉઠી તેઓની આ પેહેલીજ છોકરીની દુવા ચાહી.

સર્વજણે પોતાનાં ગલાસો ભર્યાં અને બેરામજી અને શીરીનબાઇની આ પેહેલી બેટીની તંદરોસ્તી લેવામાં ખરાં જીગરથી સામેલ થયાં પણ તેટલામાં ઓરડાનાં એક ખુણામાંથી ઉડો ઘાડો અને કઠોર અવાજ હુકમ કરતો હોય તેમ બોલ્યો.

—"સબર કરો !"

અને દરેક જણ અચરીતીથી ચુપ થઇ ગયાં.

"બેરામજીની પેહલી છોકરી તો તમારી સલામતી વગર કયે દીવસની મોર્ગ લાગી ચુકી છે, જો તેણી જીવતી હોય તો તેણીને માથે કોઇનો સાહયો નથી. મરી ગઇ હોય તો તેણીનું હાર ઠેકાણે પડયું નથી. જંગલમાં જંગલી પશુના બચ્ચાં પેરે તેણી જનમી હતી અને તેનીજ મીશાલ કોઇની જાણ વગર તેણી ગુમ થઇ ગઇ છે!" પેલો છુપ્યો અવાજ આટલું બોલી મુંગો રહી ગયો.

---

## પ્રકરણ ૫૦ મું.

## ભરમ ભર્યો ભેદ.

ઉપલા બનાવથી દરેક પરોણાઓની છાતી ધુજવા લાગી. કોઇ કાંઇ સમજી શકયું નહી.

"એ કોણ? એ શું હતું? એ શું વાત છે?" વીગેરે દરેક જણ ઉપલો અવાજ બંધ પડયા પછી પુછવા લાગાં.

શીરીનબાઇ સંભાળ લેઓ એક પરોણો બુમ પાડી ઉઠયો. કારણકે આ વખતે શીરીન, બરફ કરતાં પણ થંડી અને સફેદ પડી જઇ નજદીક બેભાન થતી હતી.

બેરામ તુરતજ તેણીની મદદે દોડયો અને તેણીને સધયારો આપી એક કોચપર લઇ જઇ સુવાડી. એ પછી પોતાના પરોણાઓ પાસ આ છુપી રીતની થએલી બેઅદબી માટે માફ માંગી પોતાના દરેક નોકરોને બધો બંગલો અને બાગ ફરી વળી

કોઇણી બહારનું આદમી આવ્યું હોય તેને પકડવાનો હુકમ કીધો. પણ આ સઘળો વખત તેના ચેહરા પર નહી વરણવી શકાય એવો ફીકાસ, ખારની, અને દુઃખની નીશાની જણાતી હતી જે સરવ લોક ખુલ્લી રીતે જોઇ શકતાં હતાં.

બંગલો અને આસપાસનાં બાગોની ઘણી તપાસ કરવામાં આવી પણ આ છુપા અવાજ માટે કોઇ કાંઇપણ નીશાની મેળવી શકયું નહી. ઘરના નોકરોને ઉલટ પાલટ તપાસતાં ફક્ત એટલુંજ જણાયું કે તેઓમાંના એક જણે એક ઉંચી, કાળી પણ ખુબસુરત ઓરતને અંધારામાં બાગમાંથી બહાર નિકળી આસપાસનીં ઝાડીમાં ગુમ થઇ જતાં જોઇ હતી. પણ એ તેની વાતને કાંઇ વુજન દેવામાં આવ્યું નહી.

એ પછી ખાનાની પાછી તઇયારીઓ ચાલુ થઇ. પણ હવે આગળના જેવી ખુશાલી સર્વના મોંહપર દીસતી ન હતી.

તેણી પાછી આવી બેઠી હતી પણ તેણી ઘણી ફીકી અને બીધેલી લાગતી હતી.

ખાનું ખલાસ થયા પછી ગાણુ તાણુની રમત કરી છેક રાતના મોડેથી સર્વ પરોણાઓ પોતપોતાને મુકામે ગયાં.

જયારે દરેક જણ ગયાં ત્યારે શીરીન અને બેરામ પોતાના ઓરડામાં એકલાં પડયાં. પણ બેમાંથી એક જણે પણ પોતાની આંખો ઉંચી કરી બીજાના મોંહ તરફ જોવાની હીંમત કીધી નહીં.

"શીરીન, તું તદન થાકી ગઇ છે માટે જઇને સુઇ જો." આખરે બેરામે જબાન ખોલી.

"અને તમો, તમો નથી આવતા?"

"મને થોડાંક કાગળો લખવાનાં છે."

"બેરામજી, પેલો તેણીનોજ અવાજ હતો!" શીરીને તેના ખભા ઉપર પ્યારથી હાથ મુકી તેના ચ્હેરા તરફ જોઇને કહ્યું.

બેરામ ચોંકયો પણ કાંઇ બોલ્યો નહી.

"શું તેણી પોતાના બચ્ચાંની કબ્જા વિષે ખરૂંજ બોલી હશે!" આતુરતાથી અને જીગરની ખરી લાગણીથી તેણીએ પુછયું.

"હું કાંઇ જાણતો નથી. હું કહી નહી શકતો કે તે અવાજ કોણનો હતો યા તે બોલ્યો તે ખરૂં હતું કે ખોટું?"

"તેણીનું છોકરૂં કોઇની જાણ વગર ગુમ થઇ ગયું છે એ શું ખરી વાત? તે બેગુના પશુની શું એ ખરી સરજત?

"બસ કર, શીરીન, ખુદાને ખબર. હવે એ બાબત ઉપર વાતજ કરવી બંધ કર."

"કેમ બંધ કરૂં? મારાં મોઢા ને મગજમાં ભમતા તેનાજ વિચારોને હું કેવી રીતે બંધ કરૂં?"

"હું તો એમ ધારૂં છું કે આપણી ઉપર કાંઇ જબરો ફંદો રમાય છે આપણે ખાતરીથી જાણીએ છીએ કે તેણી તો મરણ પામી છે અને તેણીના બાપે તેણીને દાટી છે. માટે પુણેના બંગલામાં દેખાયલો દેખાવ અને અહીં સંભળાયલો અવાજ એ બેઉમાં કાંઇ ઠગાઇ છે અને તે શોધી કાઢવાને હું મારાથી બનતી તજવીજ કરનાર છું."

"બેહેરામજી, આપણે લોકે જે જગા ઉપર તે રહેતી હતી

ત્યાં જઇ તેણી મરણ પામી તે વીષે પરપુછ કરવાનો ઠેડાવ કર્યો હતો તે તમને યાદ છે?"

"હા, અને થોડા વખતમાં આપણે ત્યાં જઇ તેમ કરશું. હાલતો સુઇ જા."

એટલું બોલી બેહેરામે શીરીનને વીદાય કરી પોતે ઘરના પુસ્તકખાનામાં પોતાના કાગજો લખવા ગયો

શીરીન સુવા જતી વખતે જે ઓરડામાં તેણીની પોતાની બેટી આલાં અને ગુલેસતાન સુતી હતી તેઓરડામાં દાખલ થઇ.

આ ઓરડો ખરેજ એક બેહેસ્તનું મકાન હતું. ચંદરમાનો પ્રકાશ પોતાના પુર તેજમાં તે ઓરડાની એક બારીએથી દાખલ થઇ તેમાં રૂપેરી ચાદર બીછાવતો હતો. આ ચાદરની ઉપર બે ઉંચી કારીગીરીનાં નકસીદાર પારણા બંધ કુરતનીએ પડેલાં હતાં. શીરીન આ બે પારણાંઓમાંના નજદીકનાં એક પારણાની આગળ ગઇ અને તેની કુરતની ઊંચકી અંદર સુતેલી ગુલેસતાનને નીહાળવા લાગી. ગમે એટલી પોતાની દલગીરી છતાં તેણી ગુલેસતાનને જોતાંજ હસી અને તેણીને વાંકી વાળી ચુમી લીધી. તેણીનું પારણું પાછું ઢાંકી શીરીન પેલાં બીજા પારણાં આગળ ગઇ અને તે ઉઘાડી તેમાં પોઢનાર પોતાની બેટી તરફ એક માતાના ખરા પ્યાર અને હરખ સાથે જોઇ તેનો હાથ પોતાની ચશમોમાં દાબી તેને ચુમી લઇ પોતાના ઓરડામાં ગઇ અને ત્યાં જઇ તે પાકપરવરની એક ટુંક બંદગી કરી મીઠી નીંદમાં પડી.

---

## પ્રકરણ ૫૧ મું.

### એક સ્વપનું—ખરી આગાહી.

આ તરફ બેહેરામ પોતાનાં કાગળો લખવા ગયો અને લખવાની સામગ્રી કાઢી ટેબલ આગળ બેઠો. પણ કાંઇ અજબ ખેંચાણથી તેના મનમાંથી રતનનો વીચાર નીકળ્યો નહી અને કાગળ ઉપર કાંઇ પણ લખી શકયો નહીં.

જેમ લોખંડનો ટુકડો લોહચુંબક તરફજ ખેંચાય છે તેમ તેના વીચારો તેણીનીજ યાદમાં ફરતા હતા. આ વખતે એકજ બાબત ઉપર વીચાર કરવાથી અને મંદ થઇ બેસી રહેવાથી બેહેરામ બેઠો બેઠો ઉંઘમાં પડયો અને નીચે પ્રમાણે સ્વપ્નું આવ્યું.

પણ તેને એમ લાગ્યું કે તે તે ખુરસી ઉપરજ બેઠો હતો અને તેના હાથ ટેબલ ઉપર ટેકવી તે ઉપર પોતાનું માથું મુકી પુણા ખાતે અને અહીં જે દેખાવો દેખાયા હતા તેનું મુલ શોધી કાઢવાનો વીચાર કરતો હતો. આ વખતે ઓરડાનું બારણું ધીમેથી ઉઘડયું અને એક કાલો આકાર અંદર દાખલ થઇ તેની સામે ઉભો, તેણે પોતાની આંખો ઉંચકી અને એક ઓરતને પગથી તે માથા સુધી એક કાલી ધાબલીમાં વીટલાયલી ઉભેલી જોઇ. તેણીએ તે ધાબલીથી પોતાનું મોહ પણ ધાંકયું હતું. તેણીએ પોતાનો હાથ ઉંચકી તે ધાબલી મોહ પરથી ખસાડી નાખી, અને રતનનો ચેહરો ખુલ્લો થયો. તે આ વખતે તદન સફેદ પુણી જેવી સ્થીર દેખાતી હતી. તેણીના હોથો પીસેલા હતા, અને તેણીના ડોલામાં આતસ બલતો હતો.

ધાસ્તીથી તદન બેફામ બનેલો આ પાપી માણસ બેહરામ પેલા આકાર પરથી પોતાની નજર પાછી ખેંચી શકયો નહીં. આખરે તેની વલગી ગયલી જીભ છુટી પડી અને અકડી ગયલા હોઠોમાં જરા ગરમી આવી અને તેણે પુછયું.

"રતન-મુવેલી કે જીવતી-તું અહીં શું કરવા આવી છે!"

"તુંને ચેતાવવા" કાંઇ પણ હીલચાલ હોય, પણ હીલ્યા વગર પેલા આકારે જવાબ દીધો.

"એટલે? મને ચેતાવવા એટલે?

"હા! તુંને ચેતાવવા?

સીંહ પોતાના શીકાર પર તરાપ મારવા અગાઉ ગર્જના કરી તેને ચેતવે છે. સરપ દંખવા અગાઉ ગણુ ગણે છે. ટુંકમાં હીચકારા મરદો સીવાય દરેક જણ. જંગલી પશુઓ વતીક પોતાના શીકાર પર તરાપ મારવા અગાઉ તેને ચેતાવે છે. પણ એક હીચકારો મરદ ચેતાવતો નથી.

"એટલે, તેથી તું શું કહેવા માગે છે?"

"હું, એક ઓરત જાત જંગલી જનાવરો અને મરદના કરતાં વધારે રેહમી છું. મારો ફટકો મારવા અગાઉ હું તને ચેતાવું છું."

"ખોદાને ખાતર ખુલાસાથી બોલ."

"જો તારામાં હીમત હોય તો તારાં બચ્ચાંની સંભાલ લે, અને તેને બચાવ. મારાં મુવેલાં બાલકની સજામાં મેં તારાં

બચ્ચાં પર કીનો લેવાના સોગંદ ખાધા છે, અને તે પુરા પાડવા હું આવી છું." એટલું બોલી જાણે પોતાના સોગંદ ખાધાની દરગાહમાં લખાવતી હોય તેમ પોતાનો હાથ ઉંચો કરી પેલો આકાર બહાર નીકળી ગયો.

"રતન ? ખુની ? કરપીણ ?" બેરામે ચોંકી ઉઠી તેણીને અટકાવતો હોય તેમ બુમ પાડી.

તેની ઉપર થયેલી જાદુઇ અસર દુર થઇ ગઇ હતી. તેનું લોહી તેના શરીરમાં છુટથી ફરવા લાગું. અને તેના આંગપર પસીનો ફુટી નીકળ્યો. તે આસપાસ જોવા લાગો ને પેલો આકાર ગુમ થઇ ગયો હતો.

શું આ ફક્ત એક ખાલી ખ્યાલ હતો ? શું તે સ્વપ્નું હતું કે શું તે ખરો બનાવ હતો ? તે કોઇ રીતે પોતાની ખાતરી કરી શક્યો નહી.

"બહુ લાંબી રાત નીકલી ગઇ છે." એટલું બોલી તે ઉઠયો અને પોતાના ઓરડામાં સુવા ગયો.

## પ્રકરણ ૫૨ મું.

## ચોરી-કીનો બીજો.

શીરીન પોતાના બીછાના ઉપર પડી હતી, પણ બેહરામે જોયું કે તેણીની આંખો ખુલી હતી. બેરામે તેણીને સુઇ નહી જવાનું કારણ પુછ્યું.

"મને ઉંઘ નથી આવતી. અને તમો પણ ઘણા થાકી ગયા હો તેવા દીસો છો?"

"મારા લખવાના ઓરડામાં હું બેઠો હતો ત્યાં મને ઝુક્ણ આવી-અને ત્યાર પછી મને એક ઘણોજ ખરાબ સ્વપ્નો આવ્યો છે."

"ખોદાનું નામ જબાંન પર લેવો કે તમને આરામ થાય." શીરીને દીલાસો દીધો.

"છોકરાંઓ કેમ છે? સુઇ ગયાં કે?" બેરામે પુછ્યું.

"હા, હું આવતાં આવતાં તેઓને જોઇ આવી હતી."

"કાંઇ નહીં તોબી હું જઇને તેઓને જોઇ આવીશ." બેરાંમ પેલા બાલકોવાલા ઓરડામાં જતાં બોલ્યો. તયાં જઇ તેણે એક પારણાની કુરતની ઉંચકી અને ગુલેસ્તાનને સુતેલી જોઇ. તે પાછી ઢાંકી બીજાં પારણા આગલ ગયો અને તેની કુરતની ઉંચકી. તરતજ તેણે એક અચાનક ચીચારી પાડી.

"શું છે?" શીરીને ગભરાઇને ઉઠતાં પુછ્યું.

"રૂસ્તમ, હું આહીં રહી શકતી નથી. મને અહીંથી જવા દે." પોતાના આ ગરીબ મીત્રને તેણીએ એક દીવસ કહ્યું, "અહીંની દરેક ચીજો મને ગઇ ગુજરીની યાદ આપે છે. દરેક દેખાવ મારાં સંકટો મારી નજર સામે મુકે છે."

"પણ મારી વહાલી શેઠાણી, હું તને કયાં લઇ જાઉ?"

"કેઠે પણ! કેઠે પણ આ દરામણી જગાથી દુર હું કેઠે પણ જઇશ."

"પ્યારી બાઇ, તું જ્યાં જાય ત્યાં તારી સાથ મને આવવાની રજા આપજે."

"નહીં! નહીં! નહીં! કોઇએ પણ મારી સંગાતે આવવું નહીં. જે કોઇ મને ખરાં અંતઃકરણથી ચાહતું હશે તેજ મને એકલી જવા દેશે. મારાં નસીબમાં, મારાં પાપ અને દુઃખમાં, અને મારાં સંકટમાં બસ મને એકલીનેજ ભાગ લેવા દેશે.

રૂસ્તમે આ વખતે બાહોંસ કરવી વીઅર્થ ગણી. પણ તે દીનથી તેણે નિશ્ચય કર્યો કે તેની આ દુઃખી બાઇની સંભાળ લેવી, તેણીની દેખરેખ રાખવી, કદી પણ તેણીની પુઠ છોડવી નહી, અને જો અગત પડે તો (તેના બોલોમાં બોલીએ તો) દુન્યાના છેડા સુધી જવું પડે તો ત્યાં પણ જવું.

અને એ પ્રમાણે એક દીવસ મોડી રાતે રતન ઉઠી અને પાઉં પેઆદી પોતાના ઘરમાંથી બહાર નીકળી.

રૂસ્તમ પણ તેણીની પુઠે તરતજ નીકલ્યો અને તેણીથી થોડે દુર દુર ચાલવા લાગ્યો.

તેણીએ પોતાનાં મનમાં કોઇ ચોકસ જગાએ જવાનો

વીચાર કીધો હોય એવું દીસતું હતું, કારણ જો કે તેણી જંગલે જંગલ, રખડતી હતી અને નદી નાલાંઓ ઓલંગતી હતી તે છતાં તેણી એકજ દીસાએ જતી હતી. રૂસ્તમ પણ તેણીની પુંઠે તેણી નહીં જાણે તેમ ચાલતો હતો.

ઘણા દીવસો એ પ્રમાણે રખડતી, જંગલનાં ફળ ફુલાદી ખાતી કે કદી બે દીવસ ભુખીજ રહેતી કે કદી ભીખ માંગી ખાતી. રતન આખરે પોતે નક્કી કરેલી જગા–મુંબઇમાં આવી.

રૂસ્તમ પણ તેણીની પુંઠે આવી લાગ્યો.

અહીં આવી તેણીએ મોટા શેઠના ખાનદાન વીષે પુછપરછ કરી અને તેણીને ખબર પડી કે શીરીનબાઇ અને બેરામજી બેઉ જણ પુણે પોતાના મામા ખાનબહાદુર હોરમસજી ઉમરીગરને ત્યાં પરોણા ગયાં હતાં.

તેણીના પોતાનાજ દુ:ખી અને કમનસીબ બાપને ત્યાં !

કાંઇ ઘાતકી નેમ રાખી રતને વળી પોતાના બેવફા ખાવીંદની પુઠ પકડી. તેણી મુંબઇથી નીકળી અને પુણા તરફનો રસ્તો લીધો, અને રખડતી રઝળતી ત્યાં જઇ પુગી.

પણ હાલ તેણી ત્યાં એકલીજ આવી નહી હતી. રૂસ્તમે જે તેણીની પુઠ પકડી હતી તે તેણીને રસ્તામાં માલમ પડીઓ અને તેને જોઇ અજબ થઇ. રતને તેને એમ તેણીની પછવાડે આવવાનું કારણ પુછ્યું. રૂસ્તમે તેના જવાબમાં પોતે તેણીનું રક્ષણ કરી તેણીને સીધે મારગે ઉતારવાનો જે વીચાર કીધો હતો તે જણાવ્યો.

# પ્રકરણ ૫૪ મું.

## નીરદય રતન.

અહીં આવી રતને પહેલું જે પગલું ભર્યું તે એકે તેણીએ પોતાનો વેશ બદલી નાખ્યો અને એક મુસલમાની ઓરતનો વેશ ધારણ કરી પુણામાંજ એક તદન એકાંત જગામાં રૂસ્તમની મદદથી એક ભાંગેલાં ખંડીએર જેવી જગા શોધી કાઢી તેમાં રહી.

પુણા ખાતે આવી પુગવાની બીજેજ દીવસે તેણીને ખબર પડી કે ખાનબહાદુર હોરમસજી અરદેસર ઉમરીગર તેજ દીને હેક થયા હતા.

રતન આ ખબર સાંભળી તદન; બેફામ બની ગઇ. જમીન પર ફસડાઇ જઇ તેણી પોતાના બાલો પીખી સર પટકવા લાગી. રૂસ્તમ તેણીની તરફ દયાની નજરથી જોઇ રડતી ચશમોએ અદબ વાલી ઉભો રહયો. તે આ વખતે કાંઇ બોલી શકયો નહીં.

એકાએક રતન કુદકો મારી ઉઠી અને કમાનમાંથી છુટેલા તીરની માફક એક જંગલનાં ભીતરમાં ગુમ થઇ ગઇ.

તેણીની જીંદગીની ધારતી કરી રૂસ્તમ પોતાના ભારી આંગે જેમ દેડાયું તેમ તેણીની પાછળ દોડયો અને ગીચ ઝાડીઓમાં એક પથર ઉપર તેણીને બેઠલી જોઇ. તેણીની સાડી ઝાડ ઝાંખરાથી ફાટી ગઇ હતી. તેણીના બાલ છુટા હતા, અને તેણી પોતાના હાથ પોતાના પગ ઉપર ટેકવી તે ઉપર માથું નાખી બેઠી હતી.

તેણીની નજદીક જઇ પીઠ ઉપર હાથ નાખી રૂસ્તમ બોલ્યો.

"વહાલી બાઇ, આ તારા શું હાલ ?"

"રૂસ્તમ,; જયારે મને બેવફા પાપીએ ફસાવી હતી ત્યારે હુ એમ સમજતી હતી કે દુનીયામાં મારે માટે તે પહેલું તેમજ સરવેથા છેલ્લુંજ દુઃખ હતું. પણ ત્યાર પછી જયારે જીવનાં જીવત મુવેલા આદમીઓની ઘોરમાં જઇ આવ્યા પછી મારૂં એકપુરૂં બાળક મેં ચોરાયલું જોયું ત્યારે હું એમ સમજતી હતી કે હવે મારાં દુઃખોનો અંત આવ્યો હતો અને મારે માટે હવે કાંઇ દુઃખ બાકી હતું નહી. પણ હવે! હજુર ઓહો! મારો બાપ! મારો વહાલો, ફરેસતાઇ ખસલતનો, બહાદુર, અચીલ બાપ, પોતાની એક પુરી બેતીના મહોતથી રીબી રીબી મરણ પામ્યો છે! અને આટલી જેહમતે કીધેલી મારી મુસાફરીનો મારા બાપના મરણ સમાચારથી મને બદલો મલ્યો છે! અફસોસ."

તેણી એટલું બોલી રડવા લાગી.

"ઓહ બેરામ, મુજી, કરપીન, બેવફા, તારી સામેના મારા આગના સોહલાઓમાં આ બનાવ એક બીજો સોહલો ઉમેરશે" રતન પોતાના દાંત્યાં પીસી બોલી.

રૂસ્તમ તેણીની પાસે ગયો અને પોતાના ગુઠણ ઉપર પડી બોલ્યો.;

"રતન દીકરી, વહાલી બાઇ, મારી તરફ જો. તારા બુઢા ચાકર તરફ નેગાહ કર. તે તારી આગળ ગુઠણ મંડી પડયો છે. તેનું સાંભળ. મારી તરફ જો."

"રૂસ્તમ તું શું કહેવા માંગે છે?"

તે પાપી સામે લડવાને મારી સાથ તઇયાર થા."

"રતન, મારી વહાલી શેઠાણી, પ્યારી બાઇ, નાદાન છોકરી, એ તું શું બોલે છે તેનો વીચાર કર."

"રાત અને દીન, જાગરતીમાં કે ઉંઘમાં, મને હવે કીના સીવાય બીજા કશાનો વીચાર છેજ નહીં."

"રતન, શું તેં આ દુનીયાનું સુખ ખોહયું તે સાથ પેલી જેહાનનો પણ ત્યાગ કરે છે? શું તું પેલી જેહાંનનો કાંઇપણ વીચાર કરયા વગર એકદમ સેહતાનનાં તાબામાં જવા માંગેછે?"

"હા! પ્યારને ખાતર મેં ખોદાનો પણ ડર કીધો નહી. તો હવે કીનાને ખાતર સેહતાનથી શું કામ ડરવું જોઇએ?"

# પ્રકરણ ૫૫ મું.

## ખરો ભુત.

કીનાને ખાતર ગુસ્સે થયેલી રતનના ઉપલા સખુનોએ રૂસ્તમ પર બહુ અસર કીધી. તેણે તેણીના સંગાથે હંમેશ રહી તેણીને બચાવા અથવા તો કોઇ દીવસ તેણીનીજ સાથે મરવાનો જે ઠરાવ કીધો હતો તેને મજબુત કીધો અને ઊઠીને તેણીની સાથે તે ચાલ્યો.

તેઓ ખાન બહાદુરવાલા બંગલાની નજદીકમાંજ છુપાયાં અને ત્યાંથી તે બંગલાનો સરવે રાદબાત જોવા લાગ્યાં.

આ વખતે મરનાર ખાનબહાદુર હોરમસજીની લાસને બહાર લઇ જવામાં આવતી હતી અને રતન પોતાની છુપાવાની જગામાંથી પોતાના આ મરણ પામેલા બાપને છેલ્લો સેજદો કરી તે ઉપર આંસુઓની ધારા ચલાવી.

એ પછી જે દીવસે તેવણનું વીલ વંચાવાનું હતું તે દીવસે ટક જોઇ રતન પેલા ઓરડામાં ભરાઇ હતી અને તેણીએ ત્યાંથી તે વીલ વંચાતા સાંભલ્યું હતું. ત્યાંથી તેણીએ વીલ સાંભળવા આવેલાં લોકોને બેરામ અને શીરીનને મુબારકબાદી આપતાં સાંભલ્યાં હતાં અને જે વખતે પેલા બુઢા ગ્રહસ્થે ઉઠી "તે મકાનની થએલી નવી શેઠાણીની સલામતી" ચાહી ત્યારે તેણી ત્યાંથી બોલી હતી કે—

આ મકાનની શેઠાણી તમારી સલામતી કબુલ રાખી ઉપકાર માને છે."

આ વખતે રતને બેરામ સાંભે નીકળી આવી જે ગભરાટ ફેલાવ્યો હતો તે આપણે વાંચી ગયા છીએ અને તે ગભરાટનો લાભ લઇ તેણી ત્યાંથી નીકળી પાછી પેલાં ખંડીએરમાં ભરાઇ ગઇ હતી.

અહીં રૂસ્તમ તેણીને મળ્યો.

તેણી તેની તરફથી બહારની દુનીયાની દરેક ખબર મેલવતી હતી. જયારે તેણીએ જાણ્યું કે શીરીનને સુવેલું બાળક અવતર્યાથી બેરામની આશા ભંગ થઇ હતી અને શીરીન, તેણીએ કરેલા દેખાવથી મોતના પંજામાં જઇ પડી હતી ત્યારે તેણીની ખુશાલીનો પાર રહયો નહી. શીરીન તેણીની હાજરીથી કેટલી અજબ તેમજ દુખી થઇ હતી એ વાત જાણી તેણી ખુશાલીથી પુકાર મારતી હતી.

અંતે જયારે તેણીએ જાણ્યું કે આ જોડું પુણાં છોડી ગયું છે ત્યારે તેણી પણ તેઓની પુઠે પાછી નીકળી. કેવી રીતે તેણીએ તેઓની પુંઠ પકડી અને કેવી રીતે છુપાઇ બેસી કેવી રીતે તેઓની બહારો બહાર ખબર કાઢતી, કેવી રીતે તેઓ ઉપર તરાપ મારવાની ટકો જવા દઇ કોઇ વધારે સારી ટકને માટે થોભતી એ સર્વે અહીં કહેવું કાંઇ અગતનું નથી. એટલુંજ કહેવું બસ થશે કે જયારે બેરામ અને સીરીન પાછાં મુંબાઇ આવી પુગાં ત્યારે એઓનીજ સાથે રૂસ્તમ સાથ ત્યાં આવી પુગી.

# પ્રકરણ ૫૬ મું.

## ખરો ચોર.

રતન જયારે ત્યાં આવી પુગી ત્યારે તેણીની જાણમાં આવ્યું હતું કે શારીનને ફરીથી હમેલ રહયા હતા અને થોડાક વખતમાં તેણી એક નીરદોષ બાળકની માતા થવાની હોંશભરી આશામાં હતી. પણ તેણીની એ આશા કોઇબી પ્રકારે ભંગ કરવાનો રતને ઠેરાવ કીધો.

"જે પ્રમાણે મારૂં નીરદોષ બાળક મારી જાણ વગર ગુમ થઇ ગયું છે તેજ પ્રમાણે હવે એના બાલકને હું તેના બદલામાં એક એક પછી ભોગ લઇંશ. એવું પહેલું છોકરૂં તો પુરૂં થઇ ગયું છે અને બીજાઓનો પણ હું તેવીજ કોઇ રીતે નાશ કરીશ. અને હવે પછી જે બાળકો જનમશે તેઓનો પણ એવીજ રીતે યાને મારેજ હાથે અંત આવશે." આ ક્રૂર ઓરત મનમાં બબડી.

પોતાના કીનાનો ફટકો બરાબર લગાડવાને માટે તેણીએ એક એક પછી ઘણીક ટકો જતી મેલી અને આખરે તેના જનમ દીવસની વરષગાંઠનો દીન તેણીને પોતાના આ કાળાં કરતુકને માટે વધારે શુભ લાગ્યો.

તે દીવસે તેણી સર્વેની નજર ચુકાવી જમશેદ બાગમાં બેરામના લખવાના ઓરડામાં ભરાઇ અને જ્યારે સાંજના સર્વે મેજબાનો મળી આ નવાં બાળકની તંદોરસ્તી ચાહતાં હતાં ત્યારે તેણી પોતાની છુપાવાની જગાએથી નીચલા શબ્દો બોલી હતી–

"બેરામજીની પહેલી છોકરી તો તમારી સલામતી વગર

કયે દીવસની મારગ લાગી ચુકી છે. જો તેણી જીવતી હોય તો તેણીને માથે કોઇનો સાહયો નથી. મરી ગઇ હોય તો તેણીનું હાડ ઠેકાણે પડયું નથી. જંગલમાં જંગલી પશુનાં બચ્ચાં પેરે તેણી જનમી હતી અને તેનીજ મીશાલ કોઇની જાણ વગર તેણી ગુમ થઇ ગઇ છે!"

એટલા સખુનો બોલી તેણી પાછી પોતાની છુપાવવાની જગાએ ભરાઇ હતી.

આ વખતે ઘણી શોધ થઇ હતી પણ જેનું કાંઇબી પરીણામ આવ્યું નહતું તે આપણે આગળ વાંચી ગયા છીએ.

રતને સર્વ પરોણાઓને વીદાય થતા જોયાં, શીરીનને બેહરામે સુવા મોકલી તે સાંભળ્યું. ત્યારપછી બેરામ પોતાના લખવાના ઓરડામાં દાખલ થયો તે પણ તેણીએ જોયું. આ વખતે તેણી એક અંધારા ખુણામાં છુપાઇ ગઇ અને ત્યાંથી બેરામને પોતાની ટેબલ આગળ બેસી લખવાનાં ફાંફાં મારતો જોયો. પણ જ્યારે તેનાથી નહીંજ લખાયું અને તે પોતાનું માથું પોતાના હાથ ઉપર ટેકવી તે દીવસે સાંજે બનેલા બનાવો ઉપર વીચાર કરતો હતો ત્યારે તેણે ધીમેથી પોતાની છુપાવવાની જગાએથી પાછી બહાર આવી અને તેની એક ટાંગેલી બતીની વચે આડી ઉભી.

તેણીનો ઓલો પોતાનાં મોઢાં ઉપર પડવાથી બેરામ ચોંકયો.

પોતાંની આંખો ઊંચી કરી તેણે તુરત આ ઘાતકી ઓરતનો આકાર યા ઓળો ઓળખી કાઢયો અને ધ્રુજતા અવાજે પુછયું.

"તુંને ચેતાવ્યા! જંગલી જનાવર પોતાના શીકાર ઉપર તરાપ મારે છે, તે અગાઉ ઘુરે છે. સાંપ ડંખવા અગાઉ ગણુગણે છે! અને હું તુંને ફટકો મારવા અગાઉ ચેતાવું છું! તારા બચ્ચાંની સંભાળ લે!"

એટલું બોલી બેરામ કાંઈપણ જવાબ આપે તે અગાઉ પવન વેગે તેણી ઓરડામાંથી બહાર નીકળી બાળકોના સુવાના ઓરડામાં ગઈ. ત્યાંથી તે બેરામનાં સુતેલાં બાળકને પોતાની ખાંધ ઉપર મારી દાદર પરથી ઉતરી બાગને પાછલે દરવાજે બાગ વટાવી ખેતરો, વાડીઓ વગેરે કુદાવી જંગલમાં ભરાઇ અને તે બાળકની શોધ શરૂ થઇ તે અગાઉ તો રતન તેની સાથ એકદમ ગુમ થઇ ગઈ.

---

## પ્રકરણ ૫૭ સું.

## એક ઘાતકી કર્મ.

પોતાના ચોરેલા બચ્ચના સાથ દોડતી હાંફતી, અને તદન ઉસકેરાયલી રતનને રૂશતમ જંગલમાં સામો મલયો અને તેણીને દોડતી અટકાવી બુમ પાડી ઉઠયો.

"રતન, રતન, દીકરી રતન સબર!

"રૂસતમ પાછો તું અહીં!" રતને અજાયબીથી પુછ્યું.

"દીકરી, હું કદી પણ છુટો પડયો નથી. પણ આ તારા હાથમાં શું?"

"રૂસતમ. મારાં કામોની આડે આવવાને, મારાં દુઃખોમાં ભાગ્યો થવાને અને મારા કીનાનાં આતસપર પાણી રેડવાને મેં તને મના કીધો હતો અને તે છતાં તું પાછો મારી આડે શું કામ આવ્યો છે?"

"બેટી હું કદીપણ તને છોડનાર નથી. હું તારી નજદીકમાં તારી હજુરમાં હમેશ રહીશ અને તારી નજદીકમાં તારે માટેજ મરણ પણ પામીશ."

"ત્યારે તું તારૂં ફરમાન તોડે છે?"

"બાઇ, હું તારી ચાકરીમાં સદા હાજર છું."

રતન અને રૂસતમ બન્ને એકમેકને તીકી તીકીને જોવા લાગાં. બેઉના ચહેરાપર એકજ ઠેઠાવને વલગી રહેવાનો નીશચય જણાતો હતો.

"રૂસતમ, મારે લીધે તું તારી જીંદગી નકામી બરબાદ કરે છે!"

"વહાલી બાઇ, તારાં કુકરમોથી વારવા, તારાં ઘેલાં-પણાનો ઇલાજ કરવા અને દુઃકમાં તારૂં રક્ષણ કરવા હું હમેશ તારીજ સાથે રહીશ. ઓ, રતન? દીકરી, આ તું શું લઇને દોડે છે?"

- "ખુનનો બદલો ફાંસી!"

"બાઇ, બાઇ, એ કેવું કરપીન કામ છે તે સમજ! ઉમરે પુગેલાં મોટાં આદમીઓના કામનો બદલો નાનાં નીરદોષ બાલકો પાસેથી લેવો એ સુદલ વાજબી નથી. આ

તારા હાથમાં શું છે?

"મારો કીનો?"

"એક બચ્ચું! એક નીરાશ્રીત બાલક! રતન, રતન, શું દુખથી તું એટલી દીવાની થઇ ગઇ છે કે તું શું પગલું ભરે છે? તે પણ તું જોતી નથી? જે પાપમાં આ બેગુનાહ બાલકનો કે તેની નીરદોશ માતાનો જરા પણ ભાગ નહી. બદલો, કીનો, શું તું એ નીરદોશોપર લેવાને વાજબી ધારે છે?"

"મારૂં સત્યનાસ વાળનારની છાતીમાં જખમ કરવા, તેને રીબાવવા ગમે એટલા ભોગો લેવા પડે તો તેઓના જાન લઇ હું તેને હમેશનો દુખી, હમેશનો રીબતો કરીશ."

"અફસોસ! કેવી નાતરસ! કેવી કૃર! પોતાને થયલા દગાને લીધે તેણી એક ખરેખરી ધાતકી હેવાન થઇ ગઇ છે. પણ નહી! એ ફકત ઘેલી થઇ ગઇ છે. દુખથી એણીનું મગજ ખશી ગયું છે! નાચાર છોડી! દુખે તું દીવાની થઇ છે. મારે મારૂં રક્ષણ કરવું જોઇએ." રૂસતમ પોતાના મનમાં બબડયો અને પછી ધીમેથી બોલ્યો.

"રતન મારી દીકરી, મારૂં સાંભલ? ખરૂં છે કે તારાં સુખનો સુરજ હવે તદન અસ્ત પામયો છે. પણ તેણે તારી જીંદગીમાં કાંઈ પણ ગુહનાનું ધાબુ નાખ્યું નથી. માટે સાંભલ કે તું હવે જે અંધારામાં આવી પડી છે તેથી તું જલતા અંગારમાં જઇ નહીં પડે! સાંભલ કે દુખના દરયાવમાંથી હમેશના પસતાવાનાં સાગરમાં તું નહી ડુબે? તું બીજાના પાપે તો આટલી હેરાન થઇ છે માટે તારાં

પોતાનાજ પાપે તું વધુ દુખમાં ના પડ. રતન, મને આ બાલક પાછું આપ કે હું તેની રડતી માને સ્વાધીન કરૂં."

"કદી નહી!" પોતાના દાંતો પીસી પકકા ઠરાવથી રતન બોલી.

"ત્યારે તું એને શું કરશે? મારી ખાતરી છે કે તું એને કોઇબી રીતે ઇજાતો કરશેજ નહીં. રતન, ધ્યાન રાખ, કે ત્રણ કલાકમા તો આખું શેહેર આ બાલકના ગુમ થવાથી ચક ચઢશે અને થોડા વખતમાં આપણે પકડાઇ આવશું."

"હું બહુજ ગીચ જંગલમાં આવી છું, અહીં મને કોઇબી પકડી શકશે નહી."

"ચોરને પકડવાનાં કાંમમા આવતા કુતરાઓને તારાં પગલાંપર મુકી તેઓ જરૂર તુંને અહીં પકડી પાડશે."

"ત્યારે તો હું એથીબી વધુ બીઆબાનમાં જઇશ."

"રતન, આ બાલક મને પાછું આપ."

"કદી નહી—ખસ મને જવા દે!" એટલું કહી એક હાથે પેલા બાલકને પોતાની ગોદમાં મજબુત પકડી બીજે હાથે રૂસ્તમને હંસેલો મારી આ દીવાની છોકરી નાહસી ગઇ, અને પાણીના એક નાના તલાવ આગલ આવી પુગી.

"હવે એ લોકો અહીંથી મને કદી પકડી શકશે નહી. તેઓને મનથી હું મરણ પામી છું પણ હજુર પણ મારાં દુખનો કીનો લેવા જીવીશ. હા! હા!! હા!!!"

એટલું બોલી પોતાના ઉપરના કપડાં તથા પેલાં બાલકની જે ઓઢણી તેણી બેરામને ઘરથી લાવી હતી તે ખુબ તરેહથી પાણીમાં બોલી ને ત્યાં કીનારાપર નાખ્યા અને પછી તેના છાલકા પાણીમાં ચાલતી ચાલતી બીજે કીનારે નીકળી ગઇ.

---

## પ્રકરણ ૫૮ મું.

### ગરીબ બીચારી શીરીન.

જમશેદબાગમાં આલાંની શોધ કાંઇ પણ ખામી વગર ચાલું રહી. સરકારી પોલીશના પુશકલ આદમીઓને ગુમ થયેલા બાલકની તલાસમાં મોકલ્યાં.

જયારે કાંઇ પણ ઇલાજ ન રહયો ત્યારે છેલ્લા ઉપાય તરીકે વાસ ઉપરથી આદમીની નીશાની મેલવનારા કુતરાની એક જોડ કાંમે લગાડી. આલાંની જગા આગલથી તેઓ સુંઘતાં સુઘતાં આખરે પેલા તલાવની નજીદીક આવી પુગાં.

"યા ખોદા! પેલી ગરીબ માતાને આથી કેવો ફટકો લાગશે? આ બેઅકલી આદમે પોતાનો જાન તે બાલકના જાન સાથે તે કીરતારને હવાલે કીધો છે." કુતરાની સાથ તલાવના કીનારા આગલ સર્વથી પેહેલો આવેલો અમલદાર બોળી ઉઠયો.

જયારે આ ખબર બેહરામને કહેવામાં આવી તયારે જો કે પોતાના બાલકને ખોહવા માટે તે દલગીરતો થયો પણ એ વાતથી તેને દીલાસો મલ્યો અને તે એક જમની માફક

તેની પુઠે લાગી તેને હેરાન કરનાર તેનો દુશમન આખરે આ જેહાનથી કુચ કરી ગયો હતો.

ઘણાક દીવસો સુધી આ દુઃખી ખબર શીરીનને કેહવામાં આવી નહીં. પણ આખરે જયારે તેણી પોતાના બાલકની કાંઇ પણ ખબર વગર વધારે બેચેન થતી ગઇ અને તેને માટે હજારો કલપીત વીચારો કરતી ગઇ ત્યારેજ તે બાલકની ખરી હાલતથી તેણીને જાણીતી કરવામાં આવી.

આ ખબરથી શીરીન ઉપર ધારવા કરતાં જુદીજ અસર થઇ.

દુઃખમાં ઉછરેલી, દરેક દુઃખોમાં પસાર થયલી, આ નોજુવાન પણ ધીરજવંતી નારે આ ખબરથી સંતોશ પકડી તે દાદગરનાં સુગર કીધા, કે તેણીની નીરદોષ બાલકી જીવતી રહી આ દુઃખી દુનયામાં વસવાને બદલે એક એવી દુન્યામાં ગઇ હતી કે જયાં તેણીને માટે હંમેશનું સુખ અને શાંતી વસતી હતી, જયાં તેણી આ દુન્યાની બદીઓથી વેગલી સર્વે આદમજાતના તે બાપના સાહેતા તલે રહી ત્યાંની મોજ મજાહ ચાખતી હતી.

---

## પ્રકરણ ૫૯ મું.

### ખોવાયલુ બાલક.

ઉપલા બનાવોને નજદીક એક માસ વીતી ગયો હતો.

સુરજ અસ્ત પામ્યાને નજદીક ૭ કલાક થઇ ગયા છે. કાલી બીહામની રાતનો અંધકાર સર્વ ઠેકાણે પંઠરાઇ રહયો છે. સુરત શેહરમાં સર્વ લોક ભર નીંદ્રમાં પડયાં છે, અને આખાં

શેહરમાં જંગલી કુતરાઓનો ભસવાનો અને તોફાની પવનના અવાજ સીવાય બીજો કાંઇ પણ અવાજ આવતો નથી.

એક મોહલ્લામાં એક બહુજ હલકી બાંધણીના ઝુંપડાંમાં એક દુખરી જાતની ઓરત રેહતી હતી. આપણે બોલીએ છીએ તે વખતે એક બીજી દુખરી સાથ તે સુતેલી હતી અને બહાર જે પવન ફુંકાતો હતો તે વીષે બબડયા કરતી હતી.

પણ સબર! તે વખતે તેણીને બહારના પવનના સુસવાટા સાથ એક નાજુક બાલકનો રડનો અવાજ સંભલાયો. તેણી ઉઠી અને પોતાનાં ઝુપડાંની બહાર આવી. આ વખતે ફરીથી તેણીને કોઇ બાલકના રડવાનો અવાજ સંભલાયો અને તેણી અંધારામાં તંતોસતી બહાર આવી. તેણીના પગને કાંઇ નરમ જણસ લાગી અને તેણીએ વાંકી વલી ત્યાં પડેલાં એક બાલકને ઉંચકી લીધું, કારણ કે પુષ્કલ ઠંડી લાગ્યાથી આ બાલક ચીચવાઇને રડતું હતું.

તેણી તેને લઇને તુરતજ અંદર આવી અને પેલી પોતાની બેહનપણીને ઉઠાડી.

"ગંગા, આ જો. આ એક એવો ખજાનો છે કે જેથી આપણે કાંઇ પણ વધારે મેહનત વગર પૈસો મેલવી શકીશું. તું અને હું વારા ફરતી એને લઇ બાહાર જઈશું અને એને રડાવી લોકો પાસ એના અને આપણા પોષણકાજે ભીખ માંગશું અને લોકો જેઓ આપણુને જોઇ હાંકી કહાડતાં હતાં તેઓ આ બાલક ઉપર રહેમ કરી જરૂર હવે આપણુને કાંઇ ભીખ આપસે."

પેલી ઓરતે બીજી પોતાની આ પેહેલી બેહેનપણીનાં નીચ કામમાં તેણીને ઉસકેરી અને પોતાની પણ મદદ આપવાને કબુલ કીધું.

આ નીચ દુખરીઓ જ્યારે પોતાની ઉપલી વાત કરતી હતી ત્યારે તે શહેરના રીવાજ પ્રમાણે ફરવા નીકલેલો દાંડયો તેઓના ઘર આગલ આવી પુગો, અને આગલ ચાલવા જતાં કાંઇ ચીજ સાથ અડ્ડીને જમીન ઉપર પડી ગયો.

"વલી એ શું પીડા! એ રસ્તામાં કોઇ વલી છાકતું થઇને પડયું હશે! ભલાં આદમીઓ પાસ પૈસા વધારે હોય તો તે મારા જેવા ગરીબોને કેમ નથી આલતા કે તેનો આવો ખરાબ ઉપયોગ નહીં થાય." પોતાને માથેનો ફુપેટો પાછો લપેટતાં ઉઠી આપણો દાંડયો બોલ્યો અને વાંકો વલી ત્યાં શું પડયું હતું તે તપાસવા લાગ્યો.

તેને કોઇ આદમી ત્યાં પડેલું લાગુ પણ પોતા પાસ બતી નહી હોવાથી તે કોણ હતું તે બરાબર પીછાની શકયો નહી.

તેણે પેલીજ દુખરીનું ઝુપડું ઉઘડાવ્યું અને તેઓ પાસ એક બતી માંગી.

પેલી ઓરતોએ પેલાં બાલકને ઝટપટ સંતાડી દઇ દાંડયાને એક બતી આપી. તે બતી લઇ બાહેર જુવે છે તો તેની અચરતીનો પાર રહયો નહિં.

નહીં મુસલમીન, હિન્દુ, કે નહી પારસી એવા લેબાસમાં

એક ઓરતને તેણે ત્યાં પડેલી દીઠી. તે પોતે જોકે ગરીબ અવસથામાં હતો અને ઘણોજ જઇફ હતો, પણ તેને પેટે પણ એક બેટી હોવાથી દયા શું ચીજ છે તે તે જાણતો હતો અને તેથી પેલી ઓરતની મદદ લઇ તેણે પેલી ઓરતને પોતાની ખાંધ ઉપર મારી અને તેને પોતાને ઘેર જે ત્યાંથી થોડુક દુર હતું ત્યાં લઇ ગયો.

ઘેર લઇ જઇ તેણે તે ઓરતને એક બીછાના ઉપર સુવાડી અને તેણી જે તદત બેભાન હાલતમાં હતી તેણીને ઉપાયો કરી સુધીમાં લાવ્યો.

એ ઓરત કોણ હતી? એ ઓરત બીજી કોઇજ નહી પણ આપણી વારતાની નાયકા રતન હતી.

આ વખતે તેની એક સુંદર નાજુક બદનની રૂપાલી બેટીએ પોતાની આ અભાગની બેહનપણીને હુશીયારીમાં લાવવાને તેને બહુ મદદ કીધી અને પોતાના એક નાના ભાઇને પણ તેણીની માવજત કરવામાં રોકયો.

આખરે આ પરગજુ ગરીબોની મેહનતનો બદલો મલ્યો. રતને હુશયારીમાં આવી એક દાથ મારી અને જાણે પોતાની છાતી આ હાયથી હલકી થઇ હોય તેમ બોલી.

"હું કયાં છું?"

"બાઇ, દોસ્તો અને ભલુ ઇચ્છનારાઓ સાથ તું છે." પેલા બુઢાએ તેણીના મોંહ આગલ કકડતા બેવડાનું એક ગલાસ ધરી કહ્યું. રતને તે મુંગે મોંહડે પીધું. અને થાકેલી હોવાથી તથા એક કેફી વસતુની અસરથી તુરતજ ભર ઉંઘમાં પડી.

આ દયાલુ બાપની માયાલુ બેટીએ એ પછી પોતાના બાપને તેના બીછાનાપર રવાને કીધો અને પોતે રતનની નજદીકજ સુતી કે જેથી તેણી કાંઇ માગે તો પોતે તુરત તેણીની આગલ હાજરે થાય.

આ લોકો સુતેલાં છે તે વખતે આપણે એ લોકોની થોડીક ઓલખ આપણાં વાંચનારને આપીએ.

આ બુઢાની ઓરત બહુ લાંબો વખત થયો પોતા પાછલ એક નાની ઉમરની છોકરી અને એક છોકરો મુકી મરણ પામી હતી. તેણીના મરણ પછી આ નાના કુટુંબની અવસ્થા બહુજ ખરાબ થઇ ગઇ. આખો દીવશ મેહેનત મજુરી કરતાં પણ પેલો બુઢો પોતાની આ બેટી અને બેટાનું પેટ ભરી શકતો ન હતો. આખરે પેલીછોડી પોતાની ઉમરે પુગી અને પોતાના બાપની આ દુરદશા તેણીએ તુરતજ જોઇ લીધી, અને પોતે ઉંમગ પકડી મેહેનત કરી પોતાના જઇફ બાપને તેની જંજાલયતમાં મદદ કરવાનો વીચાર કીધો.

આ વખતે આ બુઢો દાંડયા તરીકે કામ કરવા લાગ્યો અને તેથી તેનું થોડું થોડું ગુજરાન ચાલવા લાગું. પોતાના ઓલખીતાઓની ભલામણથી તેણે પોતાની બેટીને માટે પણ એક પારસી રેંહેંટો કાંતનારને ત્યાં રહેંટા ઉપર કામ કરવા રખાવી અને એ રીતે જ્યારે આપણી વારતાની નાયકા રતન તેઓના ઘરમાં આવી પડી છે, ત્યારે આ બાપ દીકરીની સામતી મેહેનતથી તેઓના ઘરનો ગુજારો કરકસરથી ચાલતો હતો.

## પ્રકરણ ૬૦ મું.

### આપણી નાયકા એક મુસલમાની.

બીજે દીવશે સદવારના આ મેહનતુ બાપની કસાયણી બેટી સવારેથી ઉઠી ઘરનું કામકાજ કરી બે કલાકમાં પોતની નોકરીએ રેહેતો કાઢવા સારૂ તઇયાર થઇ.

રતનને તેણીએ દીલાસો દઇ પોતાને ત્યાંજ રેહવાને આગ્રહ કીધો અને પછી પોતાને ધંધે ગઇ.

તેણીના ગયા પછી તેણીનો બાપ રતન આગળ આવ્યા અને તેણી તે કોણ હતી અને કયાંથી આવી મોડી રાતે ત્યાં આવી પુગી હતી તથા શું કામ માટે આવી હતી તે વગેરે સવાલો પુછયા.

રતને તેનો ટુંકમાં જ જવાબ આપ્યો. તેણીએ જણાવ્યું કે તેણીં પોતે એક મુસલમાની હતી તથા સુરતથી થોડેક દુર એક પારસી શેઠયાને ત્યાં નોકરી હતી, પણ તેણીને કાંઇ પણ કામકાજ આવડતું નહોતાથી તેઓએ તેણીને રજા આપી હતી. મારૂં કાંઇ પણ ઘરબાર ન હોવાથી રખડતી હતી અને મારે પોતાને લાયકની નોકરીની તલાસમાં હતી.

રતન આ બાબદમાં કેટલું સાચું બોલી હતી તે વાંચનાર સારી રીતે જાંણે છે.

તેણીની આ બનાવટની વાત ખરી માની પોતાથી બનતું કરી તેણીને માટે કાંઇ નોકરી શોધી કાહડવાની કબુલાત આપી બુઢો પણ પોતાને કામે ગયો અને રતનની આગલ પોતાના પેલા નાહના બેટાને મુકી ગયો.

તેઓના ગયા પછી રતને તેને પોતાની આગલ બોલાવ્યો અને માયાથી તેના માથા ઉપર હાથ મુકી તેને પસવારીને પુછ્યું.

બચા, જયારે મને તારા બાપે ઉચકી લીધી ત્યારે તેને બીજુંબી કાંઇ મલ્યું હતું કે ?

"બીજું? બીજું શું ?"

"એક—એક નાનું—છોકરૂં ?"

"છોકરૂં ? નહીંજી !" પેલા છોકરાએ અજબ થઇ જવાબ આપ્યો.

"શું તું ખાતરીથી કહે છે કે તેને કાંઇ પણ મલ્યું નથી ?"

"નહીંજી કાંઇજ નહીં ! પણ તમને એ પુછવાનું શું કારણ ?"

"મને વીચાર આવ્યો કે ત્યાં એક બાલક પણ પડેલું હતું !"

"વીચાર આવ્યો ? તેમાં કાંઇબી નવાઇ નથીજી ! જયારે માણસો ઘણાંજ આજારી પડે છે ત્યારે તેઓને એવા ઘણાક વીચારો આવે છે. એમ તો મારા બાવા જયારે ભેજાંની તાપથી હેરાન હતા ત્યારે તેવણને એવો વીચાર આવ્યો હતો કે અમારૂં ઘર બધું સોનાથી ભરાઇ ગયું હતું અને ખરૂં પુછતાંતો અમારી પાસ એક પઇ પણ ન હતી. આજારી આદમીઓને હંમેશ એવા વીચારો આવે છે."

આ વાત ચીત પછી રતને પેલા છોકરાને પોતાથી દુર મોકલ્યો અને પોતે પછી બીછાના ઉપર પડી પોતાના

દુઃખી વીચારોમાં ગરક થઇ.

એક સાંજના પેલી છોકરી અને તેણીનો બાપ આવયો અને રતન સાથે પોતની ગરીબ હાલત પ્રમાણેનું હલકું ખાનું લઇ સઇ ગયાં.

આ રીતે રતન બીજો દીવસ રહી ત્યારપછી આ બાપ દીકરીની સામતી મેહનતથી જે ઘરમાં પેલી છોકરી કામ કરવા જતી હતી ત્યાંજ એક બીજી રેહેંટ્યો કાંતનારની જરૂર હોવાથી રતનને પણ ત્યાંજ નોકરી આપવામાં આવી.

આ પ્રમાંણે આપણી દુઃખી થયેલી રતન એક મુસલમાનીના ધારણ કીધેલા વેશે પારસીઓનાંજ ઘરમાં ફાતમાનું મુસલમીન નામ ધારણ કરી રહી અને ત્યાં કામ કરી પોતાનું ગુજરાન ચલાવવા લાગી.

---

# પ્રકરણ ૬૧ મું.

## વફાદાર ઓરત

પોતાના બે બાલકોના અકાલ મરત્યુથી અને પોતાના ખાવાંદની ગેરઆબરૂ થવાથી શીરીન ઘણીજ દુઃખી રહી ગઇ હતી.

દુન્યા તેણીને મનથી હવે એક દોજખખાંનું હતું. બેરામના ગમે એટલા પણ પ્યાર છતાં તેણી કોઇ રીતેબી તેથી દીલાસો મેલવી શકતી ન હતી. ફકત તે પરવરે પાકના બંદગીમાં પોતાનું સર ઝુકાવી તેને નમી પોતાના મનને તે દીલાસો દેતી હતી.

બેરામનાં નસીબમાં પણ હજુર દુખ જોવાનું ઓછું ન હતું. અધુરામાં પુરૂં તેને એટલું દુખ એ વધ્યું કે જેમ જેમ વખત વહેતો ગયો તેમ તેમ શીરીન તરફનો તેનો પ્યાર વધતો ગયો. તેને મનથી એમ લાગતું કે તેના એ પ્યારથી શીરીન પોતાનાં દુખો વીસરી જઈ અસલ જેવી હસતી, રમતી, અને સુખી થાશે. પણ આપણે ઉપર કહયું તેમ તેણીને તેનાં એ પ્યારથી મુદલ દીલાસો મલતો ન હતો. આહા, આદમ જાતનું હઇયું અંદર ખાનેથી જખમી કરવું એ બહુજ જબુન તેમજ બીકટકામ છે, પણ એક વખત જો તે જખમી થયું તો તેને રૂઝાવાને આ દુન્યાના કાંઇ પણ મલાજો કારગત લાગતા નથી. ઓરત જાતનું હઇયું જખમી કરવું એ હફતેખાન વતાવવા જેવડું કામ છે. પણ જો એક વખત તે જખમી થયું તો તેને રૂઝવવું એ હફતેખાનોમાં જઈ જીવ આપવા જેટલું બીકટ છે. તે કદી પણ રૂઝાઇ શકાતું નથી. એક વખત તેનું હઇયું ફરયું કે તેને પાછું અસલ જેવું કરવું એ નહીં બની શકે એવું છે. જે લોકો ઓરતના ખરા પ્યાર અને ચાહાના તલબગાર છે. તેઓએ આ વાત ધ્યાનમાં લઇ પછી તેઓના સંબંધમાં આવવું, નહીંતો આખરે તેઓનો હાલ આપણી વારતાના નાયક જેવો થઇ પડશે.

શીરીન પોતાના ખાવીંદ તરફ હમેશ માફક વફાદાર રહી હતી. પણ તેણીની છાતીમાં હવે એક ફેરફાર થયો હતો. અગાઉ તેણી તેને ખરા ખુદરતી પ્યાર અને વહાલથી ચાહતી તથા તેને પોતાના ખાવીંદ અને ગોઠયા તરીકે માન આપતી હતી. હવે તેણી તેને બીકની મારી ચહાતી હતી અને પોતાના

હુકમ ફરમાવનાર ધણીતરીકે બીહને માન આપતી હતી. તેના પ્યારના સખુનો તેણી પહેલાં ખુશીથી સાંભલતી હતી અને તે તેણીને અનથી મધુર વચન હતાં. પણ હવે તેણી તેઓને દલગીર દીલે સાંભલતી હતી અને દુખી હઇડે તેઓને પોતાના કાનપર નાખતી હતી કારણ તેણી જાણુતી હતી કે તેના પ્યાર ઉપર તેણીના કરતાં એક બીજીનો વધારે ચઢયાતો હક હતો.

રતન, બેરામની દુખ્યારી ઓરત, હયાત હતી.

કીનાબાજ રતન, પોતાની ઘોરમાંથી જીવતી બહાર આવી હતી.

કેવી રીતે તેણી દતાવલી ઘોરમાથી બહાર નીકલી હતી અને તેણી કયાં રહેતી હતી એ સર્વ અંધારામાં હતું. કયા અંધારા ગારમાં કીવા એકાંત અને ભયભીત જંગલમાં તેણીએ પોતાનો મુકામ કીધો હતો તેથી શીરીન કેવળ અજાણી હતી. કયે વખતે તેણી પાછી પોતાના છુપાવાના ગુફામાંથી બહાર આવી તેઓને પોતાની ચુંગાલમાં પકડી પાછા દુખી કરશે તેના વીચારમાં તેણી હમેશ ગુંતાયા કરતી. પણ તેણી જીવતી હતી એતો તેણી પકી ખાતરીથી માનતી હતી.

તેણીનાં કુટુંબમાં ફકત એક જીવડો હતો કે જે ખરેખરો સુખી અને સંતોષી હતો. નાની ગુલેસતાન આ ઘરમાં તદન સુખ અને ચેનથી ઉછરતી હતી. દીવસ ઉગતે તેણી ખુબ-સુરતી અને કઉવતમાં વધતી જતી, અને પોતાના ખુશ મીજાજથી આ દુખ્યાં કુટુંબમાં થોડીક ખુશાલી ફેલાવતી હતી.

પણુ અફસોસ, જેમ જેમ તેણી ઉમરે વધતી

ગઇ તેમ તેમ તેણીનો ચેહરો, જે જીવડાએ આ કુટુંબમાં આટલી ગમગીની અને દુખ પેદા કીધાં હતાં, જે જીવડાથી તેઓ હંમેશ બીહતાં હતાં અને જે જીવડો તેઓના જીવને શતરૂ થઇ તેઓની પુઠે લાગો હતો, તેને એટલો તો મલતો આવતો હતો કે શીરીનબાઇ તેની તરફ હંમેશ વધતી જતી ધાસતી અને શક તેમજ પ્યાર અને વહાલથી જેતી હતી. પણ ગુલેસ્તાન પોતાની આ માતાની ધાસ્તી કે શક જોયા વગર તેણીના પ્યાર અને વહાલનેજ જોઇ તે પ્યારને બદલો પોતે પોતાના સામા પ્યારથી વાળી આપતી હતી. પણ ગુલેસ્તાન પોતાની આ માતાને જેટલી ચાહતી હતી તેનાં કરતાં પોતાના બાપ સમાન મેહરબાન મુરબી બેરામને એટલી તો ચહાતી હતી, અને તેની ઉપર એટલી તો ફીદા થતી હતી કે એક પેટનું બચું પણ પોતાના ખરા બાપને તે પ્રમાણે ચાહે નહીં. તેણી તેની ઉઠતાં અને બેસતાં સેવા કરતી અને તેની ઉપર પોતાનો જીવ કુરબાન કરતી હતી.

બેરામજી અને શીરીનબાઇને પેટે હવે કોઇ બાલક અવતરયું નહીં, અને તેથી શીરીન પોતાની આ કરી લીધેલી બેટીને દરેક રીતની સંગીન કેલવણી આપતી, અને એક માતા તરીકેની પોતાની દરેક ફરજો અદા કરતી.

જોગ બનાવો બન્યા વગર કેટલાંક વરસ નીકલી ગયાં અને જેમ વખત જતો ગયો તેમ બેરામ પોતાની જુવાનીનો પાપનો પસતાવો કરવાનું પણ વીસરી ગયો. પોતાના બે વાહલાં બાલકોની ખોટ તેને હવે લાગી નહીં, જે મોહટો વારસો તેણે ખોહયો હતો, તે માટે તે હવે કાંઇપણ વીલાપ કરતો નહીં. પણ કોઇ પણ રીતે પોતાનું નામ જાહેરમાં લાવી કાંઇ મોટાઇ મેલવવાનો હવે તેને લોભ થયો

સંસારી બાબદમાં તેને પડવું ગમ્યુંજ નહીં. માટે કોહાણી રાજદવારી કે જાહેર બાબદમાં ઝીપલાવવાનું તેણે મન કીધું. તેની પંકતીના, તેના જેટલી દોલતના, તેના જેટલી કેલવણીના, અને તેના જેટલી આબરૂના શખસને માન મેલવવું કાંઇ તે વખતે ભારે ન હતું, કારણ કે તે વખતે ગલીએ ગલી અને ખુણે ખુણે આજના વખત માફક માનને માટે ભુખા લોકો ફરતા ન હતા.

કોઇબી મોહટો સરકારી ઓધ્ધો મેલવવો અને તેથી એક વખત નામ કાઢવું એ તેના લોભને અનુસરતી રીતે તેને આ વખતે એક ટક પણ મલી.

આ વખતે મુંબાઇ શેહેરમાં સરકારી શેરીફ નેમાવાની ચકચાર ચાલી રહી. ઘણાક લોકોએ સરકારી મોટા મોટા અમલદારોનો લાગવગ લગાડીઓ. પણ બેરામ પોતાના પઇસાને જોરે અને પોતાની ચપલતાથી સઉથી વધારે લાગવગ લગાડી શકયો અને તેને શેરીફના ઓહ્દા ઉપર નેમાવાની વાત જાહેરમાં આવી.

બેરામ દરરોજ ખાનીપીનીઓ આપવા લાગો. જમશેદ બાગમાં રોજ અંગ્રેજ પરોણાઓની ધમાલ ચાલવા લાગી.

મોટા અંગરેજ સાહેબો અને તેઓની મહમોને માટે મોટા મોટા ખરચો કરી બેગમ પોતાને નામે ભેત સોગાદો મોકલતો હતો.

આખરે તેને નેમાવાનો દીવસ આવી પુગો. સરકારી સેકરેટરીએટ ઓફીસમાં અંગરેજ અફેખાંઓની ગાડીની દોડધામ ચાલી રહી. ગવરનર સાહેબ આવ્યા પછી બેરામજીને ધારાસભામાં બોલાવવામાં આવ્યા અને રેવાજ પ્રમાણેની ક્રીયાઓ થવા પછી તેને સોગંદ આપવાનો વખત આવ્યો. તે સોગંદ ખાવાની જગાએ આવી ઉભો અને જેવો સોગંદ ખાવા જાય છે કે—

એક જુવાન પુરૂષ પગથી તે માથાં સુધી મુસલમાની પોશાગમાં, છેક આંખવેર દપેટો વીટાલેલો, અને દાઢી મુછવાલો ધસારાબંધ અંદર દાખલ થયો. દરવાજાપરના સંત્રીએ તેની સાંમે પોતાની ભરેલી બંદુક ટાકી તેને બાહેરજ ઉભો રેહવા કહયું પણ ફકત—"જીવ સતોસતની વાત—" એટલાજ શબ્દો બોલી તે ધસારાબંધ અંદર ગયો અને જે જગોએ નવા શેરીફ સાહેબ સોગંદ લેવા ઉભા હતા ત્યાં જઇ નેવણના હાથમાં એક બીડેલું કાગજ આપી, મોહરેથા, સરવે લોક સાંભલે તેમ પણ ફકત એકજ શબ્દ—"રતન"—કરી બોલી પાછો હટયો, જેવા ધસારાથી અંદર આવ્યો હતો તેવીજ ઉતાવલથી પાછો બહાર નીકલ્યો અને જરા વારમાં નજર આગલથી ગુમ થઇ ગયો.

વાંચનાર આ બનાવ મને લખતાં, અને તને વાંચતાં જેટલો વખત થયો છે તેના પા ભાગ કરતાં પણ ઓછા વખતમાં આ બનાવ બન્યો.

## પ્રકરણ ૬૩ મું.

### પેલું કાગજ !

બેરામે તુરતજ પેલું કાગજ ઉખેડયું અને વાંચવા લાગો. તે વાંચતાંજ તે તદન ફીકો પડી ગયો, અને સરકારી ધારાસભા હજુર કાંઇ ભાંગાતુટા શબ્દોમાં માફ માંગી એકદમ બહાર નીકલ્યો અને પોતાની ગાડીમાં બેસી તેને ઘર તરફ લઇ જવાનો ઘોડાવાલાને હુકમ આપી પોતે ફસડાઇને અંદર પડયો.

જેવો ઘર પુગો કે શીરીન તેને આવી ગભરાવલી હાલતમાં જોઇને બીધી અને ઘણીજ કાલજીથી તેને શું હતું તે પુછવા લાગી.

બેરામે તેણીને પોતાના પુસ્તકખાનામાં તેડી અને પોતે એક ખુરસીપર બેસી તેણીને બીજીપર બેસવા ફરમાવ્યું.

"શું છે પ્યારા ખાવીંદ, મારા વહાલા બેરામજી શું છે? મને જલદી કહો !"

"શીરીન, સાંભલ, આજે, મારાં મનની ઇચ્છાએ પુગવાના વખતે, મને મલનારાં માંનની છેક અણી ઉપર હું આવ્યો હતો ત્યારે વલી પાછો હુ પેલી નાપાક ઓરતની સામે નજરો નજર ઉભો રહયો. વલી પાછી રતન, પોતે, મારી સનમુખ આજે આવી ગઇ છે, અને મને મારાં નામની ચઢતી પંકતી ઉપર ચઢતાં અટકાવી જમીનદોસ્ત કીધો છે. ગમે એવા છુપા વેશમાં ગમે એવી જગાએ હું તેને તુરતજ ઓલખી કાઢું છું અને તેમજ આજે પણ જે વખતે હું મારા

મુસલમીન પોરીયાના વેશમાં તે આવી આ કાગજ આપી ગઇ છે, એ વાંચ અને ખાતરી કર."

એટલું બોલી તેણે જે કાગજ તેને સરકારી ધારા સભામાં પેલો ભેદી સખ્સ, જે વાંચનાર સમજયો હશે તેમ ખરેજ રતન પોતે છુંપા વેશમાં હતી તે-આપી ગયો હતો તે આપ્યું

શીરીને તે લીધું અને ધુજતે હાથે તે ઉખેડી વાંચવા લાગી. બેરામે જોયું કે તે વાંચતી હતી તે વખતે તેણીના ચહેરાના રતાશની જગા પણ નીશાન રહી નહી. તેણી તદન ફીકી પડી ગઇ હતી.

તે કાગજમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

"ખબરદાર રહે અને જરા પણ ધીલ વગર તારી આ ચઢયાની પંકતીપરથી પાછો નીચે ઉતર. યાદ રાખ કે એક કાયદા ભાંજનાર ગુનેહગાર શખસ કાયદા ઘડનારની જગા કદી પણ લઇ શકશે નહી. આ દુન્યામાં માન અકરામ, કે ઉંચી પદવી કે દોલત દરજજો તુંને જરા પણ લાયક નથી. દુન્યાને છડે ખુને તદન એકાંતમાંજ રેહેવાથી તું સલામત રહી શકશે. જરા પણ ધીલ કીધીતો તારા હાથ દસ્કતજ તારી સામે આવી ઉભા રહી તુંને એજ જગા ઉપર બેઆબરૂ કરશે અને દુન્યાની નજરમાં તુંને ગુનેહગાર ઠેરવશે. ઉતર, અને બહારની ભપકાભરી આબરૂનો જે અંશ હજુર તારા દીલ ઉપર છે તેજ બચાવાની વેતરણ કર."

આ કાગજ વાંચી શીરીન તદનજ બેફાંમ જેવી બની ગઇ.

"અફસોસ!" શીરીન બબડી "બે ઘડીની દુન્યામાં કીધેલા એક પાપને માટે આ કેવી સજા! આ કેવી નામોશી!"

"શું તું પણ મને ઠપકો આપે છે?" બેરામે ચીરડાઇને કહ્યું.

"હું! નહીં, બેરામજી નહી."

"પણ ત્યારે તું હવે મને તજી તો દેશેજ!"

"કદી, કદી નહી."

"ત્યારે તું મને આ સંકટની વેલાએ શું સલાહ આપે છે?" બેરામે પોતાની જીંદગીમાં પોતાની આ ખરી વહાલી ઓરતની પેહલી વારની સલાહ પુછી. "તું જોય છે કે આ સેહેતાનીયત ખવાસણી ઓરતના ફરમાન પ્રમાણે મને મારો ઓધ્ધો તો તજવોજ પડશે. અને આટલી મેહનતે તે મેલવ્યા પછી પાછો તજવો તે કરતાં બેહેતર કે તે નહીંજ મલ્યો હતે. તે તજ્યા પછી મારેથી આ શેહેરમાં મુદ્દલ પણ રેહેવાય નહીં. લોકોને મારૂં મોહડું કદી દેખડાવાય નહીં. માટે બોલ કે હવે તું મને શું સલાહ આપે છે?"

"બેરામજી, તમને સલાહ આપવાને હું મુદ્દલ લાયક છેઉંજ નહીં."

"ત્યારે તો તારી તરફથી કાંઇ પણ દીલાસો કે સલાહની મારે જરા પણ આશા રાખવીજ નહીં. એમ કે?" બેરામે જરા ડોલા કકડાવી પુછ્યું.

"બેરામજી શું બોલવું તે મને મુદ્દલ સુઝ પડતું નથી. જો મારી સલાહજ માંગતા હો તો—"

"—તો શું"

તે એજ છે કે આપણે હવે એકાંતમાં જઇ ખુદાની બંદગી કરી તે પાક પરવર પાસ આપણા કીધેલા ગુનાહનો પસ્તાવો કરી તોબેશ માંગીએ.

"આપણે એકાંતમાં જઇએ! અને પસ્તાવો કરીએ! અલબત તેથી તુંને થોડુંજ લાગવાનું છે. પણ તું જાણે છે કે મને તેથી કેટલું ખમવું પડે છે તે! મારાથી એ બનવુંજ મુશ્કેલ છે. શીરીન, શું હું એટલો બધો ગુનેહગાર ઠડયોછું ?" બેરામ બુમપાડી ઉઠયો, કારણ કે બંદગી કરી પસતાવો કરવો એ તેના જેવા એક ગુનેહગાર આદમીને ખરેજ ના પસંદ ચીજે હતી.

"હું ધારતીજ હતી કે મારા બોલવાનો એજ અંત આવશે." શીરીને મનમા વીચાર કીધો. પછી ઉઠી બેરાંમ આગલ જઇ તેને પ્યારથી વલગી બોલી. "બેરામજી, જો મારા બોલવાથી તમને કાંઇબી માઠું લાગું હોયતો તે માટે હું ખરા જીગરથી માફ માગું છું. હાલ તો એ બાબદ પડતી નાંખો અને વખત જેમ ફરમાવે તેમ કરો."

"નહીં, નહીં. હવે બસ મેં પકો ઠરાવજ કીધો છે કે આ ઝહેરી અઝદાની ચુંગાલમાંથી હવે હું છુટો પડું. મેં પકો વીચાર કીધો છે કે હવે એકદમ અહીંથી કલકતે કુચ કરી જવી, કે જ્યાં એ મુજી કરૂર ઓરતના હાથમાંથી હું છુટો ફરી શકીશ."

એ પછી બેરામે સરકાર ઉપર પોતાના ઓહ્દા માટે

કાંઇ ખોટું બહાનું કાઢી રાજીનામું મોકલ્યું અને ઉપર લખ્યાને પંદર દીવસ ગયા નહીં તેટલાંતો પોતાનાં કુટુંબ સાથ કલકને જવા નીકલી પડયો.

---

## પ્રકરણ ૬૪ મું.

## એક વીચીત્ર નાટકકાર.

બેરામને કલકતે આવી પુગ્યાને નજદીક એક વરસ થયું, અને એ વખતમાં તે પોતાના કુટુંબ જેમાં ફક્ત તે પોતે શીરીન અને ગુલેસતાનજ હતાં તેઓ શાથ સુખ ચેનમાં રહે છે.

પણ હવે એ વખતે એ શહેરમાં એક બનાવ બન્યો જેણે ત્યાંના સર્વે લોકોનું ધ્યાંન ખેંચ્યું અને જગે જગ તે બનાવનીજ વાતો થતી સંભલાની હતી.

મુંબાઇ શહેરથી એક નાટક ટોલી તે તરફ પોતાના ખેલો ગામેગામ કરતી આવી પુગી હતી, અને તેણે પોતાના ત્રણ કે ચાર ખેલો આપણે બોલીએ છીએ તે વખતે ત્યાં કરી બતાવ્યા હતા. તે વખતે કાંઇ આજના જેટલી નાટક ટોલીઓ સસતી પગલે પગલે નહીં હોવાથી દરેક જણને ઉપલા ખેલો જોવાની ટકમકી હતી અને જે લોક જતા હતા તેઓ તે ટોલીમાના એક જુવાન ખેલાડીની ભારે તારીફ કરતા હતા, જે પોતાના ખેલના ભાગો ઘણીજ અજાયબ જેવી ચાલાકી અને ખરાં જીગરની લાગણીથી બજાવતો હતો. જોકે આ ખેલાડી જાતે

મરદ હતો પણુ જે વખતે તે એક ઓરતના વેસ (જે વેસમાંજ તે હમેશ પોતાના ભાગો બજાવતો હતો તે) માં પોતાના ભાગો બજાવતા ત્યારે તેની ધપછપ, ખુબસુરતી, ચાલ, વગેરે વગેરે એક ઓરતને પણ બાજુએ બેસાડે એવા ખુદરતી હતા.

"અને એ મલેક અમરનો ભાગ બજાવનાર છોકરો કોણુ છે વારૂં? બેરામે પોતાના એક દોસત મી૦ કાવશજી કાતરક જેવણુ શાથ તે બહાર ફરવા ગયો હતો તેવણુને પુછયું.

"હું પોતેબી એને એના ખરાં નામથી ઓલખતો નથી-એને વીશે બહુજ અફવાઓ ચાલે છે. કોઇ એને પરજાતને પેટનો કહે છે અને કોઇ કાંઇ કહે છે પણ એક વાત જે એને વીશે બહાર આવી છે તે વધારે અજબ થવા જોગ છે."

"અને તે શું વારૂં?" બેરામે વધારે આતુરતાથી પુછયું.

બહુજ, કાંઇ અજબ જેવુ છે, એમ કહે છે કે એ ટોલી જ્યારે મુંબાઇમાં પોતાના ખેલો કરતી હતી તે વખતે તેના માલેક એક દીવસે એક જુવાન પારસીના છોકરાને રસ્તેથી જતાં જોયો. તેની ખુબસુરતી અને ચાલવાની અજબ જેવી લઢણુ ઉપરથી તે માલેકનું ધ્યાન તે છોકરા ઉપર બહુજ ખેંચાયું. તેણુ તે છોકરાને પોતાની નજદીક બોલાવી તે કોણનો બેટા હતો તે વીશે પુછપરછ કીધી. પણ પેલા છોકરાએ તેને જવાબ આપવાને બદલે સામું પુછયું કે તે પોતે શું માગતો હતો?

પેલો માલેક તેના બોલવાનો અવાજ જે ઘણોજ મધુર લાગતો હતો તે સાંભલી વધારે દંગ થઇ ગયો. એટલુંજ નહીં.

પણ પેલા છોકરાએ પોતાનો સવાલ પુછતી વખતે જે હમામ દેખાડયો હતો તેથી તેને લાગ્યું કે તે છોકરો તેની ટોલીનું નામ ખરેજ કાઢશે. એવા વીચારથી તેણે તે પોતે કોણ હતો અને કેવો ધંધો કરતો હતો તે સર્વ કહયું અને કહયું કે જો તે છોકરો રાજી હોયતો તે તેને પોતાની નોકરીમાં લેવાને રાજી હતો.

પેલો છોકરો આ સાંભળી ગજી થયો અને તે માલેક સાથ થોડીક સરતે રેહેવાને કબુલ થયો. તે એ કે તે છોકરો પોતે કોણ હતો તે જાણવાને આ તેના માલેકે કે બીજા કોઇએ કદી પણ ખાહેશ કરવી નહીં. તેણે પોતાનું નામ ફકત રતનજી બેરામજી કરી જણાવ્યું. બીજું એ કે નાટકશાલામાં તેને પોતાને માટે એક ઓરડો અલાહેદો પોતાનાં કપડાંઓ બદલવાને માટે આપવો. ત્રીજું એ કે તે અઠવાડયાંમાં ફકત એકજ વખત ખેલ કરે. આ સર્વ સરતો કબુલ કરી પેલો માલેકે આ જુવાન્યાને પોતાની ટોલીમાં દાખલ કીધો અને તેને ઉરદુ જબાન શીખાડવાને માટે ખાસ ઉસતાદો નેમ્યા. સર્વની અચરતી અને અજાયબી વચે આ છોકરો એક મહીનામાં તો ગમે એવા ભારી ખેલના ઓરતોના મોટા ભાગો આશાનીથી બજાવી શકતો હતો, અને થોડાજ વખતમાં તેણે મુંબાઇમાં હોહા કરી નાખી. પોતે કરેલી ફતેહથી ખુશી થઇ તેનો માલેક તેને પોતાની સાથ લઇ બહાર ગામો ફરતો હાલ અહીં આવી પુગો છે અને આપણા શહેરમાં ખેલો કરી સર્વને દંગ કરે છે."

"ખરેખર અજાયબી. એવો તે એ કોણ છોકરો હશે?"

પણ પેલા છોકરાએ પોતાનો સવાલ પુછતી વખતે જે હમામ દેખાડયો હતો તેથી તેને લાગ્યું કે તે છોકરો તેની ટોલીનું નામ ખરેજ કાઢશે. એવા વીચારથી તણે તે પોતે કોણ હતો અને કેવો ધંધો કરતો હતો તે સર્વ કહયું અને કહયું કે જો તે છોકરો રાજી હોયતો તે તેને પોતાની નોકરીમાં લેવાને રાજી હતો.

પેલો છોકરો આ સાંભળી ગળ્ળ થયો અને તે માલેક સાથ થોડીક સરતે રેહેવાને કબુલ થયો. તે એ કે તે છોકરો પોતે કોણ હતો તે જાણવાને આ તેના માલેકે કે બીજા કોઇએ કદી પણ ખાહેશ કરવી નહીં. તેણે પોતાનું નામ ફકત રતનજી બેરામજી કરી જણાવ્યું. બીજું એ કે નાટકશાલામાં તેને પોતાને માટે એક ઓરડો અલાહેદો પોતાનાં કપડાંઓ બદલવાને માટે આપવો. ત્રીજું એ કે તે અઠવાડયાંમાં ફકત એકજ વખત ખેલ કરે. આ સર્વ સરતો કબુલ કરી પેલા માલેકે આ જુવાન્યાને પોતાની ટોલીમાં દાખલ કીધો અને તેને ઉરદુ જબાન શીખાડવાને માટે ખાસ ઉસતાદો નેમ્યા. સર્વની અચરતી અને અજાયબી વચે આ છોકરો એક મહીનામાં તો ગમે એવા ભારી ખેલના ઓરતોના મોટા ભાગો આશાનીથી બજાવી શકતો હતો, અને થોડાજ વખતમાં તેણે મુંબાઇમાં હોહાં કરી નાખી. પોતે કરેલી ફતેહથી ખુશી થઇ તેનો માલેક તેને પોતાની સાથ લઇ બહાર ગામો ફરતો હાલ અહીં આવી પુગો છે અને આપણા શાહેરમાં ખેલો કરી સર્વને દંગ કરે છે."

"ખરેખર અજાયબી. એવો તે એ કોણ છોકરો હશે?"

બેરામે વાતમાં રસ લઇ કહ્યું.

"એક બીજી અજાયબીનો એ છે કે જયારે એ છોકરો શોકાતુર ભાગો ભજવે છે ત્યારે તે એવીતો અસરકારક રીતે ભજવે છે કે આજ સુધી કોઇપણ ખરી ઓરત વતીક તે પ્રમાણે ભાગો ભજવ્યા ન હશે. એટલુંજ નહી પણ આજ-સુધી તેણે હાસ્યરસ ભાગોમાં કદીપણ દેખાવ દીધો નથી." કાવસજી કાતરકે પુરૂ કીધું. "તેના શોકાતુર ભાગો જોતી વખતે દરેક જોનારની આંખમાંથી ખરી દયાના આંશુંઓ પડે છે."

"આ અજબ જેવા ખેલાડીનો ખેલ જોવાની મને બહુ ઇચ્છા થાય છે. આજે તેનો ખેલ છે કે ?"

"હા, અને પછી વલી આવનેજ અઠવાડીએ તે ખેલ કરશે. આજે તે "કરમની કાહાણી" ના ખેલમાં મલેક અમરનો ભાગ બજાવનાર છે, અને તે છોકરો એવીતો ખુબીથી ભજવી બતાવે છે કે આજ સુધી તેવી રીતે કોઇએ પણ ભજવ્યો નથી."

"ઠીક છે ત્યારે આપણે આજેજ જઇશું."

"હા, પણ તમો સાથ શીરીનબાઇ આવશે કે ?"

"નહીં, શીરીનબાઇ કદીપણ નાટક જોવા જતાં નથી."

"અંહ ! તેવણ એની વીરૂધ હશે ?"

"હા."

"પણ એક વાત આપણે વીસરી ગયા. આ ખેલ કરતાર છોકરો પોતાના બીજા ભાઇબંધ ખેલાડીઓથી જુદો આએજ મોહલામાં એક જુદા ઘરમાં રહે છે."

" ખરી વાત ?"

" હા !

" ત્યારે મેંતો તેને કદીપણ જોયોજ નથી."

"તેના બીજા ઘેલા વીચારોમાં એબી એક ઊમેરો કરેછે. તે પોતાના ભાઇબંધોથી જુદોજ રહયોછે એટલુંજ નહીં પણ વલી પોતાને માટે ચાકર પણ ફકત એકજ અને તે પણ જુદો રાખ્યોછે, તથા ઘરના એક પાછલાં બારણાથી તે આવ જાવ કરેછે અને કોઇની પણ મુલાકાતે જતો આવતો નથી કે કોઇને પોતાની મુલાકાતે નોતરતો પણ નથી."

"ખરેજ અજાયબ ! ઠીકછે આપણે આજે સાંજના જરૂર જઇશું."

એટલું બોલી આ બેઉ દોસતો જુદા પડયા.

વાંચનાર, આ ખેલાડી કોણછે વારૂં ?

---

## પ્રકરણ ૬૫ મું.

### મલીક અમર.

નજદીક આઠ વાગે બેરામજી, ગુલેસતાન, અને કાવસજી કાતરક મલીને ત્યાંની એક નાટક શાલામાં પેલો ખેલ જોવા ગયાં, અને પેહેલા વર્ગમા બેઠાં. નાટક શાલામાં બહુજ શાંગાર કરવામાં આવ્યો હતો અને લોકોથી તે તમામ ચીકાર થઇ ગઇ હતી. સર્વજણ પોતાની આસપાસ મલેલો દેખાવ જોતું હતું. દરેક ઠેકાણે સુંદર કપડાંઓમાં ખુબસુરત નાજનીનો બેસી હાથમાંના પંખાઓ તેવીજ નાજુક રીતે હીલવી

આ રાતના દેખાવ દેનાર પેલા અજબગજેવા ખેલાડી વીશે વાતો કરતી હતી. જોકે ખેલતો ઉરદુ જબાનમાં હતો તો પણ પારસી અને અંગરેજ કોમનાં લોકો વતીક પોતાને ઘરની બો હેતીઓને લઇને બીરાજયા હતા. પણ આ આખા મેલાવડામાં ફકત એકજ ચેહેરો એવો ખુબસુરત હનો કે જેની આગલ ઉપર વર્ણવેલી સર્વે નાજનીનોની ખુબસુરતી જાંખ મારતી હતી. ફકત એકજ ચેહરો હતો કે જેની તરફ શું નહાનાં કે શું મોટાં, શું ઓરત કે મરદ, દરેક જોનારની નજર તીકાઇ હતી. અને તે ચેહેરો કોઇનો નહીં પણ ફકત આપણી ગુલેસતાનનો હતો જેને આપણે ગયાં પ્રકરણમાં કહી ગયાં તેમ જોકે ફકત બારજ વરસ હતાં પણ તે છતાં તેણી પોતાની ચાલતી જુવાનીના બહારમાં ખીલી નીકલી હતી.

પોતાની સુધ સફેદ સાડી, તદન નવીજ ઘપનો સુંદર પોલકો, હાથમાંના સુધ સફેદ પીછના પંખા સાથ મોતીનાં ઘરેણામાં નાખેલા નાજુક હાથો, ગલાંમાના ચક ચક થતા હીરાના હાર વગેરેથી ગુલેસતાન એવીતો દીપી નીકલી હતી કે થોડોક વખત પેલા અજબ ખેલાડીને જોવા આવનાર લોકો તેને વીસરી જઇ ફકત આજ ખુબસુરતીને નીહાલવા પડયાં હતાં.

બેરામજીની છાતી આ જોઇ ખુશીના ઉભરાઓથી ફાટી જતી હતી. તે પોતાના આસરા તલેની આ નાવારેસ બાલકીને પોતાની સંભાલ તલે લેવાને માટે હવે મગરૂર થતો હતો. ગુલેસતાન આજે જેટલી ખુબસુરત જણાઇ હતી તેટલી બાલવસ્થામાં પણ બહેરામને નજર આવી નહતી. તેણે એક સર્વથી ખુબસુરત નાર—શીરીનબાઇને જોઇ હતી. એક વર્સથી

વધારે મોહીની પમાડનારી ઓરત રતન—ને તેણે જોઇ હતી. પણ ગુલેસતાન આ વખતે સર્વને વીસરાવે એવી ખુબસુરત તેને લાગી, અને તેણે જોયું કે તેણીની ખુબસુરતી વીશેનું તેનું મત તેજ આખી નાટકશાલામાં હાજર થયલાં તમાશગીરો વતીકનું પણ હતું.

પણ સબર—હા! યા ખોદા! આ શું? એ શું બનાવ? જે ચીજ તેણે પોતાની આખી જીંદગીમાં જોયેલી નહી તે તેને હાલ થોડા વખત નીહાલી જોવાથી, સુંદર કપડામાં તેની નજદીકમાંજ બેસવાથી તેને જણાઇ આવી. નાટકશાલાની રોશનીના અજવાલાંથી તથા જે "રીઝરવડ બોકસમાં" તેઓ બેઠાં હતાં તેના થોડાક ઓઠાથી બેરામજીની ખાતરી થઇ કે—હા! અલબત! ગુલેસતાન રતનનો એક બીજો જીવતો આકાર, તેની જીવતી મુરતી હતી. નજદીક દહોડ દાહેકાની વાત ઉપર જોયલી રતન અને હાલની ગુલેસતાનના ચેહેરામાં તેને એક રતી ભાર પણ ફેર જણાયો નહીં. આ કેવો ગજબ!

તે આ વાત ઉપર વીચાર કરી પોતાનાં મનમાં ગુંચવાતો હતો તેટલાં પેહેલો પરદો ઉંચકાયો અને ખેલ શરૂ થયો.

સર્વની નજર હવે તે તરફ ખેંચાઇ અને બેરામ પણ થોડોક વખતપર તેને જે મલાનાપણું જણાયુ હતું તે વીસરી ગયો.

પેહેલેતો ગુલેસતાન પરદો ઉંચકાયો ત્યારે ખેલાડીઓના પોશાકો જોઇનેજ છક થઇ ગઇ. તેઓના ઝક ઝક કરતા પોશાકો, ખરી દેખાતી તલવારો, બતીનાં અજવાલાંથી ચમકતાં તેઓનાં ઘરેણાં વગેરે જોઇ તેણી તાજુબ થતી હતી. પેહેલો

દેખાવ ફક્ત નાનો હતો. તેમાં બે શાહજાદાઓ જેઓ એકજ ખુબસુરત શાહજાદી ઉપર આશક પડયા હતા તેઓ તેણીને માટે લડતા હતા. પણ ગુલેસતાન આ કશાં ઉપર ધ્યાન આપતી ન હતી. દરપલે તેણી મલેક અમરનો ભાગ બજાવનાર પેલા ખેલાડીને આવવાની રાહ જોતી હતી અને જયારે કોઇબી ઓરત નાટક તખતા ઉપર દેખાવ દેતી કે તુરતજ પેલા કાવસજીને પુછતી.

"એ તેણીજ કે? એ તેણીજ આવી કે?"

અને કાવસજી તેણીને હસીને નાનો જવાબ દેતો હતો.

આખરે પેલો ખેલાડી નાટક તખતા ઉપર મલેક અમરના પોશાકમા આવ્યો અને તેના આવતાં સાથ બધી નાટકશાલા તાલીઓથી ગાજી રહી. પણ તેણે પોતાના ડોલા ફેરવ્યા કે તુરતજ સર્વ ચુપ થઇ ગયું.

આપણે હવે આ ખેલાડીને એક ઓરત તરીકેજ બોલાવીશું કારણ કે તે એક ઓરતના લેબાશમાં હતો.

મલેક અમરનો ભાગ એ હતો કે તેણી એક પરણેલી ઓરત હતી પણ તેણીનો ખાવીંદ એક બીજી ઓરત ઉપર આશક હોવાથી તેણીને કોઇપણ રીતે ચાહતો ન હતો. એ ખાવીંદ તે આપણે ઉપર કહયું તેમ પેલા બે લડનારાઓમાંનો એક હતો. મલેક અમરને તેણીના ખાવીંદની એ બેવફાઇની ખબર પડવાથી તેણી પોતાની શોખ બેગમ રોકસાના ઉપર કીનો લેવા તઇયાર થઇ હતી અને તે પ્રમાણે તેઓએ તે તે કીનો લઇ આખરે તેણીને મારી નાખી હતી.

હવે જેવી મલેક અમર નાટક તખતા ઉપર હાજર થઇ કે સર્વ તમાશગીરનું ધયાન તેણી તરફ ખેંચાયું. તેણીએ

એક ગીત ગાયું કે સર્વ ઠેકાણેથી તેણીને વધાવી લેવામાં આવી અને કાવસજી ફાતરકે બેરામજીને તેણીનાં આ ગાયન વાશે તેનો વીચાર પુછયો. પણ તેની અગ્નયબીનો શું પાર ?

બેરામ ત્યાં એક પુતળાંની માફક સ્થાર થઇ હીલ્યા વગર બેઠો હતો. તે તદન સફેદ બરફ જેવો થઇ ગયો હતો.

"કેમ બેરામજી, શું છે, તમનેબી શું આ નવી ખેલાડને માહ'ત કીધા કે કેમ ?

"નહી—નહીં. મને હમણાંજ એક કામ યાદ આવ્યું છે કે જે માટે હાજર થવાને હું આજ વખત નેમી આવેલ્છું અને તે એટલું'તો અગત્યનું છે કે હું અહી વધુ વાર ઠોબી શકતો નથી." બેરામજીએ ઉતાવલેથી પોતાની ખુરશી પરથી ઉઠતાં ગભરાયલે જેવે સાંદે એ પ્રમાણે કહ્યું.

"બાવાજી. તમો જાવોછો કે ?" ગુલેસતાંન જે આ ખેલાડીને ઘણીજ તીકીતીકીને અને આનંદભેર જોતી હતી તેણીએ પુછ્યું.

"હા દીકરી. મને એક કામ યાદ આવ્યું છે જે માટે મારે જવુંજ જોઇએ. પણ તું તારે ગમે તો પછી કાવસજીની સાથે ઘર આવજે. કાવસજી, જરા મારી દીકરીને આપણે ઘર મુકતા જજો.

"મોટી ખુશીથી." કાવસજીએ હજુર પણ બેરામની ચાલથી તદન અજબ થઇને કહયું, અને જરા વારમાં બેરામ ત્યાંથી બહાર નીકલી પડયો.

"તેના ગયા પછી થોડેવારે ખેલપણ ખલાસ થયો. છેલા દેખાવમાં મલેક અસરે પોતાની સોખ બેગમ રોકશાના ઉપર

પોતાનો કીનો લઇ તેણીને મારી નાખી, તેણીની લાસ પોતાનેજ હાથે પોતાના ખાવીંદ પાસ લઇ ગઇ, જે તેણીને મરણ પામેલી જોઇ આ ક્રૂર ઓરતને શ્રાપ દઇં પોતે પણ પોતાને હાથે ખંજર ભોકી મરી ગયો. મલેક અમરે ત્યારપછી પોતાના પાપનો પસતાવો એક ગાયણમાં કીધો.

ગુલેસતાન જે આ દેખાવ ખરો હતો કે ખોટો તે પણ સમજી ન શકી અને આ બે ખુનો ખરાંજ થયાં હતાં એવું માનતી તે એકદમ ઉઠી અને કાવસજી સાથ ઘર જવાને તઇયાર થઇ.

પણ તેટલાં નીચેથી લોકોએ બુમ બુમ પાડી. આ ખુબસુરત પણ ઘાતકી મલેક અમરને પાછી તેડવા લાગા.

"ગુલેસતાન, દીકરી ઉભી રેહે. એ પાછી આવશે તે આપણે જોઇને જઇએ."

પણ તેટલાં પાસેના બોક્સમાંથી એક ગ્રહસ્થે ઉઠીને કહ્યું.

"કાવસજી, એ નકામું છે મલેક અમર કદીપણ એક વખત અંદર ગયલી પાછી આવતી નથી"

"જરા જોઇયેતો ખરા." કાવસજીએ બોહોંસ કીધી.

વળી પાછી નીચેથી બુમો પાડવામાં આવી અને સર્વની અજાયબી વચે—જે તમાશગીરોએ એક મુખ્ય ભાગ બજાવનાર ખેલાડીને પાછો બોલાવવાના પોતાના ખાસી રેવાજમા ફકત બુમ પાડી હતી તેઓની પણ અજાયબી વચે–ફકત આ એકજ વખત પહેલીવાર મલેક અમર પરદામાંથી પાછી બહાર આવી અને તેઓની સામે એક ખરીજ શાહજાદીની માફક મગરૂરી, તોર, મીજાજ, અને ખુબસુરતીના સામતા દેખાવથી આવી ઉભી.

"નહીં સાહેબ—કદી નહીં !" પેલા છોકરાએ જવાબ આપ્યો.

"ત્યારે તેં મને કેમ અંદર દાખલ કીધો ?"

તમારા બોલવા ઉપરથી મેં એમ ધાર્યું કે તમુને કાંઇ અંદર આવવાને હક હશે—વખતસર તમને તેવણે બોલાવ્યા હશે—કે—" જરા ગભરાઇને અને બીહને હવે પેલો છોકરો બોલવા લાગો.

"બરાબર છે, તેં બરાબર વીચાર કીધો. જા, તું કાંઇ ગભરાતોના, અને તારી બાઇને પણ કેહેતોના કે કોઇ તેણીની અહીં રાહ જોય છે."

પેલો છોકરો નમીને બહાર નીકલ્યો.

દશ મીનીટ પણ નહીં ગઇ હશે તેટલામાં બહાર કોઇનાં પગલાં સંભલાયાં. કોઇએ તોછડા અવાજમાં કોઇનાં કોઇ બીજા માણસને કાંઇ હોકમ ફરમાવ્યો અને પછી તે ઓરડાનો દરવાજો જે અરધો બંધ હતો તે ઉઘડયો, આ પ્રખ્યાત ખેલાડી મલેકઅમર–અંદર દાખલ થઇ અને પોતાના ખેલમાં પેહેરવાના કપડાં સાથેજ પેલા દરવાજા આગલનાજ કોચ ઉપર અલેટાઇને પડી, અને કાંઇ ઘણાજ ઉંડા વીચારમાં ગરકાવ થઇ.

થોડીક પળ, કાંઇ અજબ ખેંચાણ શકતીથી બેરામજી પોતાની ખુનામાંની જગાએથી છુપાઇને આ નાટકની નાયકાને નીહાલવા લાગો.

મલેક અમર આ વખતે પોતાંના ગુસસા ભર્યાં વીચારોમાં ગરકાંવ હતી તેણીના ગાલો ઉપર લોહી જોરમાં દોડવાથી રતાશ પ્રકાશી નીકલ્યો. જો કે દેખઇતી રીતે તે દુન્યામાંતો એક મરદના વેશમાં હતી અને ફક્ત પોતાના આ ધંધાને

જ્યાં સુધી તે ચટકો મારાં મનમાં ઉત્પન થતા દરેક વીચારોમાં આગનો સોહલો ઉપજાવશે ત્યાં વેર! જ્યાંસુધી શીકાર પારધીથી કંટાલી જઇ પોતાને હાથે પોતાનો નાશ કરશે કે અથવા તો જ્યાં સુધી પારધીજ શીકારની બાજીની ઠાકથી નીરાશ થઇ ભોંય ઉપર પડશે ત્યાં સુધી એ તારી પુઠ કદી છોડવાનો નથી!"

"ક્રૂર અને ધાટકી ઓરત? તેથી તુંને શું ફાયદો થનાર છે?"

"શું ફાયદો?" રતને મોટેથી હસીને પુછ્યું. એ એક એવો સવાલ છે કે જે દુન્યાના દોરમાં આવી પડેલાં આદમીએ પુછવો પણ નહીં જોઇએ! એક પારધીને પોતાનાં શીકારની પછવાડે લાગવાથી શું ફાયદો થાય છે! કંજુસના હાથમાં પઇસો આવ્યાથી શું ફાયદો થાય છે? લોભીને સોનું મલયાથી શું ફાયદો તેમ મને મારો કીનો લીધાથી થશે."

"અએ શહેતાન!" બેરામ બુમ પાડી ઉઠયો.

"ફરેસતો! હું એક વખત હતી." રતને મશકેરીમાં કહ્યું અને પછી તદન ગંભીર થઇ જઇ તેણી બોલી—

ફરેસતો અને સેહેતાન બોલો લાગુ પડયાથી પણ હું એક વખત જે હતી અને હાલ છું તે કલપી શકાતું નથી. દરેક આદમજાદ આ દુનયામાં ફકત એકજ મનની મુરાદને માટે જીવે છે—લોભી પઇસાને માટે, કંજુસ ખજાનાને માટે, ગરીબ તવંગરીને માટે, અને તવંગર માનને માટે! હું પણ એક વખત પ્યારને માટે, તારી ગુલામગીરી કરવાને માટે, અને તારૂં સુખ જોઇ સુખી થવાના હેતુથી જીવતી હતી. હવે હું તુને ધીકકારવા, તુંને દુખી કરવા, અને તારૂં દુખ

વધેલું જોવા જીવું છું. એથી સરસ દાખલો એક ફરેસતા અને સેહેતાન વચે મુકાબલો કરવાતે તુંને કદીપણ મલશે નહીં, અને મને એક ફરેસતાના આકારમાંથી સેહેતાનના આકારમાં કોણે લાવી નાખી છે?—જેણે એ ફેરફાર મારામાં કીધો છે તેને તેનાં ફલ ચાખવા દે! પંદર વરસની એક જુવાન નીરદોષ એ ગુનાહ બાલકી, હું તું નીચના હાથમાં આવી ફસી. તેં ચાહયું હતેતો તું મને ફરેસતો બનાવી શકને. તેં મને એક સેહેતાન બનાવી છે અને હવે તેનાં ફલ તું ચાખ!"

થોડી પલ બેરામ આ ખરી વાત સાંભલી બીધો અને નરમ પડી જઇ તેણીની સાંમે ઉભો. પણ પછી કાંઇ બુરો વીચાર સુઝ પડવાથી તે હીમત ધરી બોલ્યો—

"સાંભલ, અએ દદા, કે તું મારા સામે હાલ ઉભી છે તેજ આકારમા હું તને દુન્યામા જાહેર કરી સરકારી સતાવાલાઓના હાથમાં તને આપવાને શકતીવાન છું!"

"હા! હા" રતને હસીને કહયું "અને તે કેવી રીતે તે જરા કેહેશો શેઠ?"

"એક કરપીન ગુનેહગાર તરીકે!"

"કરપીન ગુનેહગાર?" તેણી ફરીથી બોલી.

"હા! એક ગુનેહગાર! ચોર! જાસુસ તરીકે!"

રતન આ વખતે ફરીથી હસી.

"મારી છોકરી કયાં છે?" બેરામે દમામથી પુછ્યું.

"મારી છોકરી કયાંછે? રતને પણ તેજ અવાજે પુછ્યું.

"હું બીજી છોકરી ને ઓલખતો નથી. ચોર, દગાબાજ,

અચ્ચાં ચોરનાર મારી છોકરી કયાં છે ?"

"તારી કઇ છોકરી" રતને ક્રુરપણે મશકરી કરી પુછયું.

"હું બીજી કોઇને ઓલખતો નથી. હું ફકત એકનેજ માટે પુછુછું કે તે મારી દીકરી કયાં છે ?"

"અને હું જે એકનેજ ઓલખું છું તેને માટે કહું છું કે તેણી તો ઘણાં વરસો થયાં જગલી જનાવરોનો ભક્ષ થઇ પડી છે !"

"તું જેને માટે બોલે છે તેને માટે હું નથી પુછતો. હું ફકત એકનેજ માટે પુછુછું."

"જો તુને કંઠે મલેતો સોધી લે !"

"દોજખના દેવ ! તું મારા હાથમાંથી એમ છટકવાની નથી. હું તુને મારાં બાલકના ખુની તરીકે જાહેર કરી તને શીક્ષા દેવડાવીસ."

"અને તેની સાબેતી ?" રતને ધીમે અવાજે પુછયું.

"ખરેજ ! સાબેતીતો કાંઇ નથી ! અફસોસ ! અફસોસ ! આ ઓરતના પંજામાં હું પેહેલેથીજ ફસયો છું પણ કાંઇ નહીં હવે એ વધુ વખત ચાલશે નહીં. એનો જે તે નીકાલ થવોજ જોઇએ. યાતો હું મરૂં કે તું મરે !" એટલું બોલી બેરામ એકદમ રતનના આંગઉપર ધસયો અને તેણીને ગરદનમાથી ધરી ભોંય ઉપર પટકવા ગયો, પણ રતન ! મુજબુત અને જોરાવર આ ડાકણ, એકજ તરાપ મારી તેના પંજા અને માંથી છુટી ગઇ અને એક વેંતની લાંબી છરી પોતાના કાચની નલેથી સાંતેલી કાઢી તેની તરફ તીકી બોલી.

"વખત આવવે કામ પડશે એવા વીચારથીજ મેં આ છરી હંમેશ સુધી મારી પાસ છુપાવી રાખી છે. એટલુંજ નહી પણ એની ઉપર મેં તારૂંજ નામ કોતડાવ્યું છે કે જેથી ગમે એવું કરપીન કામ કરી જો હું તે ત્યાંજ નાખું તો તે આખર તારેજ ગલે વલગી તુંનેજ ખાડામાં ઉતારે. હવે તું એક પણ દગલું આગલ ભર અને મારા જીવપર તરાપ મારવાની કોશસ કર કે તુરતજ આ છરી તારી છાતીમાં જઇ તારાં લોહીથી પોતાની તરસ છીમાવશે."

બેરામ આ જોઇ તદનજ અચરત થઇ ગયો, તે નહીં જાણતો હતો કે રતન જે પહેલાં તેને આટલી બધી ચાહતી હતી તે હવે આટલી ક્રૂર અને પ્રપંચી કેમ થઇ હશે. તે તેણીની આ ચપલતાથી તદનજ બીહીને તેણીને ટીકતો ઉભો.

"હવે હું તુને ફક્ત એકજ સવાલ પુછું છું અને તું જો મારી ખાતરી પ્રમાણેનો પુરેપુરો અને ખરો જવાબ દેશે તો તેથી તારા હકમા અને મારાં પણ હકમાં સારૂં થશે. પણ જો તારો જવાબ મારી ખાતરી પુરવક ન હશે તો હમેશ માફક હું તારી પુઠ છોડનાર નથી. બોલ તું શું કહે છે?" રતને તેને પુછ્યું.

"તું શું પુછવા માગે છે?" બેરામે રતનની આ વરતણુકથી તદન નીરાસ થઇને પુછ્યું.

"આજે તારી સાથ નાટકશાળામાં જે જુવાન છોડી આવી હતી તે કોણ હતી?"

"હું જો એ સવાલનો જવાબ આપવાને ના પાડું તો?

"તું ના પાડશે તેથી મેં જે તુને મારો વીચાર જાહેર

"પેલી ખેલાડી ! જેણીની ઘણીજ તારીફ થાયછે તે ! માયજી, તેણીના ચાલા, નખરાં, બોલવાનું વગેરે શઘલું ખોટુ નહીં પણ ખરૂંજ હતું."

"તું આજે ખેલ પેહેલોજ જોવા ગઇ હતી તેથી તુંને એમ લાગેછે ?"

"નહીં, માયજી નહીં, તેણી ખરેજ એક છેરાયલી વાઘ ણની માફક આખા નાટક તખતાને ધુજાવી મેલતી હતી."

"હોશે, દીકરી, એ ખેલ નવોજ જોયોછે તેથી તું ને એમ લાગતું હશે."

"નહીં માયજી, મને એમ લાગેછે કે તેણી મારીજ સામે તીકેછે અને જાણે પ્યારથી પોતા તરફ બોલાવતી હોય એમ લાગેછે, એટલુંજ નહીં પણ માર હઇયું પણ તેણીને જઇને વલગી પડવાને માટે તલપે છે."

"તું આજે ઘણીજ રસ ઉપર ચઢીછે." શીરીને તેણીની તરફ દલગીરીથી જોઇને કહયું.

"માયજી, તેણી મને પોતા તરફ જેમ એક લોહચુંબકનો ટુકડો એક સોયને ખેંચે તેમ ખેંચેછે. માયજી, મારૂં મન થાયછે કે હું આ ઓરતને ફરીથી જોઊં ?

"તેણીને જોય ! આજેજ તું તેણીને જોઇતો આવીછે !"

"પણ માયજી, હું તેને એકલી, મોઢે મોઢું મલવા માંગું છું !"

"દીકરી, આજે તું ઘેલી થઇ ગઇછે—તારૂં ભેજું ઠેકાણે નથી."

"માયજી, બસ મારો જીવ તેણીને જોવાજ તલપી રહયોછે. હું તેણીને જોવા વગર જીવી શકીશ નહીં"

"અફસોસ, હું આવું નહીં ધારતી હતી! મેં તુંને જવાજ શું કરવા દીધી! બેરામજી, હજુર સુધી કયાં રહયાછે? તેવણ કયારે આવશે!" શીરીન ગભરાવા લાગી.

"માયજી, માયજી, એમ ના કરો. ચાલો મને માફ કરો. હું ફરીથી તમને એ વીશે પજવીશ નહીં. મને છેલ્લી ચુમી લેઓ અને તમો પણ સુઇ જાઓ અને હુંબી સુવા જયશ." ગુલેસતાને પ્યારથી પોતાની આ માતાના ગલાંની આસપાસ હાથ નાંખી કહયું.

"દીકરી, ખુદા પાસ દુવા માંગ કે તે તુંને કોઇ પણ ખાંડામાં પડતી અટકાવે." પોતાની આ કરી લીધેલી બેટીના ગાલ ઉપર એક ચુંબન કરતાં શીરીને કહયું, અને ગુલેસતાન તેણીને એકલી મુકી સુવા ગઇ.

---

## પ્રકરણ ૬૮ મું.

## ગુલેસતાન કોણની બેટી?

શીરીન એકલી પડી કે તેણીનાં મનમાં ભય ભરેલા ખ્માલો આવવા લાગા. તેણીને લાગું કે તેણીને માથે કાંઇ પણ આફતનું વાદલ તઇયાર હતું.

બેરામજી ઘર આવ્યો ત્યારે તેણે જોયું કે શીરીન જાગતી હતી અને બારી આગલ એક અઢેલવાની ખુરસીમાં બેસી રહી હતી. તેણીની ઉપર નજર પડતાંજ તેને લાગું કે જે ખુન ખાર ઓરતને તે છેલ્લો છોડી આવ્યો હતો તેની

"હા! અને તેમાં શું છે!"

"અને શું ગુલેસતાન તમને એક દીકરીના પ્રમાણીક પ્યારથી નથી ચાહતી?"

"બેશક!"

"અને એટલું છતાં તેણી મને તેટલાજ પ્યારથી ચાહતી નથી."

"નાદાન બચ્ચું છે!" બેરામે ગુલેસતાનનો બચાવ કીધો.

"નહી! તેણી કુદરતના નીયમ પ્રમાણે ચાલે છે. મારી તરફ દોસ્તી અને માનથી વરતે છે જયારે તમારી ઉપર તેણી બેહદ પ્યાર કરે છે."

"શીરીન' તું એટલી ભલી છે કે આં નાદાન બચ્ચાંનો પણ વાંક ઢાંકે છે. પણ એ બધી તારી વાતનું પરીણામ શું? તું તદન ભેદમાં બોલે છે!"

"હું ભેદમાં બોલવા માંગતીજ નથી. પણ હું એક છુપો ભેદ ખુલો કરૂંછું. તમો કબુલ કરોછો કે જયારે ગુલેસતાન મારી તરફ ફકત માન અને દોસતીની નજરથી જુએછે ત્યારે તમોને તેણી તદન પ્યારથી નવાજી નાખેછે."

"અજબ વાત છે, પણ તે ખરીછે એમાં તો કાંઈ શક નહી"

"હું કહુંછું કે એ કુદરતી છે. હું તમને એક બીજી વાત પણ યાદ દેવડાવું છું કે પેહલીજ નજરે આ છોકરીનું જીગર પોતાની મારફતે આજે ખેંચાયું હતું!"

"નહીં?" બેરામ એકદમ બુમ પાડી ઉઠયો.

"શું ત્યારે હજુર તમારી ખાતરી નથી થતી કે એ ખરી વાત છે?

" શીરીન, તું દીવાની થઇ છે. ખાલી વીચારો હવે તારા જીગરમાં વાસો કરે છે! દુખને લીધે તારૂં હઇયું હવે એટલું નબલું થઇ ગયું છે."

" નહીં, બેરામજી, હું દીવાની નથી! હું નબલી નથી! પણ હું મારા ખાતરી ભરેલા વીચારો જાહેર કરૂં છું અને તેઓ ખરાજ છે! વીચાર કરો! મારા ખાવીંદ, યાદ કરો! ધ્યાનમાં લાવો! ગુલેસતાનના જનમની જે વાત આપણે જાણીએ છીએ અને રતનનાં મરણ પામેલાં બચાંની વાત જે આપણે સાંભલી છે તેની સરખામણી, એક મલતાપણું શું તમો ગુલેસતાનમાં ખુલ્લું જોતા નથી?" શીરીને ગંભીરાઇથી પુછ્યું.

" શીરીન! શીરીન! આ કેવું ભયંકર! કેવું જણુન! એ તું શું બોલે છે અને હું એ શુ સાંભલું છું?' બેરામ તદન ગોધારી અવાજે બોલી ઉઠ્યો.

" બેરામજી ઠંડા પડો, અને સંતોશ પામો કે જોકે તેણીની હાલતથી તદન અંજાણ્યા ને છતાં આપણે એ છોકરી તરફની આપણી ફરજો અદા કરી તેણીના આપણી ઉપરના હકનો બદલો આપ્યો છે."

" આપણી ફરજ! આપણી ઉપર તેણીના હક? શું ફરજ અને શું હક એ છોકરીને—તેણીની એ—"

" ચપો! ચપો! બેરામજી એ વાકય પુરોજ ના કરો! તમારી ઉપર તો તેણીને સર્વ હક હતા. પોતાની બેટી તરફ એક બાપની જે ફરજો હોય તે ઉપર તેણીનો પુરતો હક હતો. એક નીરાધાર અને ઘરબાર વગરનાં બાલકનો એક પરગજા

શખસ ઉપર જેટલો હક હોય એટલો તેણીનો હક મારી ઉપર હતો."

"શીરીન, તું ખરેખરજ એક કરેસતો છે." બેરામે વીચારમાં પડી જવાબ દીધો. પછી બોલ્યો. "હું ધારૂં છું શીરીન, કે આપણી ગુલેસતાન વીશેની એ અટકલ ખોટી છે, તું કાંઇ ભુલાવો કરે છે."

"શું હું ભુલ કરૂં છું. ત્યારે તો મારી સાથ આવો અને હું તમને એની એક સાબેતી આપું." એટલું બોલી શીરીને ટેબલ ઉપર બલતી એક બતી લીધી અને એક ખુણામાં ઓલવેલી પેલી આરસી જે તેણી પોતાના મામાને ત્યાંથી લાવી હતી તેની ઉપરનો પરદો ખસેડીને બોલી.

"જુઓ, આ સબી તરફ નેગાહ કરો! શું એ આપણી ગુલેસતાન જે વખતે નાહની ત્રણ ચાર વરસની હતી તે વખતના તેના ચહેરાને મલતી નથી આવતી?"

"હા, પણ તેથી શું થયું?"

"એ સબી આપણા મરનાર મામા હોરમજીની બેટી રતનબાઇનીજ અને એ સબીમાં—માતામાં—અને આપણી ગુલેસતાન—બેટીમાં જરા પણ ફરક નથી."

"શીરીન, ખરૂંજછે? હવે મારાં ધ્યાનમાં એ વાત ઉતરેછે. પણ તું એ વાત ક્યારથી જાણતી હતી?"

"જયારથી એ છોકરી મારા હાથમાં આવીછે ત્યારથી એ વીચારો મારા મગજમાં ભમતા હતા અને ત્યાર પછી બનેલા અકસમાતી બનાવો તે વીચારોને પુખ્ત કરતા ગયા"

"અને તે બનાવો શું હતા વારૂ?"

"રતન એમ ધારતી હતી કે તેણીની છોકરી જેણીને તેણી એક ગુફામાં સુવાડી આવીહતી ત્યાથી તીણીને જંગલી જાનવરો ખાઇ ગયાં હતાં. પણ જે દીવસે તેણીએ એ છોકરી ત્યાં મુકી હતી તેજ દીવસે કુવરબાઇના પેલા છ ભાઇઓ તેણીને ઉંચકી લાવ્યા અને ત્યાર પછી તેણી મારા હવાલામાં ઉછરી છે."

"યા ખોદા ! આ હું શું સાંભલું છું. ?" બેરામની હવે ખાતરી થવા લાગી.

"પુણા ખાતે એક દીવસે મેં ખાનબહાદુર હોરમસજીના ઓરડામાં છ સબીઓ ટાંગેલી જોઇ તેઓમાંની એક આપણી ગુલેસતાન જે તે વખતે ત્રણ વરસની હતી તેને આબેહુબ મલતી આવી. આ બનાવથી મારા શકો પગ ભર થતાં ચાલ્યા, અને હવે જ્યારે એ વહાલી બેટી નાનપણમાંથી મોટપણમાં આવેછે તેમ તેમ હું તેમાં અને જે કમભાગય, દુઃખી નારને મેં થોડાજ વખત જોઇ તેનામાં ચહેરાનું હું એટલું તો મલતાપણું જોઉં છું કે મારી તદન ખાતરી થઇછે."

"બસ ! બસ ! શીરીન, હવે મારાથી નથી ખમાતું ! પણ એ તારા શકો આંગઝથી તેં મને કેમ નહીં જણાવ્યા ?"

"કારણ કે આજ રાત સુધી તેઓ ફકત 'શકજ' હતા. પણ હવે આજ રાતનાજ બનાવોથી તેઓ ખરા તરીકે જાહેર થયા છે. ગુલેસતાન, અને તમો કહો છો તેમ, રતનનાં અરસ પરસનાં ખેચાણથી એ શકો સીધ થયા છે અને તેથીજ તેઓને તમો આગલ જાહેર કરવાને હવે હું કાંઇ પણ અડચણ જોતી નથી."

" અફસોસ ! આ કેવો સીતમ ! પણ શીરીન—કદી જો આ વાત ખરીજ ઠરીતો આપણને શું રસ્તો લેવો પડશે ?"

" પેહેલે તો તમારી પોતાની ખાતરી અને રીતસર બરાબર જોસતેજો કરો અને પછી આપણને અને બીજાંઓને તેથી ગમે એટલું પણ ખમવું પડે પણ જે હક વાજબી હોય તે આપણને કરવુંજ પડશે."

" શીરીન ! જે બાલકને તેં પ્યારથી, એક ખરી માદરની જતનથી, અને પેટનાં બાલક માફક સુખચેનમાં ઉછારી આટલી મોટી કીધી છે, જેને માટે તું રાત અને દીન બંદગી કરી તેને હંમેશ સારે મારગ ચલાવવાને તું ખોદા પાસ દુવા ચાહે છે, તે બાલકીને—જો તે રતનજ છે એમ નકી થયું તો-શું તું તેની માતાને હવાલે કરશે ?"—

"—શું તેની માતાની સાથ દુન્યાની સપાટી ઉપર દરેક ઠેકાણે રખડવા-શું તેણી જે રીતની જીંદગી ગુજારે છે તે જીંદગીમાં ભાગ લેવા તેણીને તેને શરણ કરવી—ખરેજ એ ઘણુંજ ઘાટકી કરમછે." શીરીન બોલી ઉઠી.

" હું તે જાણુંછું અને તેથી હું ઘણી દલગીર પણ છું. યા ખોદા આ બીકટ કામમાં તુંજ અમારી મદદે આવી અમને સલાહ આપ !"

આ પછી આ બેઉ જણ દલગીરી ભરયા વીચારોમાં છુટાં પડયાં અને બહુજ થાકી ગયલાં હોવાથી તથા નજદીક પાછલી રાતના ચાર વાગવા આવ્યાથી તેઓ સુઇ ગયાં.

---

## પ્રકરણ ૬૯ મું.

## પતામણી ગુલેસ્તાન!

"માયજી વહાલાં માયજી, મારી એક અરજ કબુલ કરો! એક ચીજ માંગું છું તે મને આપો!" ગુલેસતાન બીજે દીવસે સવારના પોતાની મા—શીરીન—નાં ગલાંમાં લાડથી હાથ નાખી પતાવતી હતી.

"શું કહે છે, દીકરી?" શીરીને તેણીને નરમાસથી પુછ્યું.

"મલેક અમર આજે રાતના પાછી ખેલ કરનાર છે માટે મને તેણીનો ખેલ જોવા જવાદો દો!"

"વલી પાછી? ગઇ રાતનો તું તેણીનો ખેલ જોઇ આવી અને આજે પાછી? નહી, મારી રજા નથી."

"પણ માયજી, તમને ખબર નથી કે તેણીને જોવાને મારો જીવ, મારૂં દીલ કેવું તલપે છે!" ગુલેસતાને તેણીને પતાવવાનું જારી રાખ્યું.

"ગુલેસતાન, વીચાર કરકે એ કેટલું બેહુંદું છે."

"ગમે તે હોય પણ મને તેણીને જોવા દો! જો હું તેણીને નહીં જોઇશ તો હું ખાતરીથી કહું છું કે મારૂં હઇયું ફાટી જશે! હું તેણી વગર જીવી શકીશ નહીં."

"ગુલેસતાન, તું આજે એક દીવાની છોકરી મીસાલે વાત કરે છે. હું તને આજે જવા દેનાર નથી માટે જા, અને મુંગી મુંગી તારૂં ભરવાનું હોય તે ભર."

આ લાડકી છોકરીએ આ સાંભલી પોતાની માથી પીઠ ફેરવી અને પોતાની ભરવાની સાલ લઇ મુંગી મુંગી રીસાઇને ભરવા

બેઠી. જરાવાર રહીને બેરામ ત્યાં દાખલ થયો અને તેમાથી થઇને પાસેનો એક બીજો નાનો ઓરડો જેમાં તે પોતાનું લખવા વાંચવાનું લખનો હતો ત્યાં ગયો. ગુલેસતાન ઉઠી અને તેની પછવાડે જઇ બારણું બંધ કરી ખરાં હેતવંતાં પ્યારાં બાલકની માફક તેનાં ગલાંમાં હાથ નાખી તેની તરફ વહાલથી ટીકવા લાગી.

"કેમ, દીકરી, વલી તું શું પતાવવા આવી છે?" બેરામ તેણીના ચહેરા તરફ ટીકી છુપી પણ દુઃખ ભરેલી યાદથી જોવા લાગો અને વીચારવા લાગો કે જેમ શીરીન કેહતી હતી તેમ આ છોકરી ખરીજ તેની અને રતનની હતી કે નહી?

"કેમ, દીકરી, વલી તું શું માંગવા આવી છે કે આવી રીતે મને પતાવે છે,—એકુ નવું એરીંગ જોઇએ છે?"

"નહી, બાવાજી"

"ત્યારે શું નવી સાડી, કે પોલકો, કે નવી તરેહના મોજાં, ચાલ જે તારાં મનની મુરાદ હોય તે બોલ?"

"નહી, પીતાજી, એ કોઇ ચીજની મને ખોટ નથી."

"ચાલ, ત્યારે બોલ, શું છે? હું તે તને છુટે હાથે આપીશ!"

"આજે સાંજના પાછો મલેક અમરનો ખેલ જોવાની મને મરજી થાય છે!"

"વાહ વા! ઠીક! નહી દીકરી, તારાં માતાજી તુને ઘડી ઘડી ત્યાં મોકલવાને રાજી નથી."

"કાલે પણ તેવણ નાજ કેહતાં હતાં પણ તમો મને લઇ ગયા હતા."

"વહાલી દીકરી, હું કાલે તુંને તેણીની મરજી વીરૂધ લઇ ગયો હતો ખરો, પણ તેને માટે પસતાવાનું હવે મને કારણ જણાય છે,"

"બાવાજી એમ ના બોલો! માયજીને મારી તરફથી કહીને તમો કાલે મને લઇ ગયા હતા અને આજે પણ લઇ જઇ શકશો!"

"નહીં! ગઇ કાલે હું તેણીની મરજી ઉપરાંત ગયો હતો પણ આજે તેમ કરી શકતો નથી, અને તું બોહોંસ કરે છે તે પણ ઠીક નથી. શીરીનબાઇ એ વાતની વીરૂધ છે અને હું પણ તેણીનાં મનને ગલતો છુ."

"પણ બાવાજી, હું આ અજબ જેવી ખેલાડીને જોવાને એટલી તો ઇંતેજારછું કે તેણીને જોવા વગર મને મુદલ ચેન પડનાર નથી."

"અને બેતી તુંને ત્યાં લઇ જવાને મોટી અડચણછે. આ ઓરતે તારૂં ભેજું ખીસાડી મુક્યુંછે! બસ, ગુલેસતાન, એ બાબદપર હવે વધારે ના બોલતી! તુંને ત્યાં લઇ જવાને માટે હું હવે ખરેખર પસતાવુંછું. હું તુંને ફરીથી લઇ જનાર નથી!" બેરામે એવાનો કેડાવ ભરયા અવાજે કહ્યું કે ગુલેસતાન નાસીપાસ થઇ ગઇ અને તોબરો ચઢાવી પોતાના ઓરડામાં ગઇ અને આખો દીવસ ત્યાંજ પડી રહી. ફક્ત ખાવાની વખતે પોતાનો દેખાવ દેતી.

તેણીને નાટકમાં લઇ જઇ પેલી નાતરસ ઓરતની સનમુખ દેખાવ દેવાડયો તેથી હવે બેરામને શીરીન પસતાવા લાગાં.

---

# પ્રકરણ ૭૦ મું.

## તોફાની શરૂઆત.

બીજે દીવસે એક એવો બનાવ બન્યો કે જેથી તે બોંસ કરી બેરામ ગુલેસતાનને નાટકમાં લઇ ગયો હતો તેને માટે તે વધારે પસતાવા લાગો.

તે પોતાના લખવાના ઓરડામાં તે દીવસે બેઠો હતો તેટલાં એક માણસ આવ્યો અને તેના હાથમાં એક ચીઠી આપી પાછો ચાલી ગયો. તેણે તે ઉઘાડી અને નીચે પ્રમાણે વાંચી:-

"મલેક અમર આજે બપોરના તમને મલવા માંગે છે માટે તે વખતે નાટક ગ્રહમા તેણીના ઓરડામાં મલી જજો."

આ ચીઠી કોણે લખી હતી તે બેરામ ચેતી ગયો.

"હું જાઉં કે નહી?" તેણે તે ચીઠી વાંચી રહીને વીચાર કીધો. "કાંઇ ફીકર નહીં. જે બને તે ખરૂં હું જઇશ" એટલો પકો વીચાર કરી બેરામ ઉઠયો અને જે વખતે રતને તેડયો હતો તે વખત પણ થવા આવેલો હોવાથી કપડાં પેહેરી નીકલયો અને નાટકશાળામાં ગયો. તે ત્યાં પેલા પછવાડેના દરવાજામાંથી દાખલ થયો અને જે માણસ ત્યાં હાજર હતો તેને મલેક અમરના ઓરડામાં લઇ જવાનો હુકમ કીધો. તે માણસ તેને ત્યાં લઈ ગયો અને દરવાજો ઉઘાડી, "બેરામજી આવ્યા છે" કરી પોકારી ચાલી ગયો.

રતન પેલાજ કોચ ઉપર પડેલી હતી. તેણીએ પોતાના હંમેશના રેવાજ પ્રમાણે મરદનો લેબાશ પહેંર્યો હતો. માથાં ઉપર એક સુંદર—નાટકના એશકી જવાનને છાજતી—ઉભી તોપી મુકી હતી. 'દીલમાં એશકી બનીઆન સુનાના બતન સાથનું પહેરેલું હતું. આ મરદના પોશાકમાં પણ તેણી તદન શોભી રહી હતી.

તેણીના ચેહેરા ઉપર રતાશ ફરી વલયો હતો. તેણીની છાતી કાંઈ અહુજ ધપકારાથી છલકતી સંભલાતી હતી. કોચ ઉપર પડી રહીનેજ તેણીએ બેરામજીને એક ખુરશી બતાવી તે ઉપર બેસવાની ઇસારત કીધી હતી.

"રતન, તેં મને તારી હાજરીમાં બોલાવયો છે અને તે પ્રમાણે હું અહીં અવયો છુ." બેરામે કહયું.

રતને ફકત ડોકું ધુણાવયું પણ કાંઇ જવાબ દીધો નહી।

"મને જણાવવાની તસદી લેશે કે મને અહીં શું કામ બોલાવવામાં આવયો છે, અને હું તુંને કેવી રીતે ઉપયોગી થઇ પડીશ?" બેરામે પાછું પુંછ્યું.

"થોડા વખતમાં તે તું જાણુશે." રતને જબાં ખોલી.

"મને પુછવાની રજા આપશે કે જયારે મને બોલાવવામાંજ આવયો છે ત્યારે તહારૂં ઘર—જે મારા ઘરથી થોડુંજ દુર છે, ત્યાં નહીંને અહી શું કરવા બોલાવવામાં આવયો છે?"

"હું કોઇને પણ મારા ઘરમાં મુલાકાતે બોલાવતી નથી."

"મને અહીં શું કામ બોલાવવામાં આવયો છે. હવે હું ધારૂં છું કે મને કેહેવાની તું તસદી લેશે."

શાળામાં આવી હતી તે ગઇ કાલે કેમ નહીં આવી ?"

"કારણ તેણીને એવી બદીથી ભરેલાં મકાનમાં વારંવાર લાવવાનો મારો વીચાર નથી."

"અને કે તેણીએ પોતેજ અહીં આવવાને ના નથી પાડયું નહીં ?"

"હા, પણ એ સવાલ પુછવાનો તુંને શું હક છે ?"

"તેની કાંઇ અડચણ નહીં. હું જે કાંઇબી હક તારી પાસ કબુલ કરાવવા માંગીશ તે તું પોતાની મેલે કબુલ કરશે એવી મારી પાસ શકતી છે અને તે શકતી આજે હું અજમાવા માંગું છું."

"જરા વધુ ખુલાસાથી બોલશે ?"

"અલબત, આજે રાતના હું પાછી નાટક તખતા ઉપર દેખાવ દેનાર છું અને મારી મરજી છે કે આજે રાતના પેલી છોકરી પાછી મારો ખેલ જોવા આવે."

"અએ કમઅકલ ઓરત ! તારી એ "મરજી" કદીપણ હું પુરી પાડીશ નહીં. તે છોકરી તારા એ ખોટા ચાલાઓ જોઇ તારી ઉપર મોહીત થવા કદીપણ અહીં આવશે નહી!" બેરામે પકો ઠેરાવ કરી કહયું.

યાદ રાજે કે મારી મરજી અમલમાં લાવવાને મારી પાસ ઘણાંજ સાંધણો છે." રતને ચીરડાઇને કહયું.

"દયાહીન દેવ ! હું કહું છું કે તારી પાસ તેવું કાંઇ નથી. જા, તારેથી જે ખુબી થાય તે કરજે. જે બુરાંમાં બુરા હાલ તું મારા કરવા હોય તે કરજે, મારી ઉપર જે અમલ

મારી જુવાનીમાં થયલાં પાપોનો આકાર મારી શામે ઉભાં કરી તું હવે વધુ વખત મને બીવડાવી શકશે નહીં." બેરામે પગ અફાડી કહ્યું.

"શું ત્યારે તું એમ કહેવા માગે છે કે આ કાગજો તું ઓલખતો નથી? શું તું મારા પંજામાં નથી એમ તું" કહેવા માગે છે?" રતને બેરામ સામે પેલું તેણે લખેલું કાગજ કાઢી બતાવી પુછ્યું.

"હા, હું એ કાગજને ઓલખું છું પણ હવે હું, એની કે તારી બેઉની દરકાર કરતો નથી.

"મુર્ખ મરદ! આવતી કાલેજ આ કાગજને અને મને તુચ્છકારી કાઢવા માટે તું પસ્તાશે" રતન બોલી. "એજ કાગજ કાલે જાહેર થવાથી તુંને લોકોમાં બે આબરૂ કરશે તેનો વીચાર કર"

"બસબસ! આજે નજદીક તેર વરસ થયાં તું મને જેટલો હેરાન કરે છે તેના કરતાં એક વખત બેઆબરૂ થવામાં હું વધારે દુઃખ નથી સમજતો. રતન, મેં તને કહ્યું છે કે જે કાંઇ પણ હવે જાહેરાતમાં બનશે તે હું ખમવાને તતપર થયો છું અને તે હું ખમીશ, પણ તારા નીચ હુકમને કદી પણ તાબે થઇશ નહીં:"

"બેરામ, આજ વરસો થયાં જે એક લાગણી મારામાં મરણ પામી હતી ને લાગણી પાછી હાલ સજીવન થઇ છે. દયા લાવી માફી બખસવાને મારૂં જીગર હવે તલપે છે, એ લાગણી મારાં સુકાઇ ગયલાં જીગરને પાછી ભીનાવે છે!" રતને પોતાનો અવાજ ફેરવીનાખી નરમાસથી કહ્યું, "બેરામ પરમદીન

જે છોકરી તારી સાથ બોક્સમાં બેઠી હતી તે છોકરી પર મારૂં જીગર ઘણુંજ દોડેછે! બેરામ તે છોકરીને મારે હવાલે કર! તેણી ફકત તારી કરી લીધેલી છોકરી છે–તુંને તેણી ઘણી વહાલી કે ઘણી અગત્યની નહીં હશે! એ છોકરી મારે સ્વાધીન આપ અને આપણે જીંદગી સુધી એકમેકથી જુદાં રહી એકમેકની આડે આવશું નહીં."

"રતન, તારી માંગણી તદન મુરખાઇ ભરેલી છે અને તે કદીપણ સ્વીકારવામાં આવશે નહીં." બેરામે મકકમ ઠેરાવથી કહયું.

"બેરામ એ છોકરી મારે હવાલે કર અને આ કાગજથી હું તારી આબરૂ, તારી મીલકત, અને તારી જીંદગીને મારા કબજામાં રાખુંછું,, તે તારા હવાલામાં તુરતજ આપી દઇશ."

"નહીં! રતન, નહી! જે છોકરી શીરીનને આટલી વહાલી તે છોકરી જો હું તને આવાં નીરજીવ કાગજોને માટે આપી દઉં તો દુનયા મને ખચીતજ એક નીચ આપ મતલબી આદમી કહે.!" બેરામે દલગીરીથી પણ એકજ ઠેરાવને વલગી રહીને કહયું.

"પણ તે છોકરી કાંઇ શીરીનને પોતાને પેટની નથી, અને મારૂં જીગર તેણીની ઉપર એટલું દોડેછે કે હું તેણીની યાદીમાં મારૂં બીજું સર્વે દુખ વીસરી જાઉંછું. બેરામ હું તુંને વીનવીને હાથ જોડીને, કરગરીને કહુંછું કે, એ છોકરી કોણુની અને કોણ છે તે મને કહે?" રતને ખરેજ કાલાવાલાથી કહયું.

" રતન હું હાલતો તાહરા એ સવાલનો જવાબ આપવાને ના પાડું છું."

"બેરામ, જો આ કાગળ્યાંની સાથે હું તુંને એવી કબુલાત આપું કે તાહરેથી દુર રહી હું કદી પણ તાહરા મારગમાં આવીશ નહીં તો તું એ છોકરી મારે હવાલે કરશે?"

'નહી! મારેથી તે નહીં બની શકશે!"

"જો હું એ બધાં ઉપરાંત મારા પોતાના હાથ દસકતોએ એક વખત લખી આપી પુણા ખાતે આવેલી મારી બાપીકી મીલકતોનો હવાલો તુંને આપી દઉં, તે ઉપરનો મારો સઘલો દાવો હું તહારે હવાલે કરૂં તો તું મને એ છોકરી આપશે!

" નહી! નહી! અને નહી!" બેરામે એકજ બોલને વલગી રહી કહયું.

" ત્યારેતો હું એ છોકરીને મેલવવાને જે માંગણી કરૂં છું તે એક દીવાનાપણુંજ છે. પણ બેરામ! યાદ કર કે તારી સામે થવાને જે હથીઆર મારી પાસ છે તે હજુર સુધી મેં તુંને ફક્ત મારા તાબામાં રાખવાને વાપરયું છે અને તુંને કચડી નાંખવાને મેં તેનો ઉપયોગ કીધો નથી. મેં તે હથીયાર ફક્ત મારા હવલામાં દેખઇતુંજ રાખ્યું છે પણ હજુર તેથી મેં ફટકો મારયો નથી."

"તેં ફટકો મારયો નથી પણ મને અરધો ફટકો મારી રીબાવે છે. પણ, રતન, આજ રીતે તારી એ ધમકી અને રીબાવવાનો છેડો આવ્યો છે. મેં આજ રોજે જે પણ સરવથી બુરા હાલ થાય તે ખમવાનો ઠેડાવજ કીધો છે!"

"કેહકે આજે નહીં પણ કાલે! કારણ કે જો આ

છોકરી મને આવતી કાલે મલશે નહીં તો હું છેલ્લો ફટકો મારી તારો નાશ કરીશ."

"તારેથી બને તે કર, વાઘના ગોફામાં રહી તેના હાથે રોજ મરણ પામવાની ધાસ્તી રાખવાના કરતાં એકદમ મરણ પામવું વધારે બહેતર છે."

"જે માંગણી હું દેવાનાપણામાં તુને કરૂં છું તે માગણી રદ કરવાને તું પણ મારા જેટલોજ દીવાનો છે? પણ આવતી કાલે સવાર સુધીનો વખત હું તને વીચાર કરવાને આપું છું. તેટલા વખતમાં જો મને તારી-તરફથી 'હા' નો જવાબ નહીં મલશે તો હું મારો છેલ્લો ફાનો તારી ઉપર લઇ—તારો નાશ કરીશ."

---

# પ્રકરણ ૭૨ મું.

## એક પ્રપંચ

"શીરીન, કોઇપણ છુપા કારણોને લીધે મેં તારેથી જે કાંઇ વાતો છુપાવી હોય તેનો ખુલાશો કરવાનો હવે વખત આવ્યો છે!" બેરામે શીરીનની સામે તેણીના ઓરડામાં ઉભાં રહી ફીકા ચેહરાએ ગંભીર દેખાવે કહયું.

ખરીજ દયા અને લાગણીના ઉભરાઓથી શીરીને બેરામ તરફ જોઇ તેનો હાથ લઇ તેને પોતાની પાસે કોચ ઉપર બેસાડયો.

"ગુલેસતાન ક્યાં છે?" બેરામે આસપાસ નજર ફેંકીને પુછયું.

"પોતાના ઓરડામાં ભરવામાં રોકાઇ છે, અને આપણને તેણી પોતાની હાજરીથી કોઈબી રીતે અડચણ કરશે નહી?"

"ઠીક છે, કારણ કે હું તુંને મારી વાત ખાનગી રીતે કેહેવા માગું છું," તેણે પોતાનો હાથ કપાલ ઉપર મુકયો અને આગલ શું બોલવુ તે વીષે ગભરાવા લાગ્યો.

"બેરામજી, મારી સાથ ખુલાસાંથી વાત કરો—કારણ તમો જાણો છો કે હવે ઘણુંજ થોડું ભેદમાં રહયું હશે અને થોડુંજ એવું હશે જે હું મુદલ જાણુતી નહી હોઇશ."

"મેં તુને કાંઇ પણ વાતનો ખોલાસો કીધો નથી અને તેથી હું તો એમજ માનું છું કે તું કાંઇ જાણીતી નથી. માટે સાંભળ શીરીન, કે જયારે વરશોપર રતન તારી આગલ આવી અને આપણા સુખમાં કાંટો ભોકાયો તયારે તેણી જે કહી ગઇ હતી તે તદન ખરૂં હતું. શીરીન, આપણુ આપણી બચગીમાં જે નહીં તુટે એવા ગાંઠથી જોડાંયા હતાં તેની સમજ વગર હું આ જંગલના ભુલકાં સાથ થોડા વખતમાં માંરાં જીગરના ઉસરાઓને લીધે કરાથી પરણ્યો અને મારી અને—એ ભુલકું કે જે પછવાડેથી આપણા બેઉના મામા હોરમસજી ખાનબહાદુરની બેટી અને આપણી ભાણેજ તરીકે જાહેર થઇ હતી—તેની જીંદગી જોડી બેઉને દુખી કીધાં હતાં. અને તેનાં પરીણામો શું આવયાં છે તે તું આજ કેટલાક વરસો થયાં જોતી આવે છે અને જોય છે. પણ હવે એ બાબત છેકજ અંત ઉપર આવી છે. પાપનો ઘડો ભરાઇ ગયો છે અને હવે ફકત ફુટવાનીજ ખોટી છે. તેણી મારી ઉપર પોતાનો કીનો લેવાં તઇયાર થઇ છે, અને એ ઓરત એટલી તો દાવ પેચમાં હુશીયાર છે કે તેણી જેને

પોતાનો છેલો કીનો કહે છે તે કેવી રીતે લેશે તે પણ મને ખબર નથી. તેણી ખુલે ખુલું કહે છે કે જો હું તેણીના હોકમને તાબે નહી થઇશ તો જરૂર તેણી હવે મારો નાશ કરશે.

"ઓહ, બેરામજી" શીરીન સાંભળી શકી નહીં માટે વચમાં ઉપલા બોલો સાથે ચોકી ઉઠી.

"તેણીના હોકમથી મેં કાંઇપણ ખુલાસા વગર, પુણાની ખાનબહાદુરોની મીલકતનો મારો દાવો છોડી દીધો. તેણીના હોકમથી મેં મારી બાદશાહી સરખી સરકારી સનદનો કબજો એકદમ છોડી દીધો, અને હવે છેલે તેણી એવો હુકમ કરે છે કે જે બજાવવો તદ્દનજ મુશકેલ થઇ પડે છે. હું કબુલ કરૂં છું કે મારી જુવાનીમાં મેં આ બદકાર ઓરતથી ડરી તેણીના હોકમો પ્રમાણે કીધું પણ હવે હું તેમ કરવાને દરૂસ્ત ધારતો નથી" બેરામ એટલું બોલી મુગો રહયો અને પોતાની ધણીઆણી તરફ જોવા લાગો.

શીરીને તેના સામું જોયું અને તેને દીલાસો દઇ બોલી "બેરામજી. તેણી શું હુકમ કરે છે તે કહો કે જે જો વાજબી હશે તે કરવાને આપણને કાંઇ અડચણ નથી."

"તે હવે એવી માંગણી કરે છે કે આંપણી કરી લીધેલી દીકરી, ગુલેસતાનને હું તેને સ્વાધીન કરૂં. જો હું નાદાનપણે આજે એ હુકમ બજાલાઉં તો કાલ ઉઠી તેણી મને એમબી કેહેશે કે હું તુંને પણ તજી દઉ ! નહીં શીરીન, હવે તો જે બને તે ખરૂં. હું તેણીની સામે થઇશ અને જે કંઇ રીતીએ તેણી મને હેરાન કરશે તેની સામે હું હીંમતથી લડીશ."

બેરામ એટલું બોલી પોતાની ઓરતને ત્યાં બેઠેલી મુકી બહાર ગયો.

એજ દીવસે રાતના બે વાગે રતને બેરામને પાછો પોતાની નાટકશાલામાં બોલાવયો અને ત્યાં તેને યાદ આપી કે તેને આપેલા વખતસરમાં હવે ફક્ત ચારજ કલાક બાકી હતા.

આ વખતે રતને તેને ખામખા એવો તો ચીડવીને મોકલ્યો કે તેના ઘર પુગવા પછી શીરીન પણ તેને જોઇ ગભરાઇ અને તે એટલો વીક્રાલ કેમ બન્યો હતો તે પુછયું અને તેને રતને કહેલા બોલોનો ભાગા ટુટા શબ્દોમાં ખુલાસો કરી તે સુઇ ગયો.

રતને તેને શા કારણથી એટલો ચીડનેવી મોકલ્યો હશે?

---

## પ્રકરણ ૭૩ સું.

### કાલા કપડાંમા એક ખુની.

પાછલી રાતના નજદીક ત્રણ વાગા હતા. બધે અંધારૂં પથરાઇ રહયું હતું. નાટકશાલામાંથી દરેક તમાશગીરો તે રાતે થયલા ખેલની વાતો કરતા ઘર ગયા ને નજદીક એક કલાક વીતી ગયો હતો. રસ્તામાં એક પણ આદમી દેખાતું ન હતું. પણ ફકત ત્યાં આવેલા હાર બંધ ઝાડોમાંનાં એક ઝાડના પાતડાં થોડે થોડે વારે હીલતાં હતાં, અને જાણે તેઓને કોઇ અચાનક આંચકો લાગ્યાથી હીલ્યાં હોય એવો દેખાવ દેતાં હતાં. પણ તે કોણ હીલવતું હતું તે કાંઇ સમજ પડતી હતી નહીં.

આ વખતે નાટકશાલા આગલ બેઠેલો એક સોડા-વોટર વેચનાર મુસલમીન તે રસ્તેથી પોતાનો હીસાબ તપાસી ગ્હી ને આપણે બોલીએ છીએ તે વખતે તદ્દન એકલો જતો હતો. તેનાં દીલમાં શફેદ કપડાંથીજ તેનો બોલો જણાતો હતો. તેનાં પગલાંનો વટીક અવાજ સંભલાતો હતો નહીં.

આ વખતે પાછું પેલુંજ ઝાડ ખખડયું. અને જેવો તે તેની નજદીક આવી પુગો કે કોઇ આદમી તેની ઉપરથી ઉતરતું હોય એવો પેલા મુસલમીનને સંસારો જણાયો.

તુરતજ તદન કાલાં કપડામાં વીતલાયલો એક આકાર તેની આગલ આવી પુગો અને એક લાંબી ધારદાર છરી કાઢી તેની છાતીમાં ભોકી દીધી.

પેલા સોડા-વોટર વેચનારે એક મોટી બુમ પાડી અને માથાં ઉપરના તોપલા સહીત ભોંય ઉપર પછડાઇ પડયો અને જરાવારમાં પોતાનો જાન તે કીરતારને હવાલે કીધો.

કાલાં કપડાંવાલો પેલો આકાર જે દુર છુપાઇ તેને મરતો જોતો હતો તે નજદીક એક કલાક આ પ્રમાણે છુપાઇ આકાર આવ્યો અને પેલાં મુવેલાં આદમીની લાસની નજદીક પડેલી તેની સોડાની બાટલીઓમાંથી એક કાઢી તેને એક પથર ઉપર થોડે દુર લઇ જઇ અફાડી અને તે ભાંગી નાખી.

એ પછી પાછો આવી પોતાનાં પેહેરણમાંથી એક રૂમાલ કાઢી જાણે બે જનણી ખેંચ તાંણમા ફાટો હોય એવી રીતે ફાડી પેલાના શરીરની નીચે લોહીથી ખરડી મુકયો અને પછી પોતાને ઘરનો રસતો લીધો.

ઘર ગયા પછી આ આકારે પોતાના ઓરડાનાં બારણાં

બંધ કરી અંદર પોતાના સરવ કપડાં કાઢી નાખયાં અને પોતાનાં હંમેશનાં કપડાંઓ આંગ ઉપર નાખી પેલાં કપડાં ને એક કાંડીથી સળગાવી બાલી નાખયાં ને પછી પોતાના ઘરનો રસતો લીધો.

ઘર ગયા પછી આ આકારે પોતાના ઓરડાનાં બારણાં બંધ કરી અંદર પોતાના સરવ કપડાં કાઢી નાખયાં અને પોતાનાં હમેશનાં કપડાંઓ આંગ ઉપર નાખી પેલાં કપડાં ને એક કાંડીથી સળગાવી બાલી નાખયાં કે જેથી પોતાના કાલાં કરતુકની કાંઇપણ નીશાની માલમ પરે નહીં.

પોતાનું એટલું કાલું કરતુક કરી આ ખુની આદમી નીંદ્રામાં પડયું.

એ ખુની કોણ હશે? અને શું કામ ખુન કીધું હશે?

---

## પ્રકરણ ૭૪ મું.

### સરકારી વોરંટ.

સવારના સાત વાગા હુતા. સુરજ ઉગવાને નજદીક એક કલાક વહી ગયો હતો. નકાનાં પંક્ષીઓ પોતાના મીઠા શરોદોથી આ રલીયામણી સહવાર ને આવકાર, દેતાં હતાં. ઝાડે ઝાડ પક્ષીઓ અહીંથી તહીં ઉડી પોત પોતામાં ગેલ કરતાં હતાં અને આનંદમય પોતાનો નવો દીન ગુજારવાની આશામાં હતાં.

બેહરામનાં ઘરમાં પણ એક કોમલ નાનું અને વહાલું પક્ષી પાલેલું હતું તે ઉઠયું, અને અહીંથી તહી દરેક ઓરડે

ફરી દરેક નોકર નફરોને હુકમ કરતુ ફરતું. એ પછી પોતાની પરવરેસ કરનાર માતાના ઓરડામાં જઇ તેણીના ખોલા ઉપર બેસી તેણીને વહાલની ચુંમીઓથી મધી નાખી આ પક્ષી પાછું પોતાની પાંખો ફફડાવી ઉડયું અને પોતાના પીતાના ઓરડામાં ગયું. અહીં તેનો પીતા તેને સુતેલો માલમ પડયો. વહાલથી તેના કપાલ ઉપર જેવું આ પક્ષી ચુમી લેવા જાય છે કે તે પણ ચોંકયું અને તેના ચોંકવાથી તેનો પીતા પણ ચોંકી ઉઠયો!

વાંચનાર, આ પક્ષી કોઇજ નહીં પણ આપણી રૂપાલી ગુલેસતાન હતી.

તેણી ચોંકી તેનું કારણ એ કે તેણી જેવી પોતાના બાપના કપાલ ઉંપર પોતાના કોમલ હાથોનો છાપ મારવા જાય છે કે તેણીને બેરામના કપડાં ઉપર લોહીના દાઘો જણાયા તેણીએ બેરામને એ વાતથી જાણીતો કીધો અને જેવો તે પોતાનાં કપડાં જોય છે કે તેને પોતાના હાથ ઉંપર તેજ દાઘો નજરે પડયા. આથી તે વધારે ગભરાયો અને પોતાનાં અંગ ઘણી પણ તપાસ કીધી કે જેથી કાંઇ અકસમાતથી તેને કાંઇ ઘાહ લાગો હોય તો તે જણાઇ આવે પણ કાંઇપણ નીશાની મલી નહી. તેણે એ પછી ગુલેસતાનને વહાલથી રમાડી રવાના કીધી.

તેણે તુરતજ પોતાનું આંગ સાફ કીધું અને બીજા નવાં કપડાં પેહેડી બહાર નીકલયો.

ઓવાના ઓરડામાં તેને શીરીન નાસતો તઇયાર કરતી જણાઇ, નાસનાની તેબલ ઉપર બેસી બેરામે તેણીને ગુલેસતાને જોયદા દાઘો વીશે કહયું અને તે કેમ પડયા હશે તે વીશે

કહ્યું અને તે કેમ પડયા હશે તે વીશે આ બેઉ ઘણી ઘણી-આણી વમાસન કરવા પડયાં.

નાસતો ખલાસ થયો નહીં તેટલાં દરવાજા ઉપર કાંઇ ગડબડ સંભલાવા લાગી.

બેરામ પોતાના નોકરને તે શું હતું તેની ખબર કાઢવા કહી અને તે બહાર જઇ એક અંગ્રેજ સાથ પાછો અંદર દાખલ થયો.

આ શખસ બેરામની સાથ બાનુઓને બેઠેલી જોઇ પાછો હઠયો અને પોતાની તોપી ઉતારી તેની સાથ જરા વાત કરવી છે એટલું કહી તેને બહાર તેડયો.

બેરામ કાંઇ છુપી બસારતથી ચેતી ગયો કે કાંઇબી નવું જુનું હશે. તેબલ ઉપરથી ઉઠતાં તે તદનજ બહાવરો અને ફીકો પડી ગયો. બહાર જઇ પેલા અંગ્રેજને તે શું કામ માટે આવ્યો હતો તે પુછ્યું.

"કાંઇ નહી, મેહરબાન પેલા અંગ્રેજે કહ્યું, હું છુપા વેશમાં એક પોલીસ અમલદાર છું અને સરકાર તરફથી તમને પકડી લાવવાનું એક વારંટ મને મલયું છે. માફ કરજો સાહેબ, કારણ કે હું ઘણોજ દલગીર છું કે તમો જેવા આબરૂદાર શખસ સાથ આવી રીતે વરતવાને મને મારી નો'કરીથી ફરજ પડે છે. પણ તમો સાથ ગમે એવી સભયતાથી વરતવાને હું મારેથી બનતી તજવીજ કરીશ. તમો તરફ મુકા-યલો અપરાધ તમોએ કીધો હોય એવું હું મુદલ માનતે નથી. પણ શાક્ષીઓ ઘણીજ મજબુત પડી છે માટે હું કાંઇ કહી શકતો નથી."

"અને તે અપરાધ ?" બેરામે ખોખરા અવાજે પુછયું.

"ખુનનો ? એક મુસલમાન ફેરીઆનું ખુન કરવાનો વાંક-તમો ઉપર મેલાયલો છે ! "

"તદન ખોટો ! તદન જુઠો ! હું એ વાંકથી તદનજ નીરઅપરાધી છું ! બેરામ બોલી ઉઠયો. "પણ કાંઇ નહીં ! તમો મને કયારે અને કયાં લઇ જાઓ છો ?"

"હમણાંજ વડા નીયાયાધીસ સાહેબ, જેવણે તમો વીશે પુરતી ખોલ કરાવી છે. અને જેવણુની ખાતરી થઇ છે કે તમો એક તદન આબરૂદાર ગૃહસ્થ છો તેવણે વીચારયુ કે જાહેર દરબારમાં એ વાતની તપાસ કરવા અગાઉ તમારે મોહડેથીજ એ વાત જાણી પોતાની ખાતરી કરવી અને જો તમે એ ગુનાહ દડો તો છોડી દેવા એવા વીચારથી તેવણે તમને પોતાને ઘરજ બોલાવ્યો છે."

"તેવણુનો ઉપકાર થયો ! હું મારા કપડાં પેહડી આવું તેટલાં તમો થોબશો ? "

"બેશક !" પેલો અમલદાર એટલું બોલી બહાર ઉભો અને પોતા સાથ લાવેલા છુંપા વેશવાલા સીપાઇઓને પાછા મોંકલી પોતે ફકત એક જમાદાર સાથ ઉભો.

બેરામ અંદર ગયો અને શીરીનને પોતાની સઘલી વાત ખાનગી રીતે કહી તેણીની રજા લઇ પેલા અમલદાર સાથ જવા તઇયાર થયો, અને જરા વારમાં તેઓ સાથ નીકલી વડા ન્યાયાધીસને ઘર જવા નીકલ્યો. નીકલવા અગાઉ કાંઇ ગરજ પડે એવા વીચારથી તેણે નોટના થોકડાનું એક બંદલ તથા કાંઇ બીજું એક પડીકું પોતા સાથ લીધું.

"મમાજી, બાવાજી કયાં ગયા?" ગુલેસતાને પોતાની માયને પુછ્યું.

"પેલા ગ્રરહસ્થ સાથ અગતનાં કામે ગયા છે" શીરીને તેણીને ઉડાવી અને પછી પોતાના ઓરડામાં જઇ બારણું અંદરથી બંધ કરી એક કોચ ઉપર પડી.

તેણીને હવે શક પડવા લાગો. રાતના મોડેથી આવ્યો ત્યારે બેરામની ઉસકેરાયલી હાલત! તેણે તેણીને દીધેલા ભાટાદુટા શબ્દોના જવાબ—સવારના પોહરમાં ઉઠતા ને વાર જણાએલા લોહીના દાઘ—એ સરવથી તેણીને એવું લાગું કે વખત છે તેણીના ખાવીંદે પોતાની ઉસકેરાયલી હાલતમાં કોઇનું ખુન કીધુંજ હશે. પણ તેણીની એ બાબદ ઉપર ખાતરી થઇ નહીં. શું થયું હશે—શું થશે—આ અપરાધ ખરો થડશે કે ખોટો? એવા એવા વીચારોમાં પોતાની ગુંગલાતી છાતીને રડીને ખુલ્લી કીધી અને પછી ખુદાની બંદગી કરી પોતાના ખાવીંદની મદદે આવવાને તેની મીનતજારી કરવા લાગી.

---

## પ્રકરણ ૭૫ મું.

## બેરામની તપાસ.

બેરામ ન્યાયાધીસ આગલ જઇ પુગો. ત્યાં તેને ન્યાયાધીસે તેની ઉપર જે વાંક મેલાયો હતો તેની ખુબ બારીકીથી પુછપરછ કીધી તેની પુછપરછમાં ન્યાયાધીસને થોડોક શક પડગો અને તેને લાગું કે બેરામે જો આ ખુન નહીં કીધું હોયતો તે છતાં તેમાં એનો થોડો પણ ભાગ હોવો જોઇએ, તેમ નહી હોયતો એણે કાંઇ બીજો પણ ગુહનો કીધો હશે. આ

શક ઉપરથી તેણે બેરામને કેદખાને મોકલ્યો અને તેની તપાસ ચલાવવાને નકકી કીધું.

બેરામે તુરતજ પોતાનામીત્ર કાવસજી કાતરકને તેડી મંગાવ્યો અને તેની મારફતે એક ચાલાક બારીસ્ટર આગળ તેણે પોતે પોતાની નાદાન્યતમાં કીધેલા ગુનાહનો જરાપણ એસારો કીધો નહીં. તેથી ઉલટુંજ તેણે ગઇ કાલે રાતના તે એક કામ માટે નાટકશાળામાં ગયો હતો અને ત્યાંથી પાછો આવ્યો હતો એટલુંજ કહી તેને પોતા તરફથી લડી પોતાનું નીરદોશપણું જાહેર કરી છોડી મુકાવેનો દશ હજાર રૂપ્યાની રકમ આપવા કહી રવાને કીધો.

ભર દરબારમાં ત્રણ ન્યાયાધીસોની સનમુખ તેનો કેસ નીકલ્યો. તેની તરફથી તેનો ઉપલો બારીસ્ટર ઉભો હતો. આ બારીસ્ટર કાયદામાં તદન પુરવીન હતો અને જેની તરફથી તે ઉભો રહેતો તેનો કેસ ખચીતજ તેની તરફેણમાં ઉતરતો હતો માટે આ વખતે પણ બેરામના દોસ્તોનો તેની ઉપર પુરતો ભરોસો હતો કે તે ખચીતજ આ સરવથી જબુન અપરાધમાંથી છુટો થઇ આવશે. પણ નહીં ! તેમ નહી થયું.

કજીઓ ત્રણ વડા ન્યાયાધીસો હજુર નીકલ્યો. મરણ પામેલા પેલા મુસલમાન તરફથી તેનું કોઇપણ વાલી મલી નહીં આવવાથી આ મુકદમો સરકાર તરફથી ચલાવવામાં આવતો હતો અને તેથી ઉપલા ત્રણ ન્યાયાધીસોનું મન જરા ઘણુંપણુ બેરામની તરફેણમાં હતું.

આ મુકદમામાં એકજ શાહેદની શાક્ષી અગતની હતી. આ સાક્ષી તે કોઇજ નહીં પણ રતન હતી.

કજીઆની બાબદ વાંચી સંભલાવવામાં આવી તે નીચે પ્રમાણે હતી.

ખુનને દીવસે સવારના પોહરમાં નજદીક ચાર વાગે એક પોલીસ સીપાઇ તે તરફથી જતો હતો. તેણે ત્યાં એક મુરદું લોહીમાં ગરકાવ થયલું પડેલું જોયું. તુરતજ પોતાની ટુકડીના અમલદારને જઇને એ વીશેની તેણે ખબર કીધી. આ અમલદારે આવી એ મુરદાંને ઉંચકવા પોલીસ મથક ઉપર લઇ જવાનો હુકમ કીધો. મુરદાંનાં આંગની તપાસ કરતાં અને જયાં તે પડયું હતું તે જગાની તપાસ કરતાં તેની છાતીમાથી એક લાંબી ધારદાર છરી કે જેથી તેનું ખુન થયું હતું તે મલી. આ છરી ઉપર દરબારની સાંમે ઉભા રહેલા ધણી "બેરામજી દાદાભાઇ મોટાશેઠના" નું નામ કોતરેલું હતું. મુરદાંના કપડાંના ઝાડા લેતાં તેના આંગ ઉપર એક રૂપ્યાનો ખુરદો મલી આવ્યો હતો. તે પડયો હતો તે જગા ઉપરથી એક રૂમાલ પણ મલી આવ્યો હતો. આ રૂમાલ ઉપર "રતનજી બેરામજી" કરી એક બીજું નામ લાલ દોરાએ સીવેલું જણાતું હતું.

ખુબ રીતથી તપાસ કરતાં રૂમાલના માલેક તરીકે પેલી નાટક તોલીના પેલા ચંચળ ખેલાડીને પકડવાનું વારંટ નીકલ્યું અને છરીના માલેક તરીકે બેરામને પકડવામાં આવ્યો.

હવે પેલા ખેલાડીએ પોતાની જુબાનીમાં એક વાત જાહેર કીધી જે અત્યાર સુધી અંધારામાં હતી. તે આ કેદ પકડાયલા બંદીવાન અને પોતાના સંબંધમાં હતી. તેની વાત જે આપણે નીચે જુબાનીના આકારમાં આપીએ છીએ તે સાંભળી આખી દરબાર તાજુબ થઇ ગઇ હતી.

દરબારે જ્યારે એને પુછ્યું કે આ બનાવ ના સંબંધમાં શું જાણે છે તથા આ અપરાધી ને ઓલખે છે કે નહીં ત્યારે તે બોલ્યો કેઃ—

"હા. હું એ બંદીવાનને નજદીક પંદર વરસ થયાં ઓલખું છું. એને અને મને પેહેલી ઓલખ કેમ થઇ તે વીશે મારે એક લંબાણ વાત કરવી પડશે. એટલુંજ નહીં પણ આ દરબાર સનમુખ એક છુપી વાત પણ જાહેર કરવી પડશે, તે એકે હું મારા લેબાશ ઉપરથી જેમ જણાઉં છું તેમ એક મરદ નહી, પણ મરદના છુંપા વેશમાં એક ઓરત છું.

એટલું બોલી તે એક ખાનગી ઓરડામાં ગઇ અને પોતે પેહેરેલો દગલો તથા મોંટા પાયજાનો લેંગો કાઢી નાખી એક રેશમી સાડીમાં, ખીલતી ખુબસુરતી સાથે, જલેહ મારતી ઉભી રહી. દરબારના દરેક શખસો આ જોઇને તદન તાજુબ થયા. રતને પાછું નીચે મુજબ ચલાવ્યું.

"પંદર વરસની વાત ઉપર આ શખસ અમારાં રેહવાંના ઘરમાં અકસમાત આવી લાગો. અને એની અને મારી વચે દોસ્તી બાજી. આ દોસ્તીએ આગળ ચાલતાં અરસપરસના પ્યારનું રૂપ પકડયું, અને તે પ્યારનાં આંધલાં જનુનમા આવી, આ શખશે મને પવીત્ર લગનનાં ગાંઠથી બાંધી, હંમેશની સુખી કરવાનું વચન આપી મારી હોરમત મારી કુમારી વસ્થામાંજ લુટી.

"એ પછી તે પોતાને દેશ ગયો અને મને તદન તજી દીધી. ઘણો વખત સુધી એની તરફથી કાંઇપણ સંદેસો નહી મલવાથી મેં એની તલાસ કરાવી અને મને ખબર

પડી કે મને તેણે જે વચન આપ્યું હતું તે તદન ખોટું હતું કારણ કે તેતો એક બીજી ઓરત સાથે તે અગાઉનો નેકાથી જોડાયલો હતો. આ ખબરે મને બહુ દુખી કીધી અને જે હરામ દોલતનાં બાલકની હું હવે પછી થોડા વખતમાં માદર થનારી હતી તે બાલક અવતરે એટલે તેનાં અને મારાં ભરણ પોષણ માટે એને કેહવાનો વીચાર કરી હું મારે ઘર બેઠી.

જેવી મારે પેટે એક બાલકી અવતરી કે મેં તેને મારા પેદરની નજરથી છુપાવાને માટે એક ગુફામાં સુવાડી અને તેની ત્યાં રાતદીન બરદાસ્ત કરવા લાગી. એક દીવસે મારા બાપને હું મલવા ગઇ હતી ત્યાંથી પાછી આવી જોઉંછું તો મારૂં આ વહાલું બાલક ચોરાયલું જણાયું. હું દીવાની થઇ ગઇ અને જો મારા એક નીમકહલાલ નોકરે મારી બરદાસ્ત કીધી નહીં હતે તો જરૂર હું તે વખતે આપઘાત કરી મરી જતે.

"આ વાતને ઘણાંક વરસો નીકલી ગયાં અને મારો બાપ મરણ પામવાથી અને મારૂ ભરણ પોષણ કોઇપણ રીતે નહીં થવાથી મેં મુંબઇમાં મારો દેખાવ મરદાની વેશે કીધો અને ત્યાં મારી ઉપર લોભાઇને મને હાલની નાટક ટોલીના માલેકે પોતાની ચાકરીમાં રાખી. એ રીતે હું હાલ અહીં મારૂં ગુજરાંન કરૂં છું, જે આ વાત શેહેરમાં સરવેને રોશન છે.

"અહીં આવ્યા પછી આજથી ચાર દીવસની વાત ઉપર જ્યારે હું મારો ખેલ કરતી હતી ત્યારે મેં આ શખસને જોયો અને તેને તુરતજ ઓલખ્યો. એની સાથે એક બારથી ચઉદ વરસની ચેહરે નમુન છોકરી આવી હતી. આ છોકરીને જોઇ મારૂં દીલ તેની ઉપર ઘણુંજ દોડયું, અને તેને જોઇ હું દીવાની થઇ ગઇ. મને લાગું કે તે મારી ચોરાગયલી છોકરી

હતી. નસીબ સંજોગે એ ધણી મને ઓલખી મને મલવા આવ્યો અને ત્યાં મેં એને આજીજીથી એ છોકરી કોણ હતી અને તેની સાથ કેમ આવી હતી તે વીશે પુછ્યું. જેના જવાબમાં એણે મને ફકટ એટલુંજ કહ્યું કે તે એની કરી લીધેલી બેટી થતી હતી. મેં એને તે છોકરી મારે હવાલે કરવાને મીનતજારી કીધી પણ તેમ કરવાને તેણે કબુલ કીધું નહીં. બીજે દીવસે મેં ફરીથી મારી મરજી ઉપરાંત નાટકના તખ્તા ઉપર દેખાવ દીધો કે જેથી પેલી છોકરી જો ફરીથી મારો ખેલ જોવા આવે તો તેણીને નીહાલવાની મને ટક મલે પણ મારી એ ધારણા પાર પડી નહીં. ગઇ કાલે રાતનાં મારો ખેલ પુરો થવા આવ્યો હતો. એ ધણીને મેં પાછો બોલાવ્યો અને પેલી છોકરી પાછી તે રાતે નહીં આવી તેની મેં દલગીરી જાહેર કીધી અને તે છોકરી મારે હવાલે કરવાને તેને ફરીથી આજુજી કીધી. આ વખતે તે મારી ઉપર ઘણોજ ગુસ્સે થયો. ફરીથી એ માંગણી નહીં કરવાને તેણે મને હુકમ કીધો અને જો હું ફરીથી એ માંગણી કરીશ તો મારૂં ખુન કરવાને તેણે મને ધમકી આપી એટલુંજ નહી પણ પેલાં મુરદાંના આંગ ઉપરથી મલેલી છરી કાઢી મને દેખાડી. મેં તેને ઠંડો પાડી મારી માંગણી ઉપર વીચાર કરવાને જણાવી વીદાય કીધો. તેના જવા પછી મારાં કપડાં પેહડી હું નજદીક અઢી વાગે મારે ઘેર જવા નીકલી. અરધે રસતે આવી પુગવા પછી મેં બે શખસોને ગાલાગાલી અને વઢવાઢ કરતા જોયા. હું તુરતજ ઉભી રહી ગઇ કારણકે એ બે સખસોમાં મેં એકને બેરામજી તરીકે તુરતજ પીછાણ્યો. તેઓની મારામારી ઉપરથી મને જણાયું કે તેઓ વચે પઇસા સંબંધી કાંઇ ખટપટ થઇ હતી.

પેલા શખસે એને કાંઇ સોદાની બાટલી આપી હશે અને તે માટે વધારે પઇસા માંગવાથી આ ખટપટ ઉભી થઇ હતી. સોદાવાટરવાલાએ બહુજ ગાલો ભાંડવાથી અને બેરામજીનાં આંગ ઉપર ધસવાથી બેરામે ગુસ્સામાં આવી એક છરી કાઢી જેના ચલકાત ઉપરથી હું તુરતજ પામી ગઇ કે તે પેલીજ છરી હતી. આ જોવાથી હું તુરતજ તેને ઠંડો પાડવા દોડતી હતી તેટલાં તેણે પેલા શખસને એક કારી જખમ કીધો અને હું દોડીને તેનો હાથ પકડું તેટલાંતો તે ધણી એના જખમથી મુરદું થઈ જમીન ઉપર પડયો. એણે મને તુરતજ ઓલખી અને પેલાને ત્યાંજ પડતો નાંખી એણે મારા આંગ ઉપર ધસારો કરવાને તજવીજ કીધી પણ હું મારો જીવ બચાવવાને માટે જીવ લઇ દોડી અને અંધારી રાત હોવાને લીધે એના સપાટામાથી બચી ગઇ, અને મારે ઘર જઇ પુગી."

"ત્યારે તમારે નામનો રૂમાલ કેમ પેલાં મુરદાં નીચેથી મલ્યો?" દરબારે રતનનો ઉપલો ખુલાસો સાંભલી પુછયું.

"તે માટે હું કાંઇ ખુલાસો આપી શકતી નથી. પણ મારે એટલું જણાવવું જોઇએ કે કાલે રાતના જયારે એ મારી મુલાકાતે આવ્યો ત્યારે મારી ટેબલ ઉપર એ રૂમાલ પડયો હતો. એના ગયા પછી જયારે હું તે ટેબલ ઉપરથી લેવા ગઇ ત્યારે મારા રૂમાલને બદલે આ એનો રૂમાલ ત્યાં પડેલો જણાયો હતો. રતને એક રૂમાલ દરબાર સામું ધરતાં કહયું.

બેરામે આ રૂમાલ તુરતજ પોતાના તરીકે પીછાણ્યો.

આ પછી મુકદમો બીજા દીવસ ઉપર મુલતવી રહયો.



## પ્રકરણ ૭૬ મું.

### કુંવર—એક ખોલાશો.

મુંકદમાની વીગત લઇ કાવશજી કાતરક શીરીનબાઇ આગળ ગયા અને તેણીને પોતાથી બનતો દીલાસો આપી મુંગી રેહેવા કહયું. પણ આ નરમ દીલની નાર પોતાના ખાવીંદની આ રીતની હાલત સાંભલી હવે તદન દુખી થઇ ગઇ હતી. તેણીએ અનપાણી સરવે તજયું અને પોતાના ઓરડામાં ભરાઇ રડવા લાગી.

ગુલેસતાન પોતાના બાપ ઉપર કાંઇ આફત આવી પડી છે એટલુંજ જાણતી હતી. શું તે તેણીને કોઇએ જણાવ્યું ન હતું ? શીરીને તેણીને પણ પોતાની નજદીકમાં રાખી કોઇની આગળ જતી અટકાવી હતી.

બીજે દીવશે બેરામનો કેસ નીકલયો અને બેઉ બાજુની લડતો ચાલવા પછી બેરાંમ નીરદોષ છતાં સરકારની નજરમાં થોડોક દોષીત ઠડવાથી તેનો કેસ આવતી સેસનસમાં નોંધાયો અને તેને બંદીખાને નાખવામાં આવ્યો.

રતન હવે પોતાના ઘરમાં એકલીજ રેહેતી હતી. તે કોઇને પણ પોતા પાસ આવવા દેતી ન હતી. એટલુંજ નહી પણ પોતે કોણ હતી તે જાહેર થયા પછી તેણીએ નાટક તખતો પણ તજી દીધો અને પોતે પોતાના એક બાવરચી અને આ પણે ઉપર બોલી ગયા પછી તે નાહાના છોકરા સાથજ રેહેતી હતી.

આ પ્રમાણે એક દીવસે તેણી એકલી પોતાના ઓરડામાં બેઠી હતી તેટલાં પેલા છોકરાએ આવી બારણું ઊઘાડયું અને પોતા પાછળ એક પારસી અબલાને દાખલ કરી અદબલાવી દુરથી ઉભો.

રતન એકદમ ચોંકી ઉઠી અને તેણીનાં મોઢાંમાંથી "કુંવરબાઇ" નું નાંમ નીકળી પડયું.

વાંચનાર આ કુંવરને વીસરી ગયા ન હશે. એ તેજ કુંવર હતી કે જેણે પેહલ વેહલી રતનને બેરામના ખરાં લગનથી વાકેફ કરી તે બેઉની જીંદગી ધુલ મેલવી હુતી તો જો કે એ સઘલું તેણીએ ખાલેસ દીલથી અને નીરદોશપણે કીધું હતું તે આપણે સારી રીતે જાણીએ છીએ.

આટલાં બધાં વરસ વીતી ગયાં છતાં કુંવર જરા પણ બદલાઇ ન હતી અને તેથી રતને તેણીને તુરતજ ઓલખી કાહડી.

પોતાની હમેશની રીત પ્રમાણે ઓરડામાં દાખલ થતાંજ કુંવર બેઉ હાથ ઉભા કરી રતન તરફ દોડી તેણીને વલગી પડવાનો કસદ કીધો પણ આ ઓરત એકદમ ઉભી થઇ અને તેણીને ફકત એકજ હાથ આપી ખુરસી ઉપર બેસાડી.

"કેમ છો, કુંવરબાઇ? રતને પુછયું" "અહીં તમો કયાં-થી આવ્યા?"

"હું તો મારા ખાવીંદ સાથ અહીં આવી છું. તે અહીં એક મોટા વેપારીને ત્યાં નોકરી છે. અને તેથી હું તેની સાથ આવી છું."

"ત્યારે શું તમો પરણ્યાં?"

"હા! થોડોજ વખત થયો. મારા ખાવીંદનું નામ ધનજી-ભાઇ છે. અને ઘણોજ સારી ચાલ ચલણનો છે. પરણ્યા પછી તેને અહીંની નોકરી મલી અને તેથી તે અહીં મારી સાથ આવ્યો છે. અમો ગઇ કાલેજ અહીં આવી પુગાં અને હું આ રસતેથી જતી હતી તેટલાં તમોને બારીએ ઉભેલાં જોઇ

છું તમોને આજે મળવા આવી છું."

"હું ખરેજ ખુશીછું કે આટલાં બધાં વરસો પછી આપણે પાછાં મલ્યાં છીએ પણ અહીં તમારાં બીજાં પણ જુનાં ઓલખીતાંઓ હાલ વસેછે."

"ખરેખર! કોણ વારૂં?"

શીરીનબાઇ અને બેરામજી મોટા શેઠના!"

"—અને મારી દીકરી! તેણીબી ત્યારેતો તેઓ સાથ હશે.?"

"તમારી દીકરી?"

"હા! મારી દીકરી! મારી કરી લીધેલી લાડકી! મારૂ જંગલનું ભુલકું?—શું તેઓ સાથ એક સુંદર નોજુવાન કાજલ સમાન આંખો વાલી એક છોકરી નથી?"

"હા! છે? તેનું શું? મને કહો કે તેણી કોણછે?"

"હા!" કુંવરે કહયું. "ઘણાંક વરસોની વાત ઉપર એક દીવસે મારા ભાઇઓ સુરતની પાસે આવેલાં રાંદેરના એક જંગલમાંથી આવતા હતા. ત્યાં તેઓને એક ગુફો અને તેની પાસે એક નાલું મલ્યું અને—"

"એક ગુફો, રાંદેરનું જંગલ, નાલું યા ખોદા!" રતન ધડકતી છાતીએ બોલવા લાગી.

"—અને છેક રાત પડેલી હોવાથી તેઓ કાંઇ ઉતારાની જમાની તલાસમાં હતાં તેટલાં તેઓએ એક બચાંનો રડવાનો અવાજ સાંભલ્યો."

"ઓ ખોદા! આ શું?"

"તેઓ પેલા ગોફામાં દાખલ થયા અને ત્યાં તેઓને એક નાંધળું ખુબસુરત બાલક મલી આવ્યું. તે ગોફામા છું મંતરની જણસો તેઓએ જોઇ અને તેઓની ખાતરી થઇ કે તે

કોઇનું ચોરાઇ ગયલું બાલક હશે. તે તેઓએ લઇ લીધું અને તેને લાવી ને મારે હવાલે કીધું. મારેથી તેની બરદાસ્ત નહીં લેવાયાથી મેં તે શીરીનબાઇને આપ્યું અને તે તેણીએ——

"ઓ ખોદા ! કુંવર, કુંવર, કુંવર, મારી જીંદગીના દુઃખો અને પાપોનું સરવેતું એ મુલ કારણ છે."

"એટલે, તે શું ?"

"એ છોકરીની છાતીની ઉપર એક લાંછન જેવો દાધ હતો ?"

"હા, હાથના આકારનો એક લાલ દાઘ હતો."

"લાલ લોહી જેવો હાથનો આકાર ! જો, આ જો !" એટલું બોલી તદન જહનુન ઉપર ચઢી પોતાનાં અાંગ ઉપરનાં કપડાં ફાડી નાખી સફેદ બરફ સમાન છાતી ખુલી કરી તેની ઉપર લોહીના દાઘ જેવો હાથનો એક નાહનો આકાર બતાવ્યો.

કુંવરનાં મોંહમાંથી એક અચાનક ચીચારી નીકલી પડી.

"વંશપરંપરા ઊતરી આવેલો એ દાઘ છે !"

"——અને પેલી છોકરી !" કુંવર ડોળા ફાડી એકદમ બોલી ઉઠી.

"તે મારી પોતાની છે. જે બેટીને મુવેલી સમજી મેં તેણીનાં મોહત ઉપર વીલાપ કીધો છે, જે છોકરીનાં મોહતનો કીનો લેવા મેં અજીમ ગુનાહો કર્યા છે, તે છોકરી તું કહે છે કે શીરીનબાઇના હવાલામાં છે. હા આ ! મેં તેણીને જોઇ છે. એકજ વખત જોઇ છે, પણ તે એકજ પલકારામાં મેં તે-ણીને ઓલખી કાઢી છે ! મારૂં જીગર તેણીને માટે તલપે છે ! તે મારીજ દીકરી છે, અને મને મલવીજ જોઇએ. ચાલ મારી

સાથે ચાલ, આપણે શીરીનબાઇ આગલ સાથે જઇએ!"

રતન તરતજ ઉઠી અને પોતાના આંગ ઉપર કપડાં નાખી એકદમ ઓરડામાંથી બાહર નીકલી.

કુંવર પણ ધ્રુજતી છાતીએ, આતુર હૈડે, અને ફીકી પડેલી તેણીની પાછલ ચાલી.

---

## પ્રકરણ ૭૭ મું.

### રતન અને શીરીન-વાઘ અને ઘેતું.

તેઓ દોડતી ચાલે શીરીનબાઇનાં ઘરમાં આવી પુગાં. તેણી ગુલેસતાનની સાથ બેસી પોતાના ખાવીંદની દુર દશા વીશે વીચાર કરતી હતી. રતન અને કુંવરબાઇ એકદમ તેણીના ઓરડામાં ધુસયાં. શીરીન તેઓને જોઇને ચોકી ખુમ પાંડી ઉઠી.

"કોણ? રતનબાઇ! કુંવરબાઇ કેવી અજાએબી! કેમ શું કામ છે?" તેણીએ ઉઠીને ધીમેથી પુંછ્યું, અને કુંવરની આગલ દોડી ગઇ.

કુંવરે પોતાની આ જુની શાહીને કોટી કીધી અને શીરીનબાઇ તેની ખાંધ ઊપર માંથું નાખી એકદમ રડી પડી.

રતન એકદમ ગુલેસતાન આગલ ગઇ અને પોતાનો હાથ તેનાં માથાં ઉપર મુકી તેણીની તરફ નીહાલી જોઇને પુછ્યું:—

"તું મને ચાહે છે?"

"બેહદ પ્યારથી?" ગુલેસતાનના મોઢાંએ તો નહી પણ તેણીના આંખના ડોલાઓએ જવાબ આપ્યો.

"શીરીનબાઇ, એક વખત મેં આ છોકરી ની માંગણી ફક્ત જીગરની લાગણીથી કીધી હતી, હવે હું તેણીના ખરા હકથી મારી તરીકે માંગુંછું. એ દીકરી મારી પોતાની છે."

અફસોસ ! રતન ! તેં એ કેમ જાણ્યું ?" આ દુખયારી ઓરતે પુછયું.

"મારો શાક્ષી આએ હાજર છે," રતને પોતાના હાથ કુંવરના ખભાં ઉપર મુકી કહયું "પણ શીરીનબાઇ, હું તમને હવે ફકત એકજ સવાલ પુછવાને ઇનતેજારછું અને તે એક જયારે તમે એ છોકરી મારે હવાલે સોંપવાને નાપાડી ત્યારેશું એની અને મારી વચેની સગાઇ તમો જાણતાં હતાં ?"

"હું જાણુતી ન હતી પણ મને તે વીષે મજબુત શક હતો અને હું તે શક દુર કરવાને અને મારી ખાતરી કરવાને એ વાતની તલાસ કરનારજ હતી. પણ રતનબાઇ, મારે તમને એવી વાતો કહેવી છે કે જે આપણે ફકત બેજ જણ સાંભળ્યે માટે કુંવરબાઇ મેહેરબાની કરી ગુલેસતાનને લઇ તમો પાસેનાં ઓરડામાં થોડોકવાર જશો કે જેથી હું એવણ સાથ એકલી પડું ?"

હસીને કુંવરે ગુલેસતાનનો હાથ લીધો અને ઓરડામાંથી બહાર ગઇ અને શીરીનબાઇ અને રતન એકલાં પડયાં.

"રતનબાઇ," તેઓ એકલાં પડયાં કે શીરીન બોલી, "આ વહાલી છોકરીથી જુદું પડતાં મને ગમે એટલું લાગે તે છતાં હું તારો હક દુબાડવા માગતી નથી, હું તુંને નીરાશ કરવા ચાહતી નથી. હું એ છોકરી તારે હવાલે કરવાને તદન રાજી છું."

"કારણ કે તેમ કરયા વગર તમને બીજો રસતો નથી તો !" રતને ટીકા કીધા.

"ખરીવાત છે! મને બીજો રસતો નથી. અને તેથીજ હું એ બાલકી તુંને સોપુ છું, જ્યારે તું પેહલવેહલી મને આજે વરસો થયાં મલી ગઇ હતી ત્યા તેં મને કહ્યું હતું કે તું તે વખતે એક બાલકને જનમ આપવાની અણી ઉપર હતી એટલુંજ નહી, પણ તેં મને જણાવ્યું હતું કે તું સુરતની નજદીકમાંજ રેહતી હતી. હવે આ બાલકી જે વખતે મારા અસતકમાં આવી તે વખતે મને એના માવ પીતા વીષે કાંઇ પણ વીચાર આવ્યો નહી પણ ત્યાર પછી બે વરશે જ્યારે હું તારા પીતા અને મારા મામાને ત્યાં મલવા ગઇ અને ત્યાં મેં તારી નાહની ઉમરમાં પડાવેલી સબી જોઇ ત્યારે મને લાગું કે તે સબીમાં અને ગુલેસ્તાનના ચેહરામાં કાંઇ પણ ફેર હતો નહીં. આબેહુબ જાણે ગુલેસતાન ત્યાં બેઠી હતી. આ ટકે મેં એ છોકરી કુંવરના ભાઇઓને જે દીવસે મલી હતી તે દીવસ અને તારા મોહતનો દીવસ મેં સરખાવી જોયો તો મને જણાયું કે તે તારા મરણની એકજ દીવસ આગલ હતી. આ બનાવથી એ છોકરીના એના માબાપ વીષે મને થોડોક શક પડયો અને એ શક છેક રહી રહીને હવે ખરો પડયો છે."

"હુ તમારી હરડતી વેરી છુ અને એ છોકરી તમારા એક હરડતા વેરીની છોકરી છે એવો તમને શક હોવા છતાં તમોએ એ બાલકી તરફ એક મમતાલુ માતાનો પ્યાર દેખાડવાને શું આચકો ખાધો નહી!"

"અલબત નહી, અને તેનો બદલો મને ખોદાતાલા આપશે!"

"જે વખતે તમારી છોકરી ગુમ થઇ ગઇ તે વખતેબી શું તમને એ શક હતો? તે વખતે પણ શું તમો જાણુતાં તાં કે એ બાલકી મારી હશે?"

"અલબત !"

"અને તમારાં બાલકનો હુંજ ચોર છું. એવું જાણવા છતાં શું તમો મારાં બાલક તરફ મેહરબાન હતાં ?"

"શું કરવા નહી ? કાંઇ ગુલેસતાનનો તેમાં વાંક ન હતો ? તેણે કોઇબી રીતે મને દલગીર કીધી ન હતી. પણ રતન મેં તુંને અહીં બેસાડી છે તે કાંઇ એ વાત કરવા નહીં પણ રતન, જે નીરદોશ ઓરતે તુંને દુઃખ દેવાને કદી વીચાર પણ નહીં કીધેલો, જે ઓરત પોતાની મોટાઇ છતાં તારી સનમુખ હાલ હાથ જોડે છે તેની તરફથી અને જે ઓરત એક નીરદોશ બાલકીને જે તારી છે એમ જાણવા છતાં એક માતાંના પ્યારથી ઉછેરી મોટી કરી છે તે બેઉની મારી પોતાની અને વહાલી ગુલેસતાનની-તરફથી હું તુંને કર જોડી આજીજી કરૂં છું કે અમારી ઉપર દયા કર અમો બેઉએ તુંને કાંઇપણ ઇજા કરવાને કદી કસદ કીધો નથી માટે તું પણ અમને દુખ દેવાથી હાથ ઉઠાવ. કારણકે બેરામ ઉપર જે આફતો વરસશે તેથી અમને પણ તેની સાથ તેટલુંજ ખમવું પડશે. માટે અમારી ઉપર રેહેમ કર ! બેરામને જગતમાં ઉઘાડો ના પાડ ! રતન ખોદાને ખાંતર અમારી હાલત ઉપર દયા કર !"

"મારેથી એ બની શકશે નહી ! શીરીનબાઇ, મારો કીનો લેવાને મેં સોગંદ લીધા છે ! મારી જીંદગી પણ બંચાવવાને માટે જે કામ બજા લાવવાને માટે મેં નીશ્ચય કીધો છે તેથી હું કદી ફરનાર નથી." રતને કરડા અવાજથી કહયું.

"રતનબાઇ મારી નાદાન દુઃખી ભત્રીજી; સમજ, વીચાર કર ! એક પાપી સોગંદ તોડવાને જેટલો ગુનાહ નથી તેટલોજ

ગુનાહ તે રાખવાને છે! ઓ રતન! દયા કર! માયાળુ થ એથી તુંને ઘણી શોભા અને માન મલશે!"

ઘણુંજ મોડું થયું છે! શીરીનબાઇ હવે સર્વે ફોકટ છે; કારણ કે મારી મરજીથી હું પાછી હઠું પણ, મને ફરજ પાડવામાં આવે!"

થોડાક વખત આ બેઉ જણ—ઘેટું અને વાઘણ—ચુપ રહયાં પછી શીરીન બોલી.

"પસતાવો કરનાર ગુનેહગારને, ખોદા માફ કરે છે તે જેહાનમાં રેહમદીલીની વધારે વસતી છે. પણ આ દુન્યા આ ફાની જેહાનમાં પાપીને તેનાં પાપની સજા મોડે વેહલે, ઘણી કે થોડી, થાયછે. જ્યાં આદમી આદમીનો ઇનસાફ કરે છે ત્યાં ગુનેહગારને સજા થયા વગર રહેતી નથી. માટે વીચાર કર કે બેરામને તેના ગુનાહની સજા થશેજ પણ તેમાથી તું કદી બચી જશે નહીં. તારા કેવા હાલ થશે તેનો ખ્યાલ કર!"

"હું તે જાણું છું! તે કબુલ કરૂં છુ! મને ખબર છે કે જેટલો એક દુઃખ પામનાર દુઃખી થાય છે તેટલોજ તેને દુઃખ દેનાર પણ થાય છે! જે આફત હું મારા દુશ્મન ઉપર વરસાવું છું તેજ મારી ઉપર પણ વરસશે!—પણ હું કાંઇ અહીં એ માટે આવી નથી. હું મારી બેટીની માંગણી કરવા આવી છું માટે તેને તેડો અને હું ચાલી જઇશ."

"રતનબાઇ એ છોકરીને હું આવતી કાલે તારે હવાલે કરીશ. હું કદી પણ જુઠું બોલી નથી અને બોલનાર નથી માટે મારો બોલ તું માન."

"અને આજે કાંએ નહી?"

"કારણ કે હું એનેથી પેહલે તો એકદમ છુટી પડવા માંગતી નથી અને બીજું મારા ખાવીંદ અને તેના સલાહ-કારોની રજા સીવાય હું કાંઇ કરી શકતી નથી."

"અને જો તે તેના સલાહકારો ના પાડે તો ?"

"નહીં. તેઓ ના નહીં પાડશે !"

"શીરીનબાઇ, હું તમારા બોલ ઉપર વીશવાશ રાખું છું. મને નીરાશ કરવાને જરા પણ હીંમત કરતાં ના !" રતને ધમકી રૂપે કહ્યું.

"રતનબાઇ, ધમકી આપવી હવે છોડી દે. કારણકે આ છેલ્લું પગલું જે તેં ભરયું છે એજ સર્વથી ખરાબ અને ઘાતકી છે ! હવે તારા હાથમાં એવું કાંઇ પણ રહ્યું નથી કે જેથી તું મારાં જીગરને વધારે દુખવી શકશે." શીરીને પણ હવે દ્રઢતાથી કહ્યું.

"શું નથી ? ત્યારે તે તમને કાંઇજ ખબર નથી. મારી પાસ હજુર બીજી એક ચાવી છે જે તમારી ઉપર ફેરવવાને મને મુદલ ઇચ્છા નથી કારણ કે ખાતરી રાખજો, શીરીન-બાઇ, કે તેથી તમો જે ચીચારી પાડશો તે તમારી છેલીજ ચીચારી કેહવાશે. તે સાંભલતાંજ તમારો દમ રૂંધાઇ જશે," રતને ખુની દોલાઓથી કહ્યું.

'દયાહીન ઓરત, તારા પંજામાંથી મને કોણ છોડવશે ?"

તમો પોતે ? શીરીનબાઇ જો તમો તમારૂં વચન પાલશો તો મારી તરફથી તમને કાંઇ ધાસ્તી રાખવાની ગરજ નથી." એટલું બોલી રતન ઓરડામાંથી બહાર નીકલી ગઇ.

થોડીક પલ શીરીન પોતાનું માથું નીચે નાખી બેસી રહી. પણ પછી તેણીને યાદ આવતાં તુરત ગુલેસતાંન અને

કુંવરને તેડયાં.

"આજે આપણે જે સોધ કીધી છે તેનેથી ગુલેસતાનને હાલતો બીનવાકેફજ રાખશું કારણકે હુંજ તેણીને હલવેથી તેણીની હાલતમાં થનારા ફેરફાર વીષે જાહેર કરીશ." શીરીને કુંવરબાઇને ધીમેથી કહ્યું.

ત્યાર પછી શીરીને પોતાની તથા બેરામ ઉપર આવેલી આફત વીષે કહયું. કુંવર તેણીને દીલાસો આપી સાંજ પડ-વાથી ઘર ગઇ.

તેજ દીવસે સુતી વખતે શીરીને ગુલેસતાનને તેણીના જનમને લગતી હકીકત જે તેણીને જાણવાજોગ હતી તે જણાવી.

બીજે દીવસે સવારના પોતાના ખાવીંદના સલાહકારની સલાહ લઇ તેણીએ ગુલેસતાનને તેણીની ખરી માય હજુર મોકલાવી અને જોકે ગુલેસતાંન ખુશી સાથે રતનને જઇ મલી તો પણ પેહલાં તેણીને પોતાની બીજી માતા શીરીનથી જુદું પડતાં બહુજ દુ:ખ લાગું હતું.

---

## પ્રકરણ ૭૮ સું.

### છેલ્લો ફટકો.

આખરે બેરામની તપાસનો દીવસ આવી લાગો.

આખી દરબાર લોકોની ઠઠથી ભરાઇ ગઇ હતી. તેને માટે સર્વથી હુસીયાર અને ધારાની બારીકીથી માહીનગાર એક એક બેરીસટર રોકવમાં આવ્યો અને તેણે તેને તથા તેનાં કુટુંબને આશા આપી હતી કે તેનો કેસ લુલો કરી તેને નીરઅપરાધી ઠેરવી છોડી મુકશું.

હવે તે વખત આવ્યો હતો અપરાધી કે નીરઅપરાધી તે હવે જાહેર થવાનો વખત આવ્યો.

દરબારમાં બેરામને લાવવામાં આવ્યો અને તે પોતાની તરફના બારીસટરની નજદીક ઉભો.

રતન પણ ત્યાં આવી એક ખુરસી ઉપર તેની સામેજ બેઠી હતી.

શીરીન પોતાનું ડહાપણ વાપરી પોતાના ખાવીંદ સાથ એકમત થઇ કાંઇપણ ગડબડ નહીં કરવાના ઇરાદાથી કુંવરબાઇની સાથે ઘરમાંજ રહી હતી, અને ખોદા ઉપર ભરોસો રાખી પોતાના ખાવીંદને છુટી આવવાની રાહ જોતી બેઠી હતી.

વાંચનારને હવે કજીઓ કેવી રીતે ચાલ્યો તેનું લંબાણ બ્યાન આપી વધારે ખોટી કરવાની કાંઈ ગરજ નથી. એટલું કેહવું બસ થશે કે જયારે બેરામને પુછવામાં આવ્યું કે તેની ઉપર મુકાયલા ખુનનાં વાંકને માટે તે અપરાધી હતો કે નહીં ત્યારે તેણે હીંમતથી કહયું કે

"નહીં!"

આખરે ન્યાયધીસોંએ જુરીની સનમુખ કેસ મુકતાં પોતાની વલાણ થોડીક અપરાધીની વીરૂધ જણાવી અને જુરીને કહ્યું કે દરબારમાં જે સાખસી પડી હતી તે જોકે તે સાખસીના પોતાનાજ અને ખુનીના કેહવા પ્રમાણે ખુનીની વીરૂધ પક્ષ તરફથી પડી હતી પણ તે છતાં તે રાતે બનેલા બનાવો ધ્યાનમાં લેતાં, ખુન થયું તે વખતે ખુની પોતે ઘરમાં નહીં હતો એવું તે પોતે કબુલે છે કે તે ખુન થયું તેજ રસને આવ્યો હતો તે, જે છરી વતે ખુન થયું તેની ઉપરનામ, વીગેરે બારીકીઓ ધ્યાનમાં લેતાં તેની સામે વાંક સાબેત થાયછે. પણ તે છતાં જુરીનાં એકજ બોલ ઉપર એક આદમીની જીંદગીનો આધાર

છે, અને તેથી જુરીએ બહુજ વીચાર કરી પોતાનું મત જાહેર કરવું એટલું કહી જુરીને તેના ઓરડામાં વીચાર કરવા મોકલી.

આ વખતે દરેક ઠેકાણે ચુપકીદી પંથરાઇ રહી. દરેક ચેહરો આતુરતાથી પીંજરાંમાં ઉભેલા બંધવા તરફ અને તેની વીરૂધ સાક્ષી પુરનાર તેની બીજી પરણેતર તરફ નેહાલીને જોતો હતો. પીંજરામાંના બંધવાનું મોહ પણ તેની આ દુરદશાથી હવે તદન ઉતરી ગયું હતું. એટલુંજ નહીં પણ જો કોઇની નજર અચાનક તેની વીરૂધ પક્ષના સાક્ષીના ચહેરા ઉપર પડતી તો તે પણ તદન ઉતરી ગયલો અને ફીકો દેખાતો હતો.

બેરામની જીંદગીનો આધાર હવે ફક્ત એક દોરા ઉપર લટકેલો હતો. તે આ તેની ઉપર મુકાયલા ખોટા ગુનાહથી બીન તકસીર થડી છુટી જાય તોપણ હવે તેની આબરૂ ધુલ મલી હતી. રતને તેની સામે જે સાક્ષી પુરી હતી તેજ તેને દુન્યામાં રૂસવાં કરવાને બસ હતી. તેને મનથી દુન્યા હવે દોજખના ગાર જેવી હતી.

જેટલો વખત જુરી પોતાના ઓરડામાં રહી તેટલો વખત દરબારમાં હાજર થયલાં સર્વ લોકો ઇનતેજારીથી તેને અવવાની રાહ જોતાં બેઠાં અને ખાતરીથી એક મેકને કહેવા લાગાં કે બેરામજી છુટી જશે.

નજદીક એક કલાક ગયા પછી જુરી પાછી આવી.

દરેક જણ પોતાની જગા ઉપરથી ઉભું અને તીંગાઇને જુરીનો અભીપ્રાય સાંભલવાને આરજુમંદ થયાં.

બેરામની ઉપર જેઓની નજર પડી તેઓએ જોયું કે તે ગમે એવો નીરદોશ હોવા છતાં આ છેલી ઘડીએ ધુજતો હતો.

રતન પોતાની સાડીની સેર ખાંધપર નાખી દઇ પોતાની ખુરસી ઉપરથી ઉઠી અને એક પગલું આગળ વધી જુરીનો છેલો બોલ સાંભલવાને તતપર થઇ. ત્યાં હાજર થયલાં લોકોમાં ફક્ત તેણીનોજ ચેહરો વધારે આતુરતા દેખાડતો હતો.

આ સઘલો વખત દરબારના દુભાશયા અને જુરીના પ્રમુખ વચ્ચે સરકારી કાયદા મુજબ કાંઇ કીરયાઓ થતી હતી પણ જે લોકોને બરાબર સંભલાતી ન હતી. પણ ફક્ત દરેકની આતુરતાને તરૂપત કરનાર એક બોલે જે સર્વ લોક સાંભલવાને ઇંતેજાર હતાં તે મોહડેથી બોલ્યો. તે આફ્તકાર બોલઃ—

"અપરાધી" હતો.

દરેક જોવા આવનાર આ બોલ સાંભલી ઘાભરાં બની ગયાં.

પણ આ ઘભરાટ વધારે વખત ટકી શક્યો નહીં. આખી દરબારને ગજાવી મુકે એવી એક ચીચારી સર્વને કાને પડી અને તુરતજ સર્વ લોકોની નજર એક ચોક્કસ જગા જયાંથી આ અવાજ આવ્યો હતો તે તરફ ગઇ અને દરેક એક બોલે બોલી ઉઠયાં.

"સાક્ષી પુરનાર રતનબાઇ બેસુધ થઇ ગઇ છે!"

હા! ખરૂંજ હતું! રતન પોતાનો ફીનો લઇ ચુકી હતી. તેણીના છાતી ઉપર વરસો સુધી પડેલો ગમીનો પરદો હવે ફાતી ગયો હતો અને તેથી તેણીની છાતી ખુલી થઇ જવાથી તેણે ઉપલો શબ્દ સાંભળતાંજ એક ચીચારી પાડી બેસુધ થઇ ગઇ હતી.

તેણીને લઇ જતાં અને દરબારમાં ચુપકીદી ફેલાવતાં થોડોક વખત નીકલી ગયો.

એ પછી વડો ન્યાયાધીસ પોતાની ખુરસી ઉપર કાલાં કપડામાં બેઠો અને પીંજરાંમાં ઉભેલા અપરાધી તરફ જોઇ પુછ્યું.

"દરબાર તમોને સજા ફરમાવીને ટેપ મારે તે અગાઉ કાંઇ પણ તમારા બચાવમાં કેહવું છે!"

"હા હું કાંઇ કેહવા માંગું છું પણ તે અગાઉ જો અહીનો કોઇ અમલદાર મને પાણીનું એક ગલાસ લાવી આપશે તો તેનું મારી ઉપર મોટું હેશાન થશે." બેરામે કહયું.

તેની આ માંગણી તુરતજ બહાલ રાખવામાં આવી. એક અમલદારે એક મોટાં ગલાસ માં થડું પાણી લાવી આ કમનસીબ બંધવાના હાથમાં આપ્યું, તેણે તે બેઉ હાથે પકડયું. હલવેથી પોતાના હોઠ આગલ લઇ ગયો-તેજ ખપમાં થોડોકવાર થોભ્યો-ગલાસ નીચે નાખી દીધું જે પડતાંજ તેના પગ આગલ તુકડે તુકડા થઇ ગયું-અને પછી પોતાના બેઉ હાથ નાખી જે પીંજરામાં ઉભેલો હતો ત્યાંથી ચનો ભોંય ઉપર પડયો.

આગલ ઉભેલા અમલદારો તેની મદદે દોડયા અને તેને ઉંચકીને એક નજદીકની ખુરસી ઉપર બેસાડયો પણ-તે મરણ પાંમ્યો હતો.

જ્યારે કાંઇ પણ શક વગર સર્વની ખાતરી થઇ કે તે મરણ પામ્યો હતો ત્યારે કચેરી બરખાસ્ત થઇ, લોકો પોત પોતાને ઘર આ ત્રાસદાયક બનાવતી વાત ફેલાવા ગયાં અને બેરામનું મુરદું ઉંચકી પાસેના એક બીજા ઓરડામાં કારોનરની જુરી ભરવા લઇ ગયા.

કારોનરની જુરીએ એકમતે અભીપરાય આપ્યો કે-"ઝેર ખાઇ તેણે આપઘાત કીધો હતો."

પાણીનું ગલાસ ફક્ત પોતાના હાથો મોઢાં આગલ લઇ જઇ પોતે જે પલમાં પ્રાણ પતકી નાખે એવું પડીકું ઘરથી લાવી પોતાની પાસ છુપાવી રાખ્યું હતું તે ફાકતાં કોઇ જોય નહીં તેને માટે ઓઠો કરવા બેરામે મંગાવ્યું હતું.

## પ્રકરણ ૭૯ મું.

## રેહમદીલ શીરીન.

બેરામની લાસ તેને ઘર લઇ જઇ ત્યાંથી અવલ મંજલ પુગાડવામાં આવી.

શીરીનબાઇને તેનાં આ અકાલ મોહોતથી બહુજ લાગ્યું. આ નીરદોશ નારી પોતાની બાલ વયમાંથીજ દુઃખી થતી હતી પણ તે છતાં તેણીથી પોતાના ખાવીંદના મોહતનો આ ફટકો ખમાયો નહીં. અને જો કુવરબાઇએ તથા નહાની ગુલેસતાને આવીને તેણીને દીલાસો આપીયો ન હતે તો તેણી ખચીતજ કાંઇ નવું જુનું કરતે.

તેણીના ખાવીંદનાં મરણની ત્રીજેજ દીવસે રાતના નવ વાગે એક ચીઠી તેણીને રતન તરફથી મલી. આ ચીઠી વાંચતાં બહુજ અડચણ પડી હતી કારણ કે તે બહુજ ધ્રુજતા હાથે લખેલી હતી. તેમાં ફક્ત નીચે મુજબ થોડાજ શબ્દો સમાવેલા હતાઃ—

"હું મરણ કાંઠે આવી છું. માટે ખોદાને ખાતર મારી ઉપર દયા કરી જરા મારી આગલ આવી જાઓ. મારે તમને એક એવી વાતનો ખોલાસો કરવો છે જે જાણવાથી તમને બહુજ મોહટો ફાયદો હાંસલ થશે!"

શીરીન આ વાંચી વીચારમાં પડી. શું કરવું તે તેણીને સુઝ પડયુ નહીં. પણ કુંવરબાઇની આજુજીથી તેણી તેણીનીજ સાથ એકલી રતનને ઘર ગઇ. કારણકે ગુલેસતાન પોતાની માતાની બીમારીને લીધે પોતાના બાપના મરણની બીજેજ દીને તેણીની આગલ ગઇ હતી.

કુંવરબાઇ શીરીનને લઇ રતનના ઓરડામાં દાખલ થઇ. દરવાજા આગલ તેઓને આપણો મીત્ર–વેહેત્યું–રૂસતમ મલ્યો.

ઓરડામાં તેઓને એક અજાએબ દેખાવ નજરે પડયો. થોડા દીવસ ઉપર મશહુર થઇ ગયલી રતન એક સુંદર છતર પલંગ ઉપર મોહોતના પંજામાં અવત્યાં મારતી પડી હતી. તેણીના જમના હાથ ઉપર શોગના કપડાં પેહેડી રડતી ગુલેસતાન પોતાનું માથું તેજ હાથ ઉપર દાબી બેઠી હતી. તેણાના પગ આગલ નજદીક આંઠથી દસ વરસની ઊમરનો એક નાહનો છોકરો તદન સાદાં પણ સાફ કપડાંમાં બેસી ગુલેસતાનની માફકજ રડતો હતો.

જેવાં શીરીન, અને કુંવર ઓરડામાં દાખલ થયાં કે આ બેઉ બાલકો ઉઠી ઓરડામાંથી બહાર ગયાં. રૂસતમ પણ તેઓની સાથ બહાર ગયો.

શીરીનબાઇને પોતાની પાસ આવતી જોઇ રતને પોતાનો હાથ લાંબો કીધો અને બોલી:–

"હું આટલી બધી મેહેરબાનીની આશા રાખતી ન હતી!"

એટલું બોલી તેણી નવધાર આંજુએ રડી પડી.

શીરીન પણ પોતાનો જુસો દાબી શકી નહીં અને જે જગાએ ગુલેસતાન થોડોક વખત અગાઉ બેઠી હતી તેજ જગાએ

પોતે બેસી જઇ પોતે પણ પોતાની છાતી આજુઓના આ-કારમાં ખાલી કરવા લાગી.

કુંવર–જે પણ જાતે એક ઓરતનુજ નીરમલ હઇયું ધરાવતી હતી તેનેથી આ બનાવ જોવાઇ શકાયો નહીં, અને મરનાર બેહરામના મરણની તાજી યાદથી આં ત્રણે ઓરતોએ તે ઓરડામાં નવધાર આજું વરસાવ્યાં.

શીરીન અને રતન બેઉ જણ એકમેકની આગલી હાલત વીસરી જઇ એકજ ઓરડામાં, એકજ જગા પર બેસી, પોતાના મરણ પામેલા ખાવીંદની યાદ તાજી કરવા લાગયાં.

રતને શીરીનને જે જે દુઃખ દીધાં હતાં, પોતાના સુખમાં આડે આવી હતી, અને જે નાલેસી પોતાના કુટુંબ ઉપર તેણીએ વરસાવી હતી તે આ છેલી ઘડીએ–રતનની મરણની પલોમા–વીસરી જઇ શીરીન તેણીને હવે વલગી પડી અને રડીને પોતાની છાતી ખુલી કીધા પછી બોલી:–

"ઓ મારી પીત્રણ વહાલી રતન, બોલ કે તારા દુખને માટે હું શું કરૂં ?"

"કાંઇજ નહી–કાંઇજ નહી," પોતાનો મીઠો અવાજ ખોહી દઇ રતન હવે તદન ખોખરા અવાજે બોલી. "મેં તમો સરવેને બહુજ દુખ દીધૂં છે. અને હવે હું પણ તેજ હાલતને આધીન થઇ પડી છું. હું હવે તદન મરણ કાંઠે આવી છું. પણ હું મરી જાઉં તે અગાઉ મારે તમારી આગલ થોડોક ખોલાસો કરવાની અગત છે."

"આહી તેણી થાકી જવાથી પાછી સુંગી પડી અને જોરથી દમ ખેંચવા લાગી. શીરીનબાઇએ તેણીના "ીછાના આગલ દુધ પડેલું જોઇ તેણીના હોઠ આગલ ધરયું જે

રતને ધીમેથી ગલ્યું અને બછી હુશીયાર થઇ.

"હું તમને બે વાતનો ખોલાશો કરનાર છું, તેમાં પેહલે એક વાત છે કે,"

"તે ગુલેસ્તાન વીષે છે," શીરીને તેણીના બોલો ઉંચકી લીધા. "પણ કાંઇ ફીકર ના કર હું તેણીને મારી બેટીના કરતાં વધારે ચાહીશ. તેણી પોતાના બાપની સરવે દોલતની હકદાર વારેસ ગણાશે અને એક પેટના બચ્ચાં કરતાં વધારે સુખથી મારી સાથ રેહેશે."

"શીરીનબાઇ, તમારો દીલગુરદો અસલથીજ મયાલુ છે. પણ મેં તમને મારી દીકરી વીશે કેહેવાને બોલાવ્યાં ન હતાં. તમોને પોતાનેબી છોકરાં હતાં!"

"હા! બે! પણ તેઓએ તો તે જેહાંનમાં વાસો કીધો છે!"

"નહી! નહી! શીરીનબાઇ, તમો એ તમારી બીજી બેટીને મરણ પામેલી નજરે નજર જોએ નથી. માટે તમો કેમ ખાતરીથી કહોછો કે તેણી મરણ પામી છે!"

"ઓ! એમના બોલો! એ વીચારજ મને દીવાની બનાવે છે! જો તેણી મરણ પામી નહી હોય તો હાલ છે! કેમ છે કેવી હાલતમાં છે?"

"ધીરજ રાખો, શીરીનબાઇ, ઠંડા પડો, અને ધીમેથી મારૂં સાંભલો?"

"પણ મારૂં બાલક, મારી દીકરી, તેણી કયાં છે?"

"સલામત છે, ધીરાં પડો અને મારૂં સાંભલો, મને જરાક દુધ આપો," રતને શીરીનને ઠંડી પાડી.

શીરીને તેણીને દુધ આપ્યું અને પછી તેજ જગા ઊપર મુગી મુગી પણ અધીરી જેવી પોતાના બાલકની હાલત વીષે જાણવા બેઠી.

---

## પ્રકરણ ૮૦ મું. (છેલ્લું.)

### ખોલાસો.

"સીરીનબાઇ," રતને પોતાનું મોંહ ખોલી હવે ખોલાસો કરવા માંડયો. "મુંબાઇમાં તમારાં રેહેવાનાં મકાનમાંથી તમારી બેટી આલાંનીજ વરસગાઠને દીવસે તેણી જે ગુમ થઇ ગઇ હતી, તેણીને જે ચોર ચોરી ગયો હતો તે હુંજ હતી. બેરાગના દુખથી કરીનેજ મને મારૂં બાલક ખોવું પડયું હતું અને તે બાલકના કીનામાં મેં તમારાં લોકોના દરેક બાલકનો નાસ કરવાંને જે સોગંદ લીધા હતા તે પુરા પાડવા ખાતરજ હું તમારાં એ પેહેલાં જીવતાં બાલકને તેની વરસગાંઠને દીને ચોરી ગઇ. તેણીને લઇ હું એક ઝાડીઓથી ભરાયલી ગીચ જગામાં આવી પુગી અને ત્યાં મને મારો નીમકહલાલ ચાકર રૂસતમ મળ્યો. તેણે એ બાલક મારા અસતકમાંથી પાછું લેવા મારી સાથ ઘણીજ બોંસ કીધી પણ જયારે મેં મારા સોગંદ પાલવાને ઠેડાવ કીધો હતો એવું તેને કહયું ત્યારે તે તદન નાસીપાસ થઇ ગયો અને કેહવા લાગો કે મારાં પગલાંના આધારે તમે લોકો મને કુતરાંઓની મદદથી પકડી કાઢશો. હું પકડાઇ ન આઉં તથા તમો લોકો પણ થોડોક વખત મારેથી નભરવસ રેહવો એવા વીચારથી મેં એક તલાવમાં આલાંનાં તથા મારાં કપડાં ભીનાવી કીનારા

ઉપર નાખ્યાં અને પછી છાલકાં પાણીમાં ચાલી હું બીજે કીનારે નીકલી ગઇ.

ત્યાંથી નીકલી હું ઘણાક દીવસો સુધી પેલાં બાલક સાથે જંગલે જંગલ રવડવા લાગી. અને એમ કરતાં એક દીવસે રાતના સુરત શેહરમાં આવી પુગી. તદન ઠાકી ગયલી હોવાથી તથા પવન બહુજ તોફાની હોવાથી, અને બે દીવસવેર કાંઇ પણ ખાણું ખાધેલું ન હોવાથી હું રસતામાં બેભાન થઇ પડી અને આલાં પણ મારી સાથ નીચે પડી.

જયારે હું સુધીમાં આવી ત્યારે એક દાંડયાના ઘરમાં હું પડેલી હતી. તે ગરીબ દુરવંદની માયા મેહરબાંનીથી હું થોડા વખતમાં તદન હુશીયાર થઇ હતી. આ દાંડયાના ઘરમાં તેની એક બેટી તથા એક નાહનો બેટો હતો. પેલા દાંડયાના ઘરમાં મને ત્રીજો દહાડો થયો કે મેં તેને કાલાવાલા કરી જે જગાએ હું પડી હતી તે જગાએ પુછપરછ કરી મારી સાથ એક બાલક હતું તેની તલાસ કરવા કહી. અને જણાવ્યું કે મારો ખાવીંદ મરી ગયલો હોવાથી હું તે બાલક સાથ કાંઇ ચાકરીની શોધમાં આવી હતી. તેણે મારી વાત ખરી માની અને તુરતજ મારે માટે એક ચાકરી શોધી કહાડી, એટલુંજ નહીં પણ હું જે જગાએ બેભાન હાલતમાં તેને મલી હતી તે જગાએ તેણે બહુજ બારીક તલાસ કીધી અને આખરે તેમાં તે ફતેહ પામ્યો. આલાને તે એક દુબરી ઓરત સાથ લઇને મારી આગલ આવ્યો. અને મેં તેણીના કાલા વાલા કરી તે મારીજ બેટી હતી એવું જણાવી તેણીને પાછી માગી લીધી.

એ પછી મને જ્યાં ચાકરી મલી હતી, ત્યાં આખો દીવસ કામ કરી સાંજે ફકત ચાર આનાનો રોજ લાવી હુ

તે બુઢાના હાથમાં આપતી જે તેના બદલામાં મને પોતાની પેલી બીજી દીકરી તરીકે સર્વે રીતે રાજી રાખતો હતો અને મારૂં તથા આલાનું ભરણ પોષણ કરતો હતો. અમો લોકો તેની સાથ થોડાક વખત મુસલમીન તરીકે છુપા વેશમાં રહયાં.

થોડાક વરસ ગયા પછી મને ખબર પડી કે બેરામ પાછો મુંબઇ શહેરમાં પગ ભર થયો હતો અને સરકારી શેરીફના મોહટા દરજજાની ઉપર નેમાવાની તેની વકી હતી. આ તેની આશા ઉંધી વાલવાનો મેં પાછો ઠેરાવ કીધો અને કાંઇ કામનું બાહનું કાંઢી મેં પેલા દાંડયા પાસથી રજા લીધી. તેણે બહુજ દલગીરી સાથ અમો લોકોને રજા આપી અને પોતાની ગરીબ ગુંજાસ માફક મને રસના ખરચના પચાસ રૂપીઆ આપી રવાને કીધી અને મેં પાછાં મારાં પગલાં મુંબઇ તરફ આલાં સાથ ફેરવ્યાં.

બહુ ઊતાવલથી મહા મહેનતે હુ મુંબઇ આવી પુગી. આ વખતે રસતામાં કાંઇ આફત ન પડે એવા વીચારથી મેં મારો પોશાક બદલી મરદનો વેશ લીધો હતો. તેજ વેશે હું એક ધરમશાલામાં ઉતરી અને ત્યાંથી રોજ બેરામની તલાસ રાખવા લાગી.

આખરે તેને પદવીપર ચહડવાનો દીવસ આવી પુગો. આલાંને મેં ધરમશાલાના રખેવાલ પરદેશીની એક ઓરતના સવાધીનમાં આપી હું પાછી આઉં ત્યાંસુધી તેની સંભાલ લેવા કહયું. અને મારેજ હાથે એક કાગજ લખી એક મુસલમીન મરદનો વેશ બરાબર પહેડી હું નીકલી અને વખત સર ધારાસભામાં દાખલ થઇ, બેરામને પેલું કાગજ આપી પાછી બહાર નીકલી

ઉતાવલે લોકોની નજરથી દુર થઇ ગઇ. અને મારા ધારવા પ્રમાણેજ બેરાંમે પોતાના એ ઓધાનું રાજીનામું મોકલ્યું.

એ બનાવ બન્યા પછી પંદર દીવસે બેરામ બહાર ગામ જતો રહયો તે મને ખબર મલી. કયાં ગયો તે ઠેકાણું કોઇએ મને કહયું નહીં. અને હું એમજ સમજતી હતી કે તે હવે મારા હાથમાથી છટકીગયો હતો, અને તેથી શું કરવું તે મને પોતાને પણ સમજ પડતું ન હતું, કારણ કે પેલા દાંડયાંએ આપેલા સર્વે પૈસા આ વખતે હવે નજદીક પુરા થવા આવ્યા હતા. આવી તંગીના વખતે હું વીચારમાં ને વીચારમાં ગુચવાંતી ફરતી હતી. તેટલામાં મને મારી નાટકસાળાનો માલેક રસ્તામા મલી ગયો અને તેને મારા જેવો એક ખેલાડી જોઇતો હતો તથા મને તેના જેવો કોઇ પૈસા આપનાર જોઇતો હતો એટલે અમો બેઉ જણ એકમેકના વીચારને મલતાં થવાથી હું મરદાની વેશેજ તેની સાથ તેના ખેલોમાં જોડાઇ. આલાં જે આ વખતે નજદીક સાત વરસની થઇ હતી તેને પણ એક નાહના છોકરાંનો વેશ આપી મેં મારી સાથે લીધી."

"ત્યારે આ તમારી સાથ નાહનો છોકરો છે તે શું મારી આલાંજ છે ?" શીરીન એકદમ ઉલતમાં આવી જઇ બોલી ઉઠી.

"હા, શીરીનબાઇ, એ છોકરો કોઇજ નહી, પણ તમારી ગુમ થયલી બેટી આલાંજ છે." રતને જવાબ આપ્યો.

"ઓ ત્યારે તેને મારી આગલ બોલાવો, તેને તેડો કે

હું તેને મારે ગલે લગાડું!" શીરીન બારણાં આગલ જતી બોલી.

"જરા સબર કરો. શીરીનબાઇ, હવે મારો દમ તદન આખર આવ્યો છે, હું હવે વધારે વાર જીવીશ નહીં પણ તે પહેલાં મારે જે કાંઇ થોડુંક વધારે કહેવું છે તે સાંભલી લેવો."

શીરીન મુંગે મોહડે પાછી આવી તેણીની આગલ બેઠી અને કુંવર આ મરવા પડેલી ઓરતના મરતી વખતના બોલો આતુરતાથી સાંભલવા લાંગાં.

"બે વરસ ફરતાં ફરતાં અમો લોકો અહીં આવી પુગાં." રતને આગલ ચલાવ્યું. "મારા ખેલની ત્રીજીજ રાતે મેં બેરામને જોયો અને તેની સાથ એક સુંદર છોકરીને પણ બેઠેલી જોઇ. આ છોકરીને જોતાંજ મારાં દીલમાં કાંઇ અજબ લાગણી ઉસકેરાઇ આવી. જેમ તેમ મેં મારો ખેલ ખલાસ કીધો અને મારા ઓરડામાં જઇ તે છોકરી કોણ હશે તે વીષે વીચાર કરતી હતી તેટલાં બેરામજ મારી સાંમે આવી ઉભો. મેં તેને પેલી છોકરી વીષે પુછ્યું પણ તેનો જવાબ તેણે મને પુરો પાધરો અપ્યો નહીં. તે છતાં મને એટલી ખબર મલી કે તે તેની કરી લીધેલી છોકરી હતી. તેની પાસે મેં એ છોકરીની માંગણી કીધી પણ તે વખતે તે તદન દીવાનો બની ગયો હતે તેણે મારી એ માંગણી રદ કીધી અને મારેથી જે થાય તે કરી લેવાનો મને તીરસકારથી હુકમ કીધો. મેં પણ તેને જણાવ્યું કે જો તે મને એ છોકરી નહી આપશે તો હું તેને ખુવાર કરીશ અને તેની ઉપર મારો જનુન કીનો લઇશ. અને તેમ કરવાના મેં તેજ ઘડી એ છુપા સોગંદ લીધા.

ભોગ થઇ પડયો હતો તેનો ખ્યાલ તેણીને બાવરો બનાવતો હતો. જે કાવતરૂં તેની ઉપર રચાયું હતું તે વીષે તેણી હવે સર્વને હાય મારવા લાગી. પણ પોતા ઊપર આ સર્વ આફત ખેંચી લાવનાર, આ સર્વ મુસીબતમાં તેણીને દુબાડનાર, આ સર્વ દુઃખોના મુલ–રતન–ની તેણીને આ દુઃખના વખતમાં પણ–રહેમ આવી. તે તેણીની પીતરણ બહેન થતી હતી, તેણીની રગોમા પણ આ રહેમવંતી ઓરતનુંજ લોહી દોડતું હતું અને તેથી 'લોહી લોહી ઉપર દોડે' તે પ્રમાણે પોતાને દુઃખ દેનાર રતનની છેલ્લી ઘડીઓ નીરાતમાં કાઢવાનો આપણી દુઃખી શીરીને ઠેડાવ કીધો. જો તેણી ચાહતે તો કુંવરને પોતાના શાખશી તરીકે રાખી પોતાના ખાવીંદને ઇનસાફની ચુંગાલમાં પકડાવનાર આ સહેતાન ખસલતની ઓરતને તેણી પણ તેજ ઇનસાફની ચુંગાલમાં આપતે અને એક ખરા ગુનેહગારને જાહેર પાડી તેને તેની સજાએ પોંહચાડી પોતાના મરનાર ખાવીંદના સરપર આવેલો બતો દુર કરતે. પણ તે બધું કરી, આ મરણ કાંઠે આવેલી નારને વધારે દુઃખી કરી, તેણી પોતાના સ્વરગવાસી ખાવીંદને પાછો મેલવી શકતે નહીં. એટલુજ નહીં પણ જગતની બતરીસીએ ચહડી રહેલાં પોતાના કુંટુંબને વધારે નાલેસીમાં નાંખતે. એવા વીચારથીજ શીરીને ગઇ ગુજરી તરફ આ વખતે આંખ વીચી અને રતનની છાતી ઉપર પોતાનો નાજુક હાથ મુંકી રડતી ચશમોએ બોલી;—

"નહીં, રતન, નહીં તેં અને મેં જે દુઃખો સહન કીધાં છે તેજ આપણ બેઉની જીંદગીનો જલદી નાશ કરવાને બસ છે. મારા મરનાર ખાવીંદની ઉપર મેલાયલા વાંક વીષે તેં જે ખુલાસો કીધો તે તેને મારી આંખમાં નીરપરાધ ઠેડવવાને

બસ છે, અને તું તારી એ અઘટીત ચાલનો જે પસતાવો કરે છે તે જોકે હવે બહુજ અસુરો છે પણ તે છતાં તે રેહેમી દાવર ખરાં જીગરથી પસતાવો કરનારને તેનો ગુનાહ માફ કરે છે."

"શીરીનબાઇ, તમારી તરફથી આવી વરતણુકની મેં મુદલ આશા રાખી ન હતી. પણ હવે મારી ખાતરી થઇ છે કે તમોએ મને તદન માફ કીધું છે. કુંવરબાઇ, બહારથી પેલાં છોકરાંઓને બોલાવો!" રતને નસોસ પડીને કહયું.

કુંવર તુરતજ તેણીના હોકમને તાબે થઇ અને ગુલેસતાન અને પેલો છોકરો દાખલ થયો.

"દીકરા કેકુ, મારાં મરણ બાદ તું આ બાનુને તારાં પોતાના માય કરી ગણજે. એવણ તારાં હવે પછી મા થશે. શીરીનબાઇ, મારાં મરણ બાદ તમો એ પશું બાલકને સર્વ હકીકત કહી અને એની ખરી હાલતથી વાકેફ કરજો. હવે મારી મરતી વખતની ફકત એજ બીજી અરજ છે કે આ પ્યારી બેટીને જેમ તમો અત્યાર વેર તમારી કરી ગણતાં આવ્યાં હતાં તેમજ ગણી એને એની ખરી માતાનો ગમ વીસરાવજો, અને એને તમારી આ એક બેટીની સાથ બીજી તરીકે ગણજો."

એટલું બોલી રતન તદન નસોસ થઇ પડી. શીરીને તુરતજ પોતાના માણસો તેડી મંગાવી તેણીને માટે દાકતરો બોલાવ્યા અને પોને જાતે તેણીની આગલની આગલ રહી સર્વ પ્રકારની માવજત કીધી. પણ સર્વ ફોકટ. રતન મોહોતના પંજામાં સપડાઇ ચુકી હતી, આ હાલતમા તેણીએ નજદીક બાર કલાક કહાડયા જે પછી પોતાની વહાલી બેતીના ખોલામાં માથું મુકી તેણીએ પોતાની આ દુખી જીંદગીનો અંત આણયો.

આખાં ઘરમાં રડાપીત ચાલી રહી, ગમે એવી દુખ દેનાર પણ પોતાનેજ લોહીનો ગાંઠ રાખનાર આ ઓરતના મરણ ઉપર સર્વજણાઓએ આસુ વરસાવ્યાં.

આખરે તેણીને અવલ મંજલ પોંચાડવામાં આવી અને શીરીન પેલાં બેઉ બાલકો જેઓમાં એક આપણી ગુલેસ્તાન તથા બીજી કોઇજ નહી, પણ સીરીનની ગુમ થએલી બેટી આલાં જેણીએ વાંચનાર જાણે છે કે રતન ચોરી ગઇ હતી તે હતી તેઓને લઇને પોતાને ઘર ગઇ.

અંહી તેણીએ નજદીક એક વરસ બીજું ગાલી કાઢયું જે વખતના અરસામાં કુંવરબાઇના ખાવીંદની મદદથી તેણીએ રતનના ઘરનો સર્વ સામાન વેચી તેનું તથા પોતાના ખાવીંદના મરણ બાદ એક વરસે રૂસતમ—રતનનો નીમકહલાલ ચાકર આલા અને ગુલેસ્તાન સાથ મુંબઈના ઘીચ વસતીવાલા ભાગમાં આવી વસી.

રૂસતમ વીષે હવે વાંચનારને થોડોક ખુલાસો કરવો છે. શીરીબાઇનું છોકરૂં ચોરી રતન જેવારે રૂસ્તમથી છુટી પડી ત્યારે આ નીમકહલાલ ચાકરે તેણીની શોધમાં બહુ દીવસો ગાલ્યા પણ આખરે તેણી નહીજ મલવાથી તે કટાંલવાથી તે કટાંલી ગમે એ પ્રમાણે કટાંલેલો તે એક દીવસ મુંબઇમાં ફરતો હતો તેટલાં તેને કુંવર મલી અને તેણીએ તેને તુરતજ ઓલખી કહાડયો તથા તેને પોતાને ઘર લઈ ગઇ. ત્યાં તેણીએ તેની બાઇ—રતન, વીષે પુછપરછ કીધી. પણ રૂસતમ પોતાની બાઇની સર્વ હકીકત જાણતો હોવા છતાં તેણે તેણીની આબરૂ ને ઉઘાડી નહીં પાડવાના ઇરાદાથી તેણી

બેઉ જણુ મરણુ પામ્યા હતાં અને તેથીજ તે હવે ચાકરી ધંધા વગર એકલો રખડતો હતો. કુંવરે તુરતજ તેને પોતાના ખાંવીદના હોકમથી પોતાની નોકરીમાં રાખયો અને એ પછી .તે તેઓ સાથ કલકતે આવ્યો હતો, જ્યાં તેને ખબર પડી કે તેની બાઇ રતન પણ ત્યાંજ છુંપે વેશે રેહતી હતી. જ્યારે તેને બેરામ અને રતન વચ્ચે તે વખતે થએલી ખટપટની કુવરથી ખબર પડી ત્યારેજ તે પાછો તુરત પોતાની બાઇની મદદે ગયો હતો પણુ હઠીલી રતને તેનું પણ કહયું માન્યું નહીં હતુ, અને આખરે આપણે ઉપર વાંચી ગયા તે ફેજે પુગી હતી. પણુ રૂસતમ પોતાની નીમક હલાલીને વલગી રહીને તથા પોતાની બાઇની છોકરી જીવતી છે અને તેબી પોતાના બાપના ઘરમાંજ અંજાણુ પણે ઉછરી છે એવું જાણી તે અતયંત ખુશી થઇ ગયો હતો અને તેથીજ તે એ વહાલી બાઇની વહાલી બેટી સાથ રેહવાને ખુશી થયો અને એક બોલે શીરીનબાઇનું ઇજન માન્ય કરી તેઓ સાથ જવા તતપર થયો હતો.

શીરીનબાઇથી છુટાં પડતાં કુંવરે બહુજ આંસુઓ ખેરવ્યાં હતાં, અને તેણીને સાથ એક બહેન તરીકેનો વેહવાર રાખવાને તેણીને અરજ કીધી હતી.

શીરીનબાઇએ પોતાના જમશેદબાગનો તથા પુણા ખાતેના ખાનબહાદુરવાલા બંગલાનો કબજો પોતાને હાથ લીધો અને 'જમશેદ બાગ' ભાડે આપી પોતે પુણા ખાતે 'ખાનબહાદુર' વાલા બંગલામાં પોતાની બે વહાલી બાલકીઓ સંગાતે રેહવા ગઇ.

ગુલેસતાન અને આલાંને તેણીએ બહુજ ઉંચ પ્રકારની કેલવણી આપી, અને તેઓ ઉપર પોતે જાતે દેખરેખ રાખતી

ગઇ, અને જયારે તેઓ પુખ્ત ઉમરે પુગી ત્યારે તેઓને તે-ઓની લાયકાતના ભરથારો અપાવી તેઓની જીંદગી સુખી કીધી.

હાલ તેણી પોતાની એ બેઉ દીકરીઓના દીકરા દીકરી-ઓનાં એક નાહનાં જેવાં લશકરની વચે એક સરદાર તરીકે પુણા ખાતે વસે છે તથા તેઓ વચે પોતાનો વખત રોકી પોતાના આગલા દુઃખી દીવસો વીસરી હવે સુખમાં પોતાનો વખત કાહડે છે.

ગુલેસતાન તથા આલાં બેઉ બેહનો કરતાં પણ વધારે મોહબતથી એકમેક સાથ વરતી પોતાની માતાના સુખમાં ઉમેરો કરે છે, અને તેઓના ભરથારો જેઓ મોટા ઓધાઓ ધરાવેછે તેઓ એ કબીલાનું સુખ પુરૂં કરી આપે છે.



**સમાપ્ત**

